[ ૧૯૪૦ની મૅટ્રિક પરીક્ષા માટે
મુંબઈ યુનિવર્સિટીએ નક્કી કરેલ
સંસ્કૃત સિલેક્શન્સની

# માર્ગદર્શિની

[ પાઠ્ય સિલેક્શન્સ: સમાસવિગ્રહ, સવિસ્તર સમજૂતી ગુજરાતી અને અંગ્રેજી ભાષાંતર, ગ્રંથ અને ગ્રંથકારનો પરિચય, અંગ્રેજીમાંથી સંસ્કૃત ભાષાંતર કરવાના નમૂનાઓ, અને પ્રશ્નો તથા બીજી વિગતોથી ભરપૂર ]

તૈયાર કરનાર
મધુસૂદન ચિમનલાલ મોદી એમ. એ., એલએલ. બી.
સર પરશુરામભાઉ કૉલેજના ભૂતપૂર્વ ફેલો, પૂના.
વાઇસ-પ્રિન્સિપાલ, ધી ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલ, અમદાવાદ

ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

સને ૧૯૪૦ની મૅટ્રિક પરીક્ષા માટે
મુંબઈ યુનિવર્સિટીએ નક્કી કરેલ
સંસ્કૃત સિલેક્શન્સની

# मार्गदर्शिनी

[ખાસ વિશિષ્ટતા: સમાસવિગ્રહ, સવિસ્તર સમજૂતી ગુજરાતી અને અંગ્રેજી ભાષાંતર, ગ્રંથ અને ગ્રંથકારનો પરિચય, અંગ્રેજીમાંથી સંસ્કૃત ભાષાંતર કરવાના નમૂનાઓ, અને પ્રશ્નો તથા બીજી વિગતોથી ભરપૂર.]

તૈયાર કરનાર
મધુસૂદન ચિમનલાલ મોદી એમ. એ., એલએલ. બી.
સર પરશુરામ ભાઉ કૉલેજના ભૂતપૂર્વ ફેલો, પૂના.
વાઈસ-પ્રિન્સિપાલ, ધી ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલ, અમદાવાદ

ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

# ઉપયોગી

ગયાં ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં આ વર્ષે યુનિવર્સિટીએ થોડોક ફેરફાર કર્યો છે. તે નીચે છાપેલા સંસ્કૃતના અભ્યાસક્રમ ઉપરથી જણાશે:

One paper—( three hours )—100 marks

I Translation of unseen passages from and into Sanskrit. 35 marks.

An easy narrative passage shall be set for translation.

II Translation of passages from the prescribed texts with explanation of specified words and expressions occuring therein.

40 marks.

III Questions on grammar arising out of the texts:

(Compounds, recognition of forms, etc.)

25 marks.

એ અભ્યાસક્રમની સમીક્ષા કરીએ તો માલમ પડશે કે ૫૦ માર્ક્સ જે ટેક્સ્ટના ભાષાંતર અને તેમાં આવેલા શબ્દો ઉપર ટિપ્પણ માટે પહેલાં અલગ રાખેલા હતા તેમાંથી ૧૦ માર્ક્સ લઈ લેવામાં આવેલા છે, અને વ્યાકરણનો વિભાગ ૧૫ માર્ક્સથી વધારી ૨૫ માર્ક્સ સુધીનો કરવામાં આવ્યો છે.

આ ઉપરથી એમ સમજાય છે કે અભ્યાસક્રમ ઘડનારાઓ બરોબર વ્યાકરણસહિત વિદ્યાર્થીએ ટેક્સ્ટનો અભ્યાસ કરવો જોઈએ એમ ઇચ્છે છે. આથી કેવળ ભાષાંતર ઉપર જ મદાર બાંધનારાઓએ ચેતવણી લેવાની જરૂર છે, અને અહીં આપેલાં ટિપ્પણોનો બારીકીથી અભ્યાસ કરી પછી જ ભાષાંતર ઉપર

વિદ્યાર્થીએ જવું એ સાચો માર્ગ જણાય છે. આથી 'માર્ગદર્શિની'નાં સવિસ્તર ટિપ્પણો કેટલાં જરૂરી છે તે વિદ્યાર્થી સમજી શકશે.

આખીય 'માર્ગદર્શિની'નું વિવરણ, ભાષાંતર વગેરે ઉપરના યુનિવર્સિટીના પાઠક્રમને લક્ષ્યમાં રાખીને જ કરવામાં આવ્યાં છે. એટલે 'માર્ગદર્શિની' ખરેખર વિદ્યાર્થીને સાચો જ માર્ગ દર્શાવનાર થઈ પડશે, એમાં બિલકુલ શંકા નથી.

છેલ્લા બે સાલથી 'માર્ગદર્શિની'ને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ તરફથી સારી પ્રશંસા અને આવકાર મળ્યાં છે. ગઈ સાલ 'માર્ગદર્શિની'ની ત્રણ આવૃત્તિઓ પાંચ માસ જેટલી ટૂંક મુદતમાં ખલાસ થઈ ગઈ હતી, તે તેની વિદ્યાર્થી પ્રિયતાની સચોટ નિશાની છે. આ વર્ષે તો અમે 'માર્ગદર્શિની'માં કેટલાંક ઉત્તમ તત્ત્વો ઉમેર્યાં છે, એટલું જ નહિ પણ તેની શુદ્ધિ, સુંદર કાગળ અને છપાઈની દૃષ્ટિએ પણ આ પ્રકાશન સુંદર અને વિશુદ્ધ બને તેવી કાળજી રાખી છે. 'માર્ગદર્શિની'માં કોઈ પણ બાબત— પછી રૂપ હોય કે કોઈ મુશ્કેલ ઉલ્લેખ—અધૂરી કે સંદિગ્ધ રહેવા દીધી નથી. કેટલાક શિક્ષકો અને વિદ્યાર્થીઓની માગણીને માન આપી અંગ્રેજી ભાષાંતર પણ આપવામાં આવેલું છે. 'માર્ગદર્શિની'ની સંપૂર્ણતા વિષે વિદ્યાર્થીએ લવલેશ પણ શંકા રાખવી નહિ. તેની દરેક મુશ્કેલીનો આમાં ઉકેલ મળશે જ.

છાપકામ સફાઈથી થાય અને શુદ્ધિ જળવાઈ રહે તે માટે ખાસ યત્ન કરવામાં આવ્યો છે. પરંતુ જે કાંઈ અશુદ્ધિ રહી ગઈ હશે તેને માટે છેવટે શુદ્ધિપત્ર આપવામાં આવશે. ટૂંકામાં, વિદ્યાર્થીઓને સંપૂર્ણ મદદ મળે એ આશયથી જ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓને આથી સાચું માર્ગદર્શન મળશે એમ હું ઇચ્છું છું.

૫–૬–'૩૯ મધુસૂદન ચિમનલાલ મોદી

# ॥ गद्यविभागः ॥

## १

## वज्रदंष्ट्रस्य सिंहस्य तदन्याश्च कथाः ।

## [ વજ્રદંષ્ટ્ર સિંહની અને તેના સંબંધી કથાઓ ]

**પ્રાસ્તાવિક :** આ પાઠ 'પંચતંત્ર' નામે જાણીતા ગ્રંથમાંથી લેવામાં આવ્યો છે. 'પંચતંત્ર'નો કર્તા વિષ્ણુશર્મા છે. લેખક પોતે જ પ્રસ્તાવનામાં જણાવે છે કે આ ગ્રંથ શિખવાડી તેણે મૂર્ખ રાજપુત્રોને છ માસમાં જ નીતિશાસ્ત્રના સિદ્ધાંતોમાં પ્રવીણ કર્યા હતા. તે કહે છે:

**अधीते य इदं नित्यं नीतिशास्त्रं शृणोति च ।**
**न पराभवमाप्नोति शक्रादपि कदाचन ॥**

આખોય ગ્રંથ કરટક અને દમનક એ બે શિયાળની વાતચીતમાં જ ગોઠવ્યો છે. ગ્રંથની ભાષા સરળ, સમજી શકાય તેવી સાદી અને લોકભોગ્ય છે. વાર્તાઓમાં પ્રાણીઓને મુખ્ય પાત્ર બનાવી વસ્તુસંકલના કરવામાં આવી છે. તેથી આ કથાઓમાં અનેરી રમૂજ ઉપજે છે. દરેક કથા પાછળ લૌકિક વ્યવહારનો અને રાજનીતિનો કોઈ સિદ્ધાંત સચોટ રીતે ગોઠવવામાં આવ્યો છે. આમ, આ કથાઓ વાંચતાં વાચકને આનંદ અને સમજ બંનેનોય લાભ મળે છે. મૂર્ખ રાજપુત્રોને નીતિશાસ્ત્ર (Science of Politics) શીખવવાનો હેતુ ગ્રંથકર્તાએ સુંદર રીતે સાધ્યો છે.

'પંચતંત્ર'નાં પાંચ તંત્ર છે: મિત્રભેદ, મિત્રપ્રાપ્તિક, કાકોલૂકીય, લબ્ધપ્રણાશ અને અપરીક્ષિતકારક. પ્રસ્તુત પાઠની કથાઓ 'મિત્રભેદ' નામના પ્રથમ તંત્રમાંથી લેવામાં આવેલી છે.

'પંચતંત્ર'ની વાર્તાઓ 'ઇસપની નીતિકથાઓ'ની માફક ખંડેખંડ પ્રખ્યાત હતી. 'પંચતંત્ર' યુરોપમાં ઘણા લાંબા કાળથી જાણીતું હતું. તેની વાર્તાઓના મૂળની હયાતીના પુરાવા ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાંના મળે છે, એમ જર્મન વિદ્વાન હર્ટલે બતાવ્યું છે. ખુશરુ નૌશિરવાન નામના ઇરાનના બાદશાહે ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં આ ગ્રંથનું પહેલવીમાં ભાષાંતર કરાવ્યું હતું. અત્યારના 'પંચતંત્ર'માં મળતી વાતો અને દૃષ્ટાંતો લોકોમાં તો જૂના કાળથી જ પ્રચલિત અને પ્રસિદ્ધ હતાં. આ બધાને ગોઠવી, સૂત્રબદ્ધ કરી, વિષ્ણુશર્માએ સંસ્કાર્યાં. જુદાજુદા નીતિ-ગ્રંથોમાંથી તેણે સુંદર શ્લોકો ઉમેરી ગ્રંથને શણગાર્યો. 'પંચતંત્ર'ના વાચકને દેખાઈ આવશે કે વિષ્ણુશર્માને જ્યોતિષ, નીતિશાસ્ત્ર, મહાભારત, રામાયણ અને સ્મૃતિઓનો સારો પરિચય હતો. 'હિતોપદેશ' એ પંચતંત્રના સારરૂપ અને પછીનો ગ્રંથ છે. 'પંચતંત્ર'માં માઘ વગેરેના શ્લોકો ટાંકવામાં આવેલા છે, એટલે અત્યારના 'પંચતંત્ર'ને લગભગ દશમાથી અગિયારમા શતકમાં મૂકી શકાય. 'પંચતંત્ર'ની ભાષા શુદ્ધ પાણિનીય નથી : લૌકિક વાણીની અસર તેના ઉપર મોટા પ્રમાણમાં છે.

**કથાનું અનુસંધાન :** આ પાઠમાં મૂકવામાં આવેલી કથાઓને પહેલા તંત્રની મુખ્ય વાર્તા સાથે સંબંધ છે, એટલે પહેલા તંત્રની મુખ્ય કથાવસ્તુ આપણે જાણવી જોઈશે. પ્રથમ તંત્રને 'મિત્રભેદ' એવું નામ આપવામાં આવ્યું છે. લુચ્ચા લોકો મિત્ર વચ્ચે કેવી રીતે ભેદ પડાવે છે તેનું વર્ણન આ તંત્રમાં આપવામાં આવ્યું છે.

પિંગલક નામે સિંહ એક વનમાં રાજા હતો. તેને ઘણા અનુચરો હતા. કરટક અને દમનક એ બંને શિયાળો મંત્રીપુત્રો હતા, પણ તેમની પાસેથી મંત્રીપદ લેઈ લેવામાં આવેલું હતું.

તેમની ઇચ્છા મંત્રીપદ પ્રાપ્ત કરવાની હતી. અને તેથી તેઓ છેટેછેટેથી સિંહ પિંગલકના પરિવારને અનુસરતા હતા.

એક દિવસ સંજીવક નામે બળદ યમુના નદીના પ્રદેશમાં ચરવા આવ્યો હતો. તેણે ગર્જના કરી. આથી સિંહને ભય લાગ્યો. તેને લાગ્યું કે કોઈ અન્ય ભયંકર પ્રાણી આ વનમાં આવ્યું છે. કરટક અને દમનકે આ પરિસ્થિતિને પોતાના લાભમાં ઉતારવા યત્ન કર્યો. યુક્તિપ્રયુક્તિથી સંજીવક બળદ અને પિંગલક સિંહ વચ્ચે દમનકે મૈત્રી કરાવી. ત્યારપછી તો પિંગલક સંજીવકનો પરમ મિત્ર બન્યો—એટલે સુધી કે તે શિકાર પણ કરતો નહિ. આથી તેના પરિવારનાં પ્રાણીઓ નાસી છૂટયાં. દમનક પણ જુદો પડયો.

દમનકે વિચાર કર્યો કે કોઈ પણ હિસાબે સંજીવકનું મૃત્યુ થાય તો મંત્રીપદ પ્રાપ્ત થાય અને સારો દિવસ આવે. આથી દમનકે સંજીવકને મારી નાખવા સિંહને સમજાવ્યો, અને સિંહ પાસે જઈ તેનો ક્રોધ શમાવવા માટે અથવા નાસી જવા માટે સંજીવકને સમજાવ્યો. આપણી કથામાં માલમ પડશે કે સંજીવક છેવટે પિંગલક સિંહ પાસે જવાનો નિશ્ચય કરે છે. સંજીવક જેવો ત્યાં જાય છે, તેવો પિંગલક તેના ઉપર કૂદી પડે છે. પરંતુ સંજીવક છટકી જઈ યુદ્ધ કરવાનો નિશ્ચય કરી ઊભો રહે છે. દમનકની નીતિ માટે કરટકને ઘડીભર અવિશ્વાસ ઊભો થાય છે; પરંતુ છેવટે પિંગલક સંજીવક બળદને મારી નાખે છે. દમનક તેનો મંત્રી બને છે; અને મિત્ર સંજીવકને મારી નાખ્યો તેથી પિંગલકને થયેલા શોકનું દમનક સાન્તવન કરે છે.

આ અનુસંધાનથી આ કથાઓ સારી રીતે સમજાશે.

**સાર:** કોઈ એક પ્રદેશમાં વજ્રદંષ્ટ્ર નામે સિંહ રહેતો હતો. તેને ચતુરક અને ક્રવ્યમુખ નામે શિયાળ અને વરુ નોકરો હતા.

એક દિવસ એક ગર્ભિણી ઊંટડીને સિંહે મારી નાખી. તેના પેટમાંથી જીવતું બચ્ચું નીકળ્યું; તે મોટું થયું એટલે તેનું નામ શંકુકર્ણ પાડ્યું. આ પ્રમાણે શંકુકર્ણ ઊંટ, ચતુરક શિયાળ અને ક્રવ્યમુખ વરુ તથા વજ્રદંષ્ટ્ર સિંહ એ ચારેય સાથે વિહાર કરતા. એક દિવસ એક ઉન્મત્ત હાથી સાથે યુદ્ધ કરતાં સિંહ એવો તો ઘવાયો કે શિકાર કરવા માટે પોતાની જગ્યાએથી ખસવાને પણ અસમર્થ થયો. તેણે પોતાના અનુચરોને કોઈક પ્રાણીને પોતાની પાસે લાવવા કહ્યું; પણ તેના અનુચરોને સાંજ સુધી કોઈ મળ્યું નહિ. ચતુરકે યુક્તિ કરી શંકુકર્ણ ઊંટને મારી નંખાવવા યોજના ઘડી. ચતુરકે શંકુકર્ણને કહ્યું કે આપણા માલિકના પ્રાણ જોખમમાં છે, અને જો તું આ જન્મે તારું શરીર માલિકને આપી દે તો તને બેવડું શરીર મળે. શંકુકર્ણે ધર્મની શાખે આ કબૂલ્યું. પિંગલક આગળ તે બધા ગયા, અને શંકુકર્ણને પિંગલકની સાથે કબૂલાત થતાં શિયાળે અને વરુએ ફાડી નાખ્યો. ત્યારપછી સ્નાનસંધ્યા કરવા, શિયાળને મરેલું ઊંટ સોંપી, સિંહ નદીએ ગયો. ચતુરકને તો આખોય ભક્ષ્ય એકલાને જોઈતો હતો, એટલે તેણે યુક્તિ કરી પેલા ક્રવ્યમુખ વરુને કહ્યું કે તું ભૂખ્યો છે માટે આ મારેલા ઊંટમાંથી સ્વામી આવે ત્યાં સુધી કાંઈક ખા. સિંહ આવતો હતો એટલામાં વરુને શિયાળે ત્યાંથી ખસેડ્યો. સિંહ ઊંટને જોતાં જ અત્યંત ગુસ્સે થયો અને કહ્યું: "મારું ભક્ષ્ય કોણે ઉચ્છિષ્ટ કર્યું?" ક્રવ્યમુખ દયામણો બની ગયો, પરંતુ શિયાળે કહ્યું, "માંસ ખાઈ જઈને હવે બચાવ માટે મારા સામું જુએ છે?" આ સાંભળી વરુ ત્યાંથી નાસી ગયો.

એટલામાં ઘંટડીનો ભયંકર અવાજ સંભળાવા લાગ્યો. સિંહને બીક લાગી, અને ચતુરક શિયાળને તપાસ કરવા મોકલ્યો. ચતુરકે આવીને કહ્યું: "બની શકે તેટલી ત્વરાએ જતા રહો; પેલા ઊંટના પિતાપિતામહ વગેરેને લઈને ધર્મરાજા તમને મારવા આવે

છે. એ ગુસ્સે થયા છે અને કહે છે કે "શા માટે સિંહે એના નક્કી થયેલા વખત પહેલાં ઊંટને મારી નાખ્યું?" આ સાંભળી ભયભીત બની, પ્રાણ બચાવવા સિંહ ત્યાંથી નાસી છૂટચો. ચતુરક શિયાળ આખાય ઊંટને ધીમેધીમે મોજથી ખાઈ ગયો. માટે ખરું જ છે કે :

પારકાને પીડા ઉપજાવનારો અને પોતાનો સ્વાર્થ સાધનારો પંડિત પુરુષ ચતુરકની પેઠે જો ખાય નહિ તો તેને મૂર્ખબુદ્ધિ જાણવો.

[ મુખ્ય વાર્તા ચાલુ ]

આ વાર્તા દમનક સંજીવક બળદને કહી ત્યાંથી ચાલ્યો ગયો. સંજીવકે ઘણો વિચાર કરી છેવટે પિંગલક સિંહ પાસે જ જવાનું નક્કી કર્યું. ગભરાતો ગભરાતો તે સંજીવક પ્રણામ કર્યા વિના દૂર બેસી ગયો, તેથી પિંગલકે તેના ઉપર હુમલો કર્યો. શિંગડાંની મદદથી છૂટી સંજીવક એક બાજુએ ઊભો રહ્યો.

આ પ્રમાણે સ્થિતિ હતી ત્યારે પાસે જ દમનક અને કરટક વિચાર કરવા લાગ્યા. કરટક કહેવા લાગ્યો : આ ઠીક થયું નહિ; કારણ કે સિંહ મરી જાય અને સંજીવક જીવી જાય તો ઠીક નહિ; અને પછી વળી સંજીવકને મારવાની યોજના કરવી પડે. સિંહ મરી જાય તો રાજા વિના મંત્રી બનવું પણ ઠીક ન થાય. આ પ્રમાણે કહી કરટક દમનકને રાજ્યનીતિ માટે અયોગ્ય પુરવાર કરી — મૂર્ખને ઉપદેશ કરવાથી શું ફળ? એ બાબત ઉપર વાત કરવા લાગ્યો.

[ ઉપકથા : ૧૭ : વાંદરાઓ અને સૂચીમુખ ]

એક દિવસ ટાઢ અને વરસાદથી પીડાતા વાંદરાઓ ચણોઠી ભેગી કરી તેને અગ્નિના કણ માની ફૂંકતા હતા. આ સૂચીમુખ નામના પંખીએ જોયું; અને તે કહેવા લાગ્યું : "આ તો ચણોઠીઓ

છે; એમાંથી અગ્નિ મેળવવા શા માટે વૃથા યત્ન કરો છો?" એક વૃદ્ધ વાંદરાએ કહ્યું : "ભાઈ, તું શું કામ ડહાપણ કરે છે? એ જે કરતા હોય તે કરવા દેને!" પરંતુ સૂચીમુખ પંખીએ તો શિખામણ આપવી છોડી નહિ. એટલે એક વાંદરાએ પોતાના વ્યર્થ પ્રયત્નોથી ચિડાઈ જઈ, આ પંખીને એની પાંખોથી પકડી પથ્થર સાથે અફાળી મારી નાખ્યું.

એટલે જ વળી :

મૂર્ખોને ઉપદેશ આપવો, એ ઊલટો તેને કોપનું કારણ થઈ પડે છે, સર્પોને દૂધ પાવાથી કેવળ ઝેરનો વધારો થાય છે.

જેવાતેવા માણસને ઉપદેશ આપવો નહિ. ઉપદેશ આપવાથી મૂર્ખ વાંદરાએ સુઘરીને શિક્ષા કરી હતી, તે તરફ દૃષ્ટિ કર.

**[ ઉપકથા : ૧૮ : સુઘરી અને વાંદરો ]**

એક દિવસ ટાઢથી પીડાઈ એક વાંદરો ખીજડીના ઝાડ નીચે આવીને બેઠો. ઉપર સુઘરીનો માળો હતો. સુઘરીએ વાંદરાને માણસ જેવો જોઈ 'શા માટે તું ઘર બાંધતો નથી?' એમ કહી ઠપકો આપ્યો. વાંદરો આ સાંભળી ગુસ્સે થયો, ઝાડ ઉપર કૂદ્યો અને તેણે સુઘરીનો માળો ભાગી નાખ્યો.

## पृ. १ : पं. १-२०

**कस्मिंश्चित्**–કોઈ એક. **किं**–પ્રશ્નાર્થ સર્વનામનાં રૂપને **चित्**, **चन** તથા **अपि** લગાડવાથી અનિશ્ચિત સર્વનામનો અર્થ આવે છે. **कस्मिन्** (**किं**નું સપ્તમી એ. વ., પુ.)+**चित्**=**कस्मिंश्चित्**. **वनोद्देशे**–**वनस्य उद्देशे** (ષ૦ ત૦), વનના પ્રદેશમાં. **वज्रदंष्ट्रः**–**वज्रमिव दंष्ट्राः यस्य सः** (બ૦ વ્રી૦), વજ્ર જેવી મજબૂત જેની

દાઢ છે તેવો: સિંહનું વિશેષ નામ. **चतुरकक्रव्यमुखनामानौ-चतुरकश्च क्रव्यमुखश्च चतुरकक्रव्यमुखौ** (દ્ર૦દ્વ૦); **चतुरकक्रव्यमुखौ इति नामनी ययोस्तौ** (બ૦ વ્રી૦), ચતુરક અને ક્રવ્યમુખ એ જેનાં નામ છે તે. **क्रव्यमुख:-क्रव्यं मुखे यस्य सः** (બ૦ વ્રી૦), જેના મુખમાં માંસ છે તેઃ વરુનું વિશેષ નામ. **शृगालवृकौ-शृगालश्च वृकश्च** (દ્ર૦દ્વ૦), શિયાળ અને વરુ. **भृत्यभूतौ**-જે નોકરો બનેલા હતા. **सदैवानुगतौ-सदा+एव+अनुगतौ**, હંમેશાં જ અનુસરતા; હંમેશના અનુયાયી. **तत्रैव वने प्रतिवसत:**-તે જ વનમાં રહેતા હતા. **प्रतिवसतः-प्रति+वस्** ગ. ૧, પરસ્મૈ., ૩ પુ., દ્વિ. વ., વ. કા., રહેતા હતા. **अथ**-હવે; આ શબ્દના ઉપયોગ માટે જુઓ Apte's Guide, Lesson XXI § 244: **मंगलानन्तरारम्भप्रश्नकार्त्स्न्येष्वथो अथ** (**अमर.**); અહીં **अनन्तर**='પછી'ના અર્થમાં તેનો ઉપયોગ છે. **अन्यदिने-अन्यश्चासौ दिनश्च** (કર્મ૦). **तस्मिन्**-બીજે દિવસે. **कदाचित्**-કોઈ એક વાર. **आसन्नप्रसवा-आसन्नः प्रसवः यस्याः सा** (બ૦ વ્રી૦), જેનો પ્રસૂતિનો સમય પાસે આવ્યો હતો તેવી. **प्रसववेदनया-प्रसवस्य वेदनया** (ષ૦ ત૦), પ્રસૂતિની વેદનાથી. **स्वयूथात् भ्रष्टा-स्वं यूथम्** (કર્મ૦), **तस्मात्-स्वयूथात्** પોતાના ટોળામથી; **भ्रष्टा**-કર્મ. ભૂ. કૃ., **भ्रंश्** ગ. ૧, આત્મને., ગ. ૪, પરસ્મૈ., સ્ત્રી., પ્રથમા એ. વ., છૂટી પડેલી. **उष्ट्री**-ઊંટડી. **उपविष्टा-उप+विश्** ગ. ૬, પરસ્મૈ. નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા એ. વ., બેઠેલી. **वनगहने-वनस्य गहने** (ષ૦ ત૦), વનની ઝાડીમાં. **समासादिता-सम्+आ+सद्** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક **समासादयति**નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા એ. વ., સ્ત્રી., મેળવાઈ; પ્રાપ્ત થઈ. **व्यापाद्य-वि+आ+पद्** ગ. ૪, આત્મને.નું પ્રેરક **व्यापादयति**નું સંબં. કૃ., મારી નાખીને. **यावद्-तावद्**નો ઉપયોગ ધ્યાનમાં રાખો. જુઓ Apte's Guide, Lesson XXVII § 300.

**उदरं स्फोटयति**–પેટને ફાડે છે. **स्फुट्** ગ. ૬, પરસ્મૈ.નું પ્રેરક રૂપ: **स्फोटयति**. સંધિ: **तावत्+जीवन्+लघुः+दासेरक-शिशुः+निष्क्रान्तः**. **जीवन्–जीव्** ગ. ૧, પરસ્મૈ., વ. કૃ., પ્રથમા એ. વ., પુ., જીવતો. **दासेरकशिशुः–दासेरकस्य शिशुः** (ષ૰ ત૰). ઊંટનું બચ્ચું. **निष्क्रान्तः–निस्+क्रम्** ગ. ૧, ઉભય., ગ. ૪, પરસ્મૈ., **क्रामति, क्रमते, क्राम्यति**–નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા એ. વ., પુ., બહાર આવ્યો. **दासेरक्याः–दासेरकी** સ્ત્રી., ષ. એ. વ., ઊંટડીનું. **पिशितेन**–માંસથી. **सपरिवारः–परिवारेण सह** (સહ. બ. વ્રી.), પોતાના અનુચરો સહિત. **परां तृप्तिमुपागतः**–બહુ સંતોષને પામ્યા. **उप+आ+गम्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ. પ્રથમા પુ., એ. વ. **परम्**–પણ. **बालदासेरकं–बालश्चासौ दासेरकश्च** (કર્મ૰), तं, બાળક ઊંટ. **त्यक्तं–त्यज्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., ત્યજાયેલું. **आनीय–आ+नी** ગ. ૧, પરસ્મૈ., સંબં. કૃ. લાવીને. **उवाच–वच्** ગ. ૨, પરસ્મૈ. નું પરોક્ષભૂ., ૩ પુ., એ. વ., બોલ્યો. **न तेऽस्ति मृत्योः भयम्**–મૃત્યુનો તને ભય નથી: You have no fear of death. To have ક્રિયાપદનું સંસ્કૃત ભાષાંતર કરતાં કર્તા ષષ્ઠીમાં મૂકી કર્મને કર્તામાં મૂકવું; દા. ત., I have a book=**मम पुस्तकमस्ति. मत्तः–मत्+तस्** (પંચમીસૂચક પ્રત્યય), મારા તરફથી. **भयम्** સાથે પાંચમી વિભક્તિ જાય છે. **स्वेच्छयात्र वने भ्राम्यताम्–स्वा इच्छा** (કર્મ.), **तया**–પોતાની ઇચ્છાથી. **भ्राम्यताम्–भ्रम्** ગ. ૧, ૪, પરસ્મૈ. [**भ्रमति, भ्रम्यति, भ्राम्यति**]નું કર્મ., આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ. **शङ्कुसदृशौ–शङ्कुना सदृशौ** (તૃ૰ ત૰), શંકુના જેવા. **शङ्कुकर्णः–शंकू इव कर्णौ यस्य सः** (બ૰ વ્રી૰), જેના શંકુના જેવા અણિયાળા કાન છે તે: ઊંટનું વિશેષનામ. **यौवनपदवीमारूढः**–યૌવનના પદે પામેલો; યુવાવસ્થામાં આવેલો. **यूनः भावः यौवनम्।**

**यौवनस्य पदवीम्** (ષ૦ ત૦), જુવાનીની અવસ્થા. **आरूढः**–**आ+रुह्** ગ. ૧, પરસ્મૈ, કર્મ. ભૂત., **आरूढ**, 'ચઢેલો.' **एवम् अनुष्ठिते**–આ પ્રમાણે કરાતાં; આ પ્રમાણે યોજના થતાં. **अनु+स्था**-નું કર્મ. ભૂ. કૃ., સપ્તમી એ. વ., **अनुष्ठिते**. **चत्वारः**–**चतुर्** પુ. પ્રથમા, ચાર. **एकस्थाने**–**एकस्मिन् स्थाने** (કર્મ૦), એક સ્થળે. **विहारिणः**–**विहारिन्** નું પ્રથમા બ. વ., પુ., વિહાર કરનારા. **परस्परम्**–એકબીજા સાથે. **अनेकप्रकारगोष्ठीसुखम्**–**न एकमनेकम्** (નઞ્૦ત૦); **अनेकाः प्रकाराः यासां ताः** (બ૦ વ્રી૦), **अनेकप्रकाराः गोष्ठ्यः** (કર્મ૦), **अनेकप्रकाराणां गोष्ठीनां सुखम्** (ષ૦ ત૦), અનેક પ્રકારની વાતચીતનું સુખ. **अनुभवन्तः**–**अनु+भू** નું વ. કૃ. પ્રથમા બ. વ., અનુભવતા. **तिष्ठन्ति**–રહેતા હતા. **वन्येन**–**वने भवः वन्यः**, **तेन**, વનમાં રહેતા, જંગલી. **मत्तगजेन**–**मत्तश्चासौ गजश्च मत्तगजः** (કર્મ૦), **तेन मत्तगजेन**, મદોન્મત્ત બનેલા હાથી સાથે. **युद्धम् अभवत्**–યુદ્ધ થયું. **मद-वीर्यात्**–**मदस्य वीर्यात्** (ષ૦ ત૦), મદને લીધે આવેલી શક્તિથી. **दन्तप्रहारैः**–**दन्तयोः प्रहारैः** (ષ૦ ત૦), દાંતના પ્રહારથી. **क्षतशरीरः**–**क्षतं शरीरं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું શરીર ઘવાયું છે તે. **क्षत**–ઘવાયેલો; **क्षण्** ગ. ૮, ઉભય. નું કર્મ. ભૂ. કૃ. **विहितः**–**वि+धा** ગ. ૩. ઉભય. નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા એ. વ., કરાયો. **प्रचलितुं न शक्नोति**–ચાલવાને પણ શક્તિમાન થયો નહિ. **यथा–तथा** નો ઉપયોગ ધ્યાનમાં રાખવો. આ માટે જુઓ Apte's Guide §297 so...that ની અંગ્રેજી રચના માટે: "**तथा** stands for 'so' and **यथा** for 'that'." **क्षुत्क्षाम-कण्ठः**–**क्षुधा क्षामः** (તૃ૦ ત૦), **क्षुत्क्षामः कण्ठः यस्य सः** (બ૦ વ્રી૦), ભૂખને લીધે જેનું ગળું સુકાઈ ગયેલું છે તે. **क्षाम**–**क्षै** ગ. ૧, પરસ્મૈ. નું કર્મ. ભૂ. કૃ. **प्रोवाच**–**प्र+वच्** ગ. ૨, પરસ્મૈ. નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., બોલી. **अन्विष्यतां**—

अनु+इष् ગ. ૪, પરસ્મૈ. નું આજ્ઞાર્થ, કર્મ., ૩ પુ., એ. વ., શોધી કાઢો. **सत्त्वम्**–પ્રાણી. **येन**–જેથી. **व्यापाद्य**–वि+आ+पद्‌ના પ્રેરકનું સં'બં. કૃ., મારી નાખીને. **क्षुत्प्रणाशम्**–**क्षुधः प्रणाशम्** (ષ૦ત૦), ભૂખનો નાશ. **प्र**માંના **र्** ને લીધે **प्र+नाश=प्रणाश**. **तच्छ्रुत्वा**-**तत्+श्रुत्वा**, તે સાંભળીને. **सन्ध्याकालं यावत्**–સંધ્યાકાળ સુધી. **भ्रान्ताः**–**भ्रम्**નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા બ. વ., ભટક્યા. **आसादितम्**–મેળવાયું. **चिन्तयामास**–**आम्**અન્ત પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., વિચાર કરવા લાગ્યો. **व्यापाद्यते**–મરાય; કર્મણિ ૩ પુ., એ. વ., વ. કા. **कतिचिद् दिनानि**–કેટલાક દિવસો. **परम्**–પણ. **मित्रत्वात्**–મિત્રતાને લીધે. **आश्रयसमाश्रितत्वात्**–**आश्रयं समाश्रितः** (દ્વિ૦ત૦), **तस्य भावस्तस्मात्**–આશ્રય આપેલો હોવાને લીધે. **विनाशयिष्यति**–**वि+नश्**નું પ્રેરક **विनाशयति**નું સામાન્ય ભવિષ્ય, ૩ પુ., એ. વ., નાશ કરાવશે. **बुद्धिप्रभावेण**–**बुद्धेः प्रभावेण** (ષ૦ત૦), બુદ્ધિના બળથી. **प्रतिबोध्य**–**प्रति+बुध्**નું પ્રેરક. **प्रतिबोधयति**નું સંબં. ભૂ. કૃ., જગાડીને. ફરી **यथा–तथा** 'so–that'ની રચનાનો ઉપયોગ છે. **करिष्ये**–**कृ** ગ. ૮, ઉભય. નું સામાન્ય ભવિષ્ય, ૧ પુ., એ. વ., આત્મને., કરીશ. **व्यापादयिष्यति**–મારી નાખશે; સામાન્ય ભવિષ્ય, ૩ પુ., એ. વ. **उक्तं**–**वच्** ગ. ૨, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., બોલાયેલું.

### पृ. २ : पं. ६–२७

[શ્લોક ૧] અન્વય: **अथवा बुद्धिमतां बुद्धेः किंचनावध्यमगम्यमकृत्यं च नास्ति; तस्मात् (जनः) तां (बुद्धिं) विनियोजयेत्।** **बुद्धिमतां**-**बुद्धि+मत्** (માલિકી દર્શાવતો તદ્ધિત પ્રત્યય) પુ., ષષ્ઠી બ. વ., બુદ્ધિશાળીઓની. **बुद्धेः**–**बुद्धि** સ્ત્રી, ષષ્ઠી એ. વ., બુદ્ધિને. **किंचन**–કોઈ પણ. **अवध्यम्**–**वधाय अर्हम्–वध्यम्**, વધ કરવા યોગ્ય. **न वध्यमवध्यम्**–વધ માટે

યોગ્ય નહિ. **अगम्यम्–गम्** નું વિધ્યર્થ. કૃ., **गन्तव्य, गमनीय, गम्य; न गम्यम् अगम्यम्** (નઞ્. ત.), જવા યોગ્ય નહિ. **अकृत्यम्–कृ+त्य प्रत्यय**; સરખાવો **स्तु+त्य=स्तुत्य**–સ્તુતિ કરવા યોગ્ય; **न कृत्यम्–अकृत्यम्**–ન કરવા જેવું. **विनियोजयेत्–वि+नि+युज्** ગ. ૧૦, ઉભય. નું પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ., એ. વ., વાપરવી જોઈએ.

**आह–ब्रू** ગ. ૨, ઉભય. નું વ. કા., ૩ પુ., એ. વ. **ब्रवीति–आह**, બોલે છે. **पथ्यं विना**–માફક આવે તેવા ખોરાક વિના; **पथि साधु–पथ्यम्. विना** દ્વિતિયા, તૃતિયા અને પંચમી વિભક્તિ લે છે. **स्वाम्यभावात्–स्वामिनः अभावात्** (ષ૦ ત૦), સ્વામી નહિ હોય હોય તો. **स्वाम्यर्थे–स्वामिनः अर्थे** (ષ૦ ત૦), સ્વામીને ખાતર. **वदिष्यामि–वद्** ગ. ૧, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય, ૧ પુ., એ. વ., બોલીશ. **श्रूयताम्–श्रू** ગ. ૫, ઉભય. નું આજ્ઞાર્થ, કર્મણિ, ૩ પુ., એ. વ. **निवेद्यताम्–नि+विद्** ગ. ૨, પરસ્મૈ. નું પ્રેરક **निवेदयति**નું કર્મણિ–આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., જણાવું. **निर्विकल्पम्–निर्गतः विकल्पः यस्मात् तत्** (બ૦ વ્રી૦), કોઈ પણ પ્રકારના વિકલ્પ (=શંકા) વિનાનું. **अपरं**–વળી. **स्वामिनो...कृते मया**(સતિ–સપ્તમી), સ્વામીનું હિત મારાથી થતાં. **सुकृतशतम्–शोभनं कृतम्** (કર્મ૦), **सुकृतम्; सुकृतानां शतम्** (ષ૦ ત૦), સો સત્કાર્યો. આ વાક્ય ઉપરથી ઊંટનો પુનર્જન્મમાં ફળ મળવાનો વિશ્વાસ વ્યક્ત થાય છે. ઊંટની આ શ્રદ્ધાનો લાભ બીજા વાક્યમાં જ શિયાળ લે છે. **आत्मशरीरम्**–તારા પોતાના શરીરને; **आत्मनः शरीरम्** (ષ૦ ત૦). **द्विगुणलाभेन स्वामिनं प्रयच्छ**–બેવડા લાભના બદલામાં મહારાજને આપ. In exchange of–ના બદલામાંના અર્થમાં અહીં તૃતીયા વપરાઈ છે. **द्वौ गुणौ यस्मिन् सः** (બ૦ વ્રી૦), **द्विगुणश्चासौ**

**लाभश्च** (કર્મ૦), **तेन**–એવડા લાભના બદલામાં. **येन ते द्विगुणं शरीरं भविष्यति**–જેથી તારું એવડું શરીર થાય. **पुनः प्राणयात्रा भवति**–સ્વામીનો વળી જીવનનિર્વાહ થાય. **प्राणानां यात्रा** (ષ૦ ત૦), **प्राणयात्रा. आकर्ण्य–आ+कर्ण्** ગ. ૧૦, ઉભય. નું સંબંધક ભૂ. કૃ., સાંભળીને. **यद्येवं तन्मदीयप्रयोजनमेतद्**–જો એમ હોય તો એ મારું કામ છે. **मदीयप्रयोजनम्–मदीयं प्रयोजनम्** (કર્મ૦), મારું કામ. **मदीय–मद्–अस्मद्**ના એ. વ. ના રૂપ ઉપરથી વિશેષણ **मदीय**; સરખાવો આવાં જ બીજાં વિશેષણો **अस्मदीय, त्वदीय, युष्मदीय, तदीय** વગેરે. **उच्यताम्–वच्** ગ. ૨, પરસ્મૈ., આજ્ઞાર્થ, કર્મણિ, ૩ પુ., એ. વ., બોલાવા દો; એટલે કે (મહારાજથી) બોલાવા દો–કે **'स्वाम्यर्थः क्रियताम्' इति**–સ્વામીનું કામ કરાવા દો. **स्वामिनः** (ષ૦ ત૦), સ્વામીનું કાર્ય. **क्रियताम्–कृ** ગ. ૮, ઉભય.નું કર્મણિ આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., કરાવા દો. **परम्**–પણ. **अत्र**–આ બાબતમાં. **प्रतिभूः–प्रतिनिधिर्भवति** (ઉપ૦ ત૦), સાક્ષી. **विचिन्त्य–वि+चिन्त्** ગ. ૧૦, પરસ્મૈ.નું સંબંધક, ભૂ. કૃ., વિચાર કરીને. **सिंहसकाशम्–सिंहस्य सकाशम्** (ષ૦ ત૦), સિંહની પાસે. **आजग्मुः–आ+गम्** ગ. ૧, પરસ્મૈ.નું પરોક્ષભૂ, ૩ પુ., બ. વ., આવ્યા. **भगवान् आदित्यः**–ભગવાન સૂર્ય, **अदितेः अपत्यं पुमान् आदित्यः; अस्तंगतः**–અસ્ત પામ્યા છે. **द्विगुणवृद्ध्या–द्विगुणा वृद्धिः** (કર્મ૦), **तया**, એવડા લાભના બદલામાં. **धर्मप्रतिभुवा–प्रतिभू**નું તૃતીયા એ. વ., **प्रतिभुवा. धर्मेणैव प्रतिभुवा** (કર્મ૦), ધર્મને સાક્ષી રાખીને. **सुन्दरतरम्–तर** લગાડવાથી તુલનાદર્શક રૂપ, વધારે સુંદર. **अस्य व्यवहारस्य**–આ વ્યવહારમાં, આ બાબતમાં. **सिंहवचनान्तरं–सिंहस्य वचनस्य अनन्तरं** (ષ૦ ત૦), સિંહના વચન પછી. **विदारितोभयकुक्षिः–उभयश्चासौ कुक्षिश्च** (કર્મ૦), **विदारितः उभयकुक्षिः**

**यस्य सः** (બ० વ્રી०), જેના પેટના બે ભાગ ફાડી નાખવામાં આવ્યા છે એવો. **पञ्चत्वमुपागतः**–મરણ પામ્યો. **देवतार्चनविधिं–देवतायाः अर्चनस्य विधिम्** (ષ० ત०), દેવતાની પૂજા કરવાનો વિધિ. **तावत् त्वया अप्रमत्तेन भाव्यम्**–ત્યાં સુધી તારે સાવધાન રહેવું. **भाव्यम्**–વિધ્યર્થ કૃ., **भवितव्य, भवनीय** અને **भाव्य.** વિધ્યર્થમાં કર્મણિનો ભાવ હોઈ અકર્મક ક્રિયાપદના રૂપ–**भाव्य**–સાથે કર્તાની તૃતીયા કરી ભાવે પ્રયોગ વાપર્યો છે. **अप्रमत्तेन–प्र+मद्** ગ. ૪, પરસ્મૈ., **प्रमाद्यति**–બેદરકારી કરવી–તેનું કર્મ. ભૂ. કૃ., **प्रमत्त; न प्रमत्तः अप्रमत्तः, तेन अप्रमत्तेन**–સાવધાન; બેદરકારી વિનાના. **उक्त्वा–वच्**નું સંબંધક ભૂ. કૃ., બોલીને. **भोज्याः–भुज्**નું વિધ્યર્થ કૃ., ખાવા યોગ્ય. **क्षुधालुः–क्षुधा+आलु** તદ્ધિત; સરખાવો. **दयालु, निद्रालु** વગેરે: ભુખાળવો. **अहं त्वां . . . प्रतिपादयिष्यामि**–હું તને સ્વામી પાસે નિર્દોષ પુરવાર કરીશ. **निर्दोषम्–निर्गतः दोषः यस्य सः** (બ० વ્રી०), **तं**–જેનો દોષ જતો રહ્યો છે તેવો, નિર્દોષ. **प्रतिपादयिष्यामि–प्रति+पद्** ગ. ૪, આત્મને., પ્રેરક. **प्रतिपादयति**નું સામાન્ય ભવિ., ૧ પુ., એ. વ., પુરવાર કરીશ. **आस्वादयति–आ+स्वद्** ગ. ૧, આત્મને.નું પ્રેરક, ચાખવું, ભોગવવું. **विकल्पयति–वि+क्लृप्** ગ. ૧, આત્મને.નું પ્રેરક, શંકા કરવી; અથવા, **विकल्प** ઉપરથી નામ–ધાતુ **विकल्पयति.** **रिक्तीकृतहृदयो–न रिक्तमरिक्तम्। अरिक्त रिक्तं करोति –इति रिक्तीकरोति**–તેનું કર્મ. ભૂ. કૃ., **रिक्तीकृतः. रिक्तीकृतं हृदयं यस्य सः** (બ० વ્રી०), જેનું હૃદય ખાલી કરવામાં આવ્યું છે તે; **रिच्** ગ. ૭, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., **रिक्त,** ખાલી કરેલું. **भ्रुकुटिं कृत्वा**–ભવાં ચડાવીને; ગુસ્સામાં ભ્રુકુટિ ચડાવીને. **परुषतरम्**–વધારે કર્કશ રીતે, વધારે કઠોરપણે.

**पृ. ३ : पं. १–२६**

**उच्छिष्टतां नीतः**–उत्+शिष् ગ ૭, પરસ્મૈ. 'ખાઈને બાકી રાખવું' એટલે કે ખાઈને અપવિત્ર અન્ન બાકી રાખવું–તેનું કર્મ. ભૂ. કૃ., **उच्छिष्ट; उच्छिष्टस्य भावः–उच्छिष्टता–ताम् उच्छिष्टताम्**–ખાઈને અપવિત્ર કરવું તે. **नीतः–नी** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **नीतः**—અપવિત્ર કરાયું. **किल**–ખરેખર; સરખાવો Apte's Guide §268, 269. **वार्तासंभाव्ययोः किल (अमर०) विहस्य–वि+हस्** ગ. ૧, પરસ્મૈ. નું સંબંધક ભૂ. કૃ., હસીને. **माम् अनादृत्य**–મારો અનાદર કરીને. **आ+दृ** ગ. ૬, આત્મને નું સંબંધક ભૂ. કૃ., **न आदृत्य–अनादृत्य. पिशितम्**–માંસ. **भक्षयित्वा–भक्ष्** ગ. ૧૦, પરસ્મૈ. નું સંબંધક ભૂ. કૃ., ખાઈને. **आस्वाद्य**–ચાખ, ખા. **दुर्णयतरोः–दुष्टः नयः** (કર્મ૦), **दुर्णयः । दुर्णयः एव तरुः** (કર્મ૦), **तस्य**, દુષ્ટ નીતિરૂપી વૃક્ષનું; અન્યાયરૂપી વૃક્ષનું. **जीवनाशभयात्–जीवस्य नाशस्य भयात्** (ષ૦ ત૦), જીવ જવાના ભયથી. **एतस्मिन् अन्तरे**–એટલામાં; સરખાવો **अत्रान्तरे. दासेरकसार्थः–दासेरकाणां सार्थः** (ષ૦ ત૦) ઊંટનું ટોળું. **भाराक्रान्तः–भारेण आक्रान्तः** (તૃ૦ ત૦), ભારથી પીડાયેલો. **समायातः–सम्+आ+या** ગ. ૨, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., આવ્યો. **अग्रसरोष्ट्रस्य–अग्रे सरति** (ઉપ૦ ત૦), **अग्रसरश्चासावुष्ट्रश्च**, આગળ જતા ઊંટના. **ज्ञायताम्–ज्ञा** ગ. ૯, ઉભય. નું આજ્ઞાર્થ, કર્મણિ, ૩ પુ., એ. વ., જણાવા દો. **श्रूयते–श्रु** ગ. ૫, ઉભય. કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ. **अश्रुतपूर्वः—पूर्वं श्रुतः श्रुतपूर्वः** (અનિયમિત કર્મધારય), **न श्रुतपूर्वः अश्रुतपूर्वः** (નઞ્ ત૦), પૂર્વે નહિ સાંભળેલો. **वनान्तरम्–वनस्य अन्तरम्** (ષ૦ ત૦), વનનો પ્રદેશ. **सत्वरम्–त्वरामपरित्यज्य** (અવ્યયીભાવ), ઝડપથી. **अभ्युपेत्य–अभि+उप+इ** ગ. ૨, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ.,

પાસે આવીને. **व्याकुलयसि–व्याकुल** ઉપરથી નામ–ધાતુ **व्याकुलयति** નું ૨ પુ., વ. કા., એ. વ., ગભરાવે છે. **धर्मराजः– धर्मश्चासौ राजा च** (કર્મ૦), ધર્મરાજા. **राजन्** સમાસને છેડે **राज** થાય છે અને તેનાં રૂપ અકારાન્ત પુલ્લિંગ પ્રમાણે થાય છે. **तव उपरि–उपरि** ષષ્ઠી વિભક્તિ લે છે; તારા ઉપર. **सहस्र-गुणम्**–હજારગણું. **ग्रहीष्यामि–ग्रह्** ગ. ૯, પરસ્મૈ. નું સામાન્ય ભવિષ્ય, ૧ પુ., એ. વ., પકડીશ. **ई** દીર્ઘ છે તે ધ્યાનમાં રાખો. **निश्चित्य–निस्+चि** ગ. ૫, ઉભય. નું સંબં. ભૂ. કૃ., નિશ્ચય કરીને. **बृहन्मानम्**–બહુ જ અભિમાન. **आदाय–आ+दा** ગ. ૩, આત્મને. નું સંબંધક ભૂ. કૃ., લઈને—ધારણ કરીને. **वध्यदासेरक-सक्तान्–वध्यश्चासौ दासेरकश्च** (કર્મ૦), **वध्यदासेरके सक्तान्** (સ૦ ત૦ પુ૦), મારી નાખેલા ઊંટ ઉપર પ્રેમ રાખતા. **पितृपिता-महान्–पितरश्च पितामहाश्च** (દ્વ૦), **तान्**–બાપદાદાઓને. **वैरनिर्यातनार्थम्–वैरस्य निर्यातनम्** (ષ૦ ત૦), **वैरनिर्यातना-मेवार्थो यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્ય૦), વેર વાળવા માટે. **प्रनष्टः**–નાસી ગયો. **भक्षयामास**–ખાઈ ગયો. **भक्ष्** ગ. ૧૦, પરસ્મૈ.નું आम्અન્ત પરોક્ષભૂ. કા., ૩ પુ., એ. વ. **परस्य पीडनं कुर्वन्**...આ શ્લોક પાછલી વાર્તામાં આવ્યો છે. આખો શ્લોક આ પ્રમાણે છે : **परस्य पीडनं कुर्वन् स्वार्थसिद्धिं च पण्डितः। मूढबुद्धिर्न भक्षेत वने चतुरको यथा**–આ શ્લોકનો અર્થ: પારકાને પીડા ઉપજાવનારો અને પોતાનો સ્વાર્થ સાધનારો પંડિત પુરુષ ચતુરકની પેઠે જે ખાય નહિ તો તેને મૂર્ખબુદ્ધિ જાણવો. **शष्पादः– शष्पमत्तीति** (ઉપ૦ ત૦), ખડ ખાનાર. **मांसाशिनः–मांस-मश्नाति इति मांसाशी । तस्य मांसाशिनः**–માંસ ખાનારનો, **अनुगः–अनुगच्छतीति** (ઉપ૦ ત૦), અનુસરનાર, અનુયાયી. **संवृत्त–सम्+वृत्** ગ. ૧, આત્મને., કર્મ ભૂ. કૃ., થયો. **साधु–**

[ક્રિયાવિશેષણ] સારી રીતે. **उच्यते–वच्**નું કર્મ. વ. કા., ૩ પુ., એ. વ, કહેવાય છે.

[શ્લોક ૨] અન્વયઃ–**यः पुमान् अगम्यान् याति, असेव्यान् च निषेवते, सः, यथा अश्वतरी गर्भं [उपगृह्णाति], तथा मृत्युम् उपगृह्णाति ॥ पुमान्–पुमस्**નું પુ. પ્રથમા એ. વ., માણસ. **अगम्यान्–गम्य** વિધ્યર્થ કૃદંત., દ્વિતીયા બ. વ., પુલિંગ. **न गम्यान्–अगम्यान्**–ન જવા યોગ્ય. **असेव्यान्–सेव्** ગ. ૧, આત્મનેનું વિધ્યર્થ કૃ., દ્વિતીયા બ. વ., ન સેવવા યોગ્ય. **निषेवते**–ની સેવા કરે છે. **अश्वतरी**–ખચ્ચરી. એમ કહેવાય છે કે ખચ્ચરી ગર્ભ ધારણ કરે એટલે તે મરણ પામે છે. **उपगृह्णाति–उप+ग्रह्** ગ. ૯, પરસ્મૈ., ધારણ કરે છે. **शरणागतं–शरणाय आगतम्** (ચતુર્થી ત૦), શરણ માટે આવેલો. **न प्राणैः वियोजयति**–પ્રાણથી છૂટો પાડશે નહિ, એટલે કે મારી નાખશે નહિ.

पृ. ४ः पं. १–२६

[શ્લોક ૩] અન્વયઃ **यदि धर्मार्थं यतताम [जनानां] अपि इह दैवाद् क्वचित् विपदः स्युः, तत् तासाम् [विपदाम्] उपशान्तये सुमतिभिः [जनैः] विशेषात् नयः कार्यः । एषा लोकोक्तिः सकले लोके अत्र ख्यातिम् उपागता । यतः, किल वह्निना दग्धानां तस्योद्भवः सेकः अपि हितकरः । धर्मार्थम्–धर्मः एव अर्थः यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્ય.), ધર્મને માટે. **यतताम्**–આ રૂપ બરોબર નથી, કારણ કે **यत्** ગ. ૧. આત્મને. છે એટલે વ. કૃ. **यतमान** થવું જોઈએ; તેને બદલે ધાતુને પરસ્મૈ. ગણી. વ. કૃ. **यतत्** કરી તેનું ષષ્ઠી બ. વ. પુલ્લિંગ કર્યું છે: પ્રયત્ન કરતા. **इह**–આ જગતમાં. **दैवाद्**–દૈવયોગે. **क्वचित् विपदः–विपद्** સ્ત્રી., પ્રથમા બ. વ., વિપત્તિઓ,

**स्युः-अस्** ગ. ૨, પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ., બ. વ, થાય; આવી પડે. **सुमतिभिः-शोभना मतिः येषां तैः** (બ૦ વ્રી૦), જેમની બુદ્ધિ સારી છે તે; ડહાપણવાળા. **कार्यः-कृ** ગ. ૮, ઉભય., વિધ્યર્થ કૃ. **कर्तव्य, करणीय, कार्य,** કરવો જોઈએ. **विशेषात्**-વિશેષ કરીને. **नयः**-સારો ઉપાય; ડહાપણભરેલી નીતિ **लोकोक्तिः-लोकानामुक्तिः** (ષ૦ ત૦), લોકવાણી. **ख्यातिमुपागता**-પ્રખ્યાતિને પામી છે. **दग्धानां**-દઝેલાઓને માટે; **दह्** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **दग्ध किल**-ખરેખર. **वह्निना**-અગ્નિથી. **हितकरः-हितं करोति** (ઉપ૦ ત૦), હિતકારક. **सेकः-सिच्** ગ. ૬, પરસ્મૈ., ધાતુ ઉપરથી નામ-સિંચન. **तस्य उद्भवः**-તેમાંથી (અગ્નિથી) ઉત્પન્ન થયેલો.

[શ્લોક ૪] અન્વયઃ-**अथवा लोके निजकर्मपाकं नित्यं समाश्रितवतां सुहितक्रियाणां तनुभृतां यद् भावार्जितं शुभम् अथ अपि अशुभं निकामं भावि तद् भवति। अत्र विचार-हेतुः न। निजकर्मपाकं-निजानि कर्माणि** (કર્મ૦), **निज-कर्मणां पाकः** (ષ૦ ત૦), પોતાના કર્મનું પરિણામ. **पाकः**-પરિણામ. **नित्यम्**-હમેશાં. **समाश्रितवताम्-सम्+आ+श्रि** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **समाश्रित**ને **वत्** લગાડતાં કર્તરિ ભૂ કૃ., **समाश्रितवत्**, તેનું પુ. ષષ્ઠી બ. વ., આશ્રય લેતા. **सुहितक्रियाणाम्-धा** ગ. ૩, ઉભય.નું કર્મ. ભૂ. કૃ., **हित,** ગોઠવાયેલી, મૂકેલી; **सुतरां हिताः** (કર્મ૦), **सुहिताः क्रियाः येषां तेषाम्**-જેમની ક્રિયાઓ બરોબર રીતે ગોઠવાયેલી છે તેવા; એટલે કે આ જગતમાં સારાં કાર્યોનું સારું અને ખરાબ કાર્યોનું ખરાબ પરિણામ આવે છે — તે નિયમમાં જરા પણ ફેર પડતો નથી. **भावार्जितम्-भावेन अर्जितम्**-અંતઃકરણની સારીનરસી પ્રવૃત્તિથી પ્રાપ્ત થતું. **अर्जित**- કમાયેલું; **अर्ज्**નું કર્મ. ભૂ. કૃ., પ્રાપ્ત કરાયેલું. **निकामम्**-કેટલાક 'પોતાની ઇચ્છા પ્રમાણે' એવો

અર્થ કરે છે; જ્યારે કાળેની આવૃત્તિમાં: in spite of their will એ પ્રકારનો અર્થ કર્યો છે : **नि** ઉપસર્ગનો નિષેધાર્થક અર્થ કર્યો છે. **भावि**–જે થવાનું હોય તે: **भाविन्** નપું. પ્રથમા એ. વ. **विचारहेतुः–विचारस्य हेतुः** (ષ૦ ત૦), વિચારના કારણરૂપ.

**अपरं च**–અને વળી. **अन्यत्र गतस्य**–બીજે સ્થાને ગયેલા. **दुष्टसत्त्वस्य**–દુષ્ટ પ્રાણી.

[શ્લોક ૫] અન્વય: **महद्भिः स्पर्धमानस्य (जनस्य) विपद् गरीयसी एव (भवति); गिरिविदारणे नागानां दन्तभङ्गः अपि श्लाघ्यः (भवति)। महद्भिः**–મોટા માણસો સાથે. **स्पर्धमानस्य–स्पर्ध्** ગ. ૧, આત્મને., વ. કૃ., ષષ્ઠી એ. વ. **गरीयसी**–ગુરુનું તુલનાદર્શક રૂપ: **गरीयस्** નું સ્ત્રીલિંગ, પ્રથમા એ. વ., વધારે મોટી; વધારે માન લાવે તેવી. **दन्तभङ्गः–दन्तानां भङ्गः** (ષ૦ ત૦), દાંત ભાગી જવા તે. **नागानाम्**–હાથીઓના. **श्लाघ्यः–श्लाघ्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ. કૃ., પ્રથમા એ. વ., વખાણવા લાયક. **गिरिविदारणे–गिरेः विदारणे** (ષ૦ ત૦), પર્વતને ફાડવામાં.

[શ્લોક ૬] અન્વય:–**यद्वत् गजकर्णसमाहतः दानार्थी मधुपः श्लाघ्यं (पदं) गच्छति, (तद्वत्) नीचः अपि महतः (जनात्) अपि क्षयं लब्ध्वा श्लाघ्यं (पदं) गच्छति। यद्वत्**–જેવી રીતે. **गजकर्णसमाहतः–गजस्य कर्णाभ्याम् समाहतः** (તૃ૦ત૦), હાથીના કાનથી મરાયેલો. **दानार्थी–दानस्य (=मदस्य) अर्थः–दानार्थः+इन्** (માલિકીસૂચક તદ્ધિત) **दानार्थिन्**નું પ્રથમા એ. વ., પુલ્લિંગ, મદની ઇચ્છાવાળો. **मधुपः–मधु पिबति** (ઉપ૦ ત૦), મધને પીનાર; ભમરો. **नीचः**–હલકો માણસ. **महतः**–મોટા માણસ પાસેથી. **क्षयं लब्ध्वा**–નાશ પામીને. **श्लाघ्यं**–વખાણવા-લાયક (સ્થાનને).

स्खलितगतिः–स्खलिता गतिः यस्य सः (બ૦વ્રી૦), લથડતી ગતિવાળો; લથડતે પગલે જતો. सिंहाश्रयम्–सिंहस्य आश्रयम् (ष० त०), સિંહનું રહેઠાણ.

[શ્લોક ७] અન્વય:–अन्तर्लीनभुजङ्गमं गृहम् इव–वा व्यालाकुलं वनम् (इव)–अभिरामकमलच्छायासनाथम् (अपि) ग्राहाकीर्णम् सरः इव–नानादुष्टजनैः असत्यवचनासक्तैः च अनार्यैः वृतं राज्ञां गृहं वार्धिवत् प्रचकितैः (जनैः) दुःखेन प्रतिगम्यते ॥ अन्तर्लीनभुजङ्गमम्–अन्तर्लीनः भुजङ्गमः यस्मिन् तद् (બ૦વ્રી૦), જેની અંદર સર્પ ભરાઈ ગયા છે તેવું. ली ગ. ૯, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., लीन. भुजग, भुजङ्ग, भुजङ्गम–સર્પ. भुजः सन् (=कुटिलीभवन्) गच्छति (ઉપ૦ ત૦). व्यालाकुलम्–व्यालैः आकुलम् (तृ० त०), જંગલી પ્રાણીઓથી ભરપૂર. 'व्यालो दुष्टगजे सर्पे खले श्वापदसिंहयोः'. अभिराम ... सनाथम्–अभिरामाणि कमलानि (કર્મ૦), अभिरामकमलानां छाया (ष० त०), अभि ... छायया सनाथम् (तृ० त०), સુંદર કમળોથી યુક્ત. नाथेन सह (સહ૦ બ૦ વ્રી૦), सनाथम्–યુક્ત. नानादुष्टजनैः–नानाविधाः दुष्टाः जनाः (કર્મ૦), तैः–નાના પ્રકારના દુષ્ટ માણસોથી. असत्यवचनासक्तैः–न सत्यमसत्यम् (નઞ્૦ ત૦), असत्यानि वचनानि (કર્મ૦) असत्यवचनेषु आसक्तैः (સ૦ ત૦), જૂઠાણામાં આસક્ત થયેલા. अनार्यैः–न आर्यैः–अनार्यैः, દુર્જન માણસોથી. આર્યની વ્યાખ્યા આ પ્રમાણે છે: कुलं शीलं दया दानं धर्मः सत्यं कृतज्ञता । अद्रोह इति येष्वेतत्तानार्यान् संप्रचक्षते ॥ वृतम्–વીંટળાયેલો; वृ. ગ. ૫, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ. दुःखेन प्रतिगम्यते–બહુ દુઃખથી જવાય છે; प्रति+गम् ગ. ૧ પરસ્મૈ., કર્મ., વ. કા., ૩ પુ., એ. વ., જવાય છે. प्रचकितैः–ગભરાયેલા માણસોથી. राज्ञां गृहम्–રાજાઓના નિવાસસ્થાન તરફ. वार्धिवत्–

वारः धीयन्ते अस्मिन् (ઉપ૦ ત૦), જેમાં પાણી ધારણ થાય છે તે वार्धिः=समुद्रः; वार्धि+वत्–સમુદ્રની માફક. સરખાવો 'आपः स्त्री भूम्नि वार्वारि' (अमर०)

दमनकोक्ताकारं–दमनकेन उक्तः आकारः यस्य तम् (બ૦ વ્રી૦), દમનકે કહ્યા પ્રમાણે જેની આકૃતિ હતી તે. प्रचकितः–ગભરાયેલો. संवृतशरीरः–संवृतं शरीरं यस्य सः (બ૦ વ્રી૦), સંકોચાયેલા દેહવાળો. दूरतरं–બહુ દૂરથી જ. प्रणामकृतिम्–प्रणामः एव कृतिः (કર્મ૦), ताम्–નમસ્કાર કરવાનું કાર્ય. तथाविधम्–तथा विधा यस्य सः (બ૦ વ્રી૦), तम्, તે પ્રકારના. विलोक्य–वि+लोक् ગ. ૧૦, ઉભય., સંબંધક ભૂ. કૃ., જોઈને. श्रद्दधानः–श्रद्+धा ગ. ૩, ઉભય.નું વર્ત. કૃ., પ્રથમા એ. વ., પુલ્લિંગ, શ્રદ્ધા રાખતો. पपात–પડ્યો; पत् ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂત., ૩ પુ., એ. વ. संजीवकः–પિંગલક સિંહનો સંજીવક બળદ મિત્ર હતો, પરંતુ તે બે મિત્રો વચ્ચે દમનક શિયાળે ભેદ કરાવ્યો હતો; જુઓ આ પાઠનું પ્રાસ્તાવિક વિવેચન. खरनखरविकर्तितपृष्ठः–खरैः नखरैः विकर्तितं पृष्ठं यस्य सः (બ૦ વ્રી૦), તીખા નહોરથી જેની પીઠ ઉતરડાઈ ગઈ હતી તેવો; वि+कृत् ગ. ૬, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., विकर्तित=ઉતરડાયેલું. उल्लिख्य उद्+लिख् ગ. ૬, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., ચીરી નાખીને. कथमपि तस्मात् अपेतः–મહામુશ્કેલીએ તેનાથી દૂર થયો. अप+इ ગ. ૨, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., अपेत–દૂર થયેલું.

पृ० ૨ : पं. ૬–૨૨

शृङ्गाभ्यां हन्तुम् इच्छन्–બે શિંગડાં વડે મારવાને માટે ઇચ્છતો. हन्तुम्–हन् ગ. ૨, પરસ્મૈ.નું હેત્વર્થ કૃ., મારવા માટે. इच्छन्–इष् ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., इच्छत् પ્રથમા પુલ્લિંગ, એ. વ., ઇચ્છતો. अवस्थितः–अव+स्था કર્મ. ભૂ. કૃ., પ્રથમા

પુલ્લિંગ, એ. વ., રથો. **पुष्पितपलाशप्रतिमौ–पुष्पाणि जातानि अस्य असौ पुष्पितः । पुष्पितयोः पलाशयोः प्रतिमा ययोः तौ** (બ૦વ્રી૦), ખીલેલાં પલાશનાં વૃક્ષ (=ખાખરાનાં ઝાડ) જેવો જેનો દેખાવ છે તે. **परस्परवधकाङ्क्षिणौ–परः परः इति परस्परम् ; परस्परयोः वधायाकाङ्क्षा** (ચ૦ ત૦), **परस्परवधाकाङ्क्ष+इन्** (માલિકીસૂચક તદ્ધિત) =એકબીજાના વધની ઇચ્છાવાળા. **मूढमते–मूढा मतिः यस्य सः** (બ૦ વ્રી૦), **मूढमति**–પુ. સંબો. એ. વ., હે મૂઢ બુદ્ધિના. **अनयोः विरोधं वितन्वता**–આ બન્ને — પિંગલક સિંહ અને સંજીવક બળદ—નો વિરોધ વધારતા. **वि+तन्** ગ. ૮, ઉભય.નું વ. કૃ., **वितन्वत्** નું તૃતીયા એ. વ., પુલ્લિંગ, વધારતા. **नीतितत्त्वम्**–નીતિનું તત્ત્વ; રાજનીતિનું રહસ્ય. **वेत्सि–विद्** ગ. ૨. પરસ્મૈ., ૨ પુ., એ. વ., વ. કા., જાણે છે. **स्वाम्यभिघातः–स्वामिनः अभिघातः** (ષ૦ ત૦), સ્વામીનો વિનાશ. **तत्किं त्वदीयमन्त्रबुद्ध्या क्रियते**–તો તારી મંત્રબુદ્ધિને શું કરવાની? **मन्त्रस्य बुद्धि** (ષ૦ ત૦), રાજકીય વાટાઘાટ કરવાની બુદ્ધિ. **वध्यते–वध**, પુલ્લિંગ, ઉપરથી નામ-ક્રિયાપદ **वधयति**નું કર્મણિ, ૩ પુ., એ. વ., વ. કા., મરાય છે; હણાય છે. **अभव्यम्–न भव्यं** (નઞ્૦ ત૦), અયોગ્ય. **प्राणसंदेहात्–प्राणानां संदेहात्** (ષ૦ ત૦), પ્રાણના સંદેહથી. **मन्त्रिपदम्–मन्त्रिणः पदम्** (ષ૦ ત૦), મંત્રીનું સ્થાન. **सामसिद्धिम्–साम्नः सिद्धिम्** (ષ૦ ત૦), શાંતિના ઉપાયથી પ્રાપ્ત થતી કાર્યસિદ્ધિ. **दण्डरुचेः–दण्डे रुचिः यस्य सः** (બ૦ વ્રી૦), **तस्य**, શિક્ષા કરવા તરફ જ જેની રુચિ છે તે.

[ શ્લોક ૮ ] **सामादिदण्डपर्यन्तः–साम आदिः यस्य सः** ( બ૦ વ્રી૦ ), **सामादिः । दण्डः एव पर्यन्तः यस्य सः** (બ૦ વ્રી૦), **दण्डपर्यन्तः । सामादिश्च दण्डपर्यन्तश्च** (કર્મ૦), **सामादिदण्डपर्यन्तः**–સામથી આરંભી દંડ સુધીના. નીતિશાસ્ત્રમાં

ચાર પ્રકારના ઉપાયો કહ્યા છેઃ (૧) **सामन्**–શત્રુને શાંત પાડવો; (૨) **दामन्**–પૈસા વગેરે આપી શત્રુને બાંધી લેવો; (૩) **भेद**–શત્રુના પક્ષમાં ફાટફૂટ પડાવવી; (૪) **दण्ड**–શિક્ષા કરવી. **नयः**–રાજનીતિ. **प्रोक्तः–प्र+वच्** ગ. ૨, પરસ્મૈ., કર્મણિ ભૂ. કૃ., પ્રથમા એ. વ., બોલાયેલો. **स्वयंभुवा–स्वयं भवति इति स्वयंभूः, तेन स्वयंभुवा**, પોતાની મેળે ઉત્પન્ન થયેલ બ્રહ્માથી. **पापीयान्–पाप**નું તુલનાદર્શક રૂપ **पापीयस्** નું પુલ્લિંગ, પ્રથમા એ. વ., વધારે પાપી. **पश्चात्**–પછીથી **विनियोजयेत्–वि+नि+युज्** ગ. ૧૦, પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ., એ. વ., વાપરવો જોઈએ.

[શ્લોક ૯] **साम्ना**–શાંતિપૂર્વકના ઉપાયથી. **विनियोज्यः–वि+नि+युज्** ગ. ૧૦, પરસ્મૈ., વિધ્યર્થ, પ્રથમા એ. વ., પુલ્લિંગ, વાપરવો જોઈએ. **पित्तं**–વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકારનાં તત્ત્વો આ દેહમાં છે; પિત્તનો પ્રકોપ થાય તો ખાટા ઓડકાર આવે વગેરે થાય. જો સાકરથી પિત્ત શમે તો કડવાં તૂરિયાં [**पटोल**]નો શો ઉપયોગ? **कः अर्थः**–શો ઉપયોગ?

[શ્લોક ૧૦] **आदौ**–પુ., સપ્તમી એ. વ., આરંભમાં. **प्रयोक्तव्यम्–प्र+युज्** નું વિધ્યર્થ, એ. વ., પ્રથમા નપું., યોજવો જોઈએ. **विजानता–वि+ज्ञा** ગ. ૯, પરસ્મૈ., વ. કૃ., **विजानत्** નું પુલ્લિંગ, તૃતીયા એ. વ., જાણતા; જાણકાર–**पुरुषेण**નું વિશેષણ. **सामसाध्यानि–साम्ना साध्यानि**–શાંતિપૂર્વક ઉપાયથી સિદ્ધ થાય એવાઃ **साध्** ગ. ૫, પરસ્મૈ.નું વિધ્યર્થ, સિદ્ધ કરવા યોગ્ય. **विक्रियां न यान्ति**–બગડતાં નથી. **क्वचित्**–કોઈ પણ વેળા.

[શ્લોક ૧૧] **विलयं याति**–વિનાશ પામે છે. **विद्वेषिप्रभवम्–विद्वेषिणः (=शत्रोः) प्रभवः यस्य तद्** (બ૦વ્રી૦), શત્રુમાંથી જેની ઉત્પત્તિ છે તે. **तमः**–અંધકાર, એટલે વૈર.

**मन्त्रिगतिम्**– મંત્રીએ યોજવાનો માર્ગ. **पञ्चविधः मन्त्रः**–પાંચ પ્રકારની રાજકીય યોજનાની પદ્ધતિ. **कर्मणाम् आरम्भो-**

पायः–आरम्भस्य उपायः (ष०त०), કાર્યનો આરંભ કરતી વખતે કરવાની યોજના; पुरुषद्रव्यसंपत्–पुरुषश्च द्रव्यं च पुरुषद्रव्ये (દ્વંદ્વ), तयोः संपत् (ષ૦ત૦) માણસ અને દ્રવ્યનો જથો. देशकालविभागः–देशश्च कालश्च (દ્વંદ્વ), तयोः विभागः (ષ૦ત૦), પ્રદેશ અને સમયની રાજનીતિને અનુકૂળ વહેંચણી. विनिपातप्रतीकारः–પતન ન આવે તેવા ઉપાયની યોજના. कार्यसिद्धिः–ધારેલા કામમાં વિજય મેળવવો તે. स्वाम्यमात्ययोः–स्वामी चामात्यश्च (દ્વંદ્વ), तयोः–રાજા અને પ્રધાન બંનેનો. एकतमस्य–'બહુમાંથી એક' એમ સૂચવવાનું હોય ત્યારે एकतमનો ઉપયોગ થાય છે. एक+तम શ્રેષ્ઠતાવાચક પ્રત્યય. समुत्पद्यते–सम्+उत्+पद् ગ. ૪, આત્મને., વ. કા., ૩ પુ., એ. વ., ઉત્પન્ન થાય છે. लग्नः–લગોલગ જ. भिन्नसंधाने–भिन्नानाम् संधाने, જે પક્ષો વિરોધી બન્યા છે તેમને ભેગા લાવવામાં. तत् कर्तुम् असमर्थः–તે કરવા માટે શક્તિવાન નથી. विपरीतबुद्धिः–विपरीता बुद्धिः यस्य सः (બ૦વ્રી૦), જેની બુદ્ધિ તદ્દન અવળી છે તે; એટલે કે જેની બુદ્ધિ મન્ત્રીપદને માટે યોગ્ય નથી.

[શ્લોક ૧૨] અન્વય: भिन्नसंधाने कर्मणि मन्त्रिणां, सांनिपातिके कर्मणि भिषजां प्रज्ञा व्यज्यते–स्वस्थे वा कः न पण्डितः?–भिन्नयोः संधानं यस्मिन् (બ૦ વ્રી૦), જેમાં બે વિરોધી બનેલા પક્ષને જોડવાનું હોય છે તેવા. कर्मणि–કામમાં. सांनिपातिके कर्मणि–વાત, પિત્ત અને કફ એ ત્રણેય તત્ત્વોની સમતુલા દેહમાં ન રહે ત્યારે ત્રિદોષજ્વર થાય છે અને મનુષ્યને ભાન રહેતું નથી તથા ગમે તેમ બકે છે. સંનિપાત થઈ જાય એટલે મનુષ્યનું મરણ પાસે આવ્યું છે એમ લાગે છે. संनिपातस्य इदम् सांनिपातिकम्–સંનિપાતના કામમાં. भिषजाम्–भिषज् પુ, ષષ્ઠી બ. વ., વૈદ્યોની. प्रज्ञा–બુદ્ધિ. व्यज्यते–वि+अञ्ज् ગ. ૯ પરસ્મૈ., કર્મણિ, ૩ પુ., એ. વ., વ. કા.,

ખુલ્લી થાય છે; વ્યક્ત થાય છે. **स्वस्थे-स्वे तिष्ठति** (ઉપ૦ત૦), **स्वस्थः**, બરોબર વ્યવસ્થિત. બધુંય બરોબર હોય તો કોણ પંડિત હોતો નથી ? અર્થાત્, બધાય ડાહ્યા હોય છે. કટોકટી વખતે જ મંત્રી કે વૈદ્યની ખરી પરીક્ષા થાય છે.

**पृ. ६ : पं. १-१८**

[શ્લોક ૧૩] અન્વય–**परकार्यं घातयितुमेव न (तत्) प्रसाधयितुं नीचो वेत्ति। आखोः शक्तिः अन्नपिटम् पातयितुमेव न उद्धर्तुम् (वर्तते)॥**

**परस्य कार्यम्** (ષ૦ ત૦), પારકાનું કાર્ય. **घातयितुम्–हन्** ગ. ૨, પરસ્મૈ.નું પ્રેરક **घातयति** નું હેત્વર્થ, **घातयितुम्**–મારવા માટે; તોડી નાખવા માટે. **प्रसाधयितुम्**–સુધારવા માટે. **प्र+साध्** ગ. ૧૦, પરસ્મૈ.. 'શણગારવું; સુધારવું'નું હેત્વર્થ કૃદંત. **वेत्ति–विद्** ગ. ૨, પરસ્મૈ., વ. કા., ૩ પુ., એ. વ., જાણે છે. **पातयितुम्–पत्** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક **पातयति**નું હેત્વર્થ કૃ., પાડવા માટે. **आखोः–आखु** પુંલ્લિંગ, ષષ્ઠી એ વ., ઉંદર. **उद्धर्तुम्–उद्+हृ** ગ. ૧, પરસ્મૈ. હેત્વર્થ કૃ., ઊંચે લેવા માટે. **अन्नपिटम्–अन्नस्य पिटम्** (ષ૦ ત૦), અન્નની ટોપલી; અન્નની પેટી.

**श्रद्दधाति–श्रद्+धा** ગ. ૩, પરસ્મૈ., વ. કા., ૩ પુ.. એ. વ.. શ્રદ્ધા રાખે છે.

[શ્લોક ૧૪] અન્વયઃ–**ये नराधिपाः नीचजनानुवर्तिनः बुधोपदिष्टेन पथा न यान्ति, ते अतः दुर्गममार्गनिर्गमं समस्तसंबाधम् अनर्थपञ्जरं विशन्ति॥**

**नराधिपाः–अधिकं पाति** (ઉપ૦ત૦) **अधिपः, नराणाम् अधिपाः** (ષ૦ ત૦) **नराधिपाः**, રાજાઓ. **नीचजनानुवर्तिनः– नीचश्चासौ जनश्च** (કર્મ૦) **नीचजनः, नीचजनान् अनुवर्तन्ते**

**नीचजनानुवर्तिनः** (ઉપ૦ ત૦), હલકા માણસોને અનુસરતા. **बुधोपदिष्टेन–बुधैः उपदिष्टेन** (તૃ૦ ત૦), ડાહ્યા માણસોથી ઉપદેશાયેલા. **पथा–पथिन्** પુ.નું તૃતિયા એ. વ., માર્ગથી. **दुर्गममार्गनिर्गमम्–दुःखेन गम्यते** (ઉપ૦ ત૦), **मार्गात् निर्गमः** (પ૦ ત૦), **दुर्गमः मार्गनिर्गमः यस्य तम्** (બ૦ વ્રી૦), જેના માર્ગમાંથી બહાર આવવું મુશ્કેલ છે. **समस्तसंबाधम्–समस्ताः संबाधाः यस्मिन् तम्** (બ૦ વ્રી૦), જેમાં બધાંય સંકટો છે તેવા. **अनर्थपञ्जरम्–अनर्थानाम् पञ्जरः, तम्** પુલ્લિંગ તેમજ નપુંસકલિંગ. **अनर्थपञ्जरम्**– વિપત્તિઓના પાંજરામાં. **अस्य समीपे**– એની પાસે. **समेष्यति–सम्+आ+इ** ગ. ૨, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય, ૩ પુ., એ. વ., સાથે આવશે.

[શ્લોક ૧૫] **गुणालयः–गुणानाम् आलयः** (પ૦ ત૦), ગુણોનું નિવાસસ્થાન (એવા). **असन्मन्त्री–न सन्** ( નઞ્ ત૦), **असन् मन्त्री यस्य सः** (બ૦ વ્રી૦), જેનો મંત્રી ખરાબ છે તે. **नृपतिः–नृणां पतिः** (પ૦ ત૦), માણસોના નાથ; રાજા. **अभिगम्यते–अभि+गम्** ગ. ૧, પરસ્મૈ., કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ., પહોંચાતો નથી. **प्रसन्नस्वादुसलिलः–प्रसन्नं च स्वादु च सलिलं यस्मिन् सः** (બ૦ વ્રી૦), શાંત અને સ્વાદિષ્ટ પાણી જેમાં છે તે સરોવર. **दुष्टग्राहः–दुष्टाः ग्राहाः यस्मिन् सः** (બ૦ વ્રી૦), જેમાં ખરાબ મગરો છે તેવું. **ह्रदः**–સરોવર

**शिष्टजनरहितस्य–शिष्टाः जनाः, तैः शिष्टजनैः** (કર્મ૦) **रहितस्य** (તૃ૦ત૦), ઉત્તમ મનુષ્યો વિનાના. **स्वामिनः**–સ્વામીનો.

[શ્લોક ૧૬] અન્વય–**ये नृपाः चित्रास्वादकथैः अनायासितकार्मुकैः भृत्यैः रमन्ते–तेषां श्रिया रिपवः रमन्ते।**

**चित्राः आस्वादाः यासां ताः** (બ૦ વ્રી૦), જેમાં ચિત્રવિચિત્ર સ્વાદ રહ્યા છે તે; વિવિધ પ્રકારનો આનંદ આપે તેવી. –**चित्रा-**

**स्वादाः कथाः येषाम् तैः** (બ० વ્રી०), જેમની વાતચીત વિવિધ આનંદવાળી છે તે. **अनायासितकार्मुकैः–न आयासितम्** (નञ् त०), **अनायासितानि कार्मुकानि यैः तैः** (બ० વ્રી०), જેમણે ધનુષ્યને શ્રમ આપ્યો નથી તેવા. **आयास** ઉપરથી નામધાતુ **आयासयति**–નું કર્મ. ભૂ. કૃ. **आयासित; तेषाम् श्रिया** તેમની લક્ષ્મી સાથે.

**किं मूर्खोपदेशेन**–મૂર્ખને ઉપદેશ આપવાનો શો ઉપયોગ?

[શ્લોક ૧૭] અન્વય: **अनाम्यं दारु न नमते; अश्मनि क्षुरक्रिया न स्यात्; हे सूचीमुख, अशिष्याय न उपदिश्यते–इति विजानीहि। अनाम्यम्–नम्** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક, **नामयति**નું વિધ્યર્થ **नाम्यः न नाम्यम्** (નञ् त०), નમાવાય નહિ તેવું. **नमते**–ગ. ૧, પરસ્મૈ. છે પરંતુ જવલ્લે આત્મને.માં વપરાય છે—નમે છે. **दारु**–લાકડું. **अश्मनि–अश्मन्** પુલ્લિંગ, સપ્તમી એ. વ., પથ્થર ઉપર. **स्यात्–अस्** ગ. ૨, પરસ્મૈ., વિધ્યર્થ, હોય. **क्षुरक्रिया–क्षुरस्य क्रिया** (ष० त०), અસ્તરાનો ઉપયોગ. **सूचीमुख**–પંખીનું નામ છે. **सूचीवत् मुखम् यस्य सः** (બ० વ્રી०), જેનું મુખ સોઈ જેવું અણીદાર છે તે. **विजानीहि–वि+ज्ञा** ગ. ૯, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., જાણ. **अशिष्याय–न** (=**अप्राशस्त्य**ના અર્થમાં) **शिष्याय** (નञ्० त०), ખરાબ શિષ્યને. **उपदिश्यते–उप+दिश्** ગ. ૬, પરસ્મૈ., કર્મણિ, ૩ પુ., એ. વ., વ. કા., ઉપદેશ અપાય છે. **अब्रवीत्–ब्रू** ગ. ૨, પરસ્મૈ., હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ., બોલ્યો.

[कथा : १७]

पृ. ६ : पं १–७

**पर्वतैकदेशे–एकश्चासौ देशश्च** (કર્મ.), **पर्वतस्य एकदेशे** (ष० त०), પર્વતના એક પ્રદેશમાં. **वानरयूथम्–वानराणां यूथम्** (ष० त०), વાંદરાઓનું ટોળું. **हेमन्तसमये–हेमन्तस्य**

**समये** (ષ૦ ત૦), હેમન્તઋતુના વખતમાં; હેમન્તઋતુ માગશર અને પોષ માસમાં હોય છે. **अतिकठोर . . . कलेवरम्-अतिकठोरः वातः** (કર્મ૦), **अतिकठोरवातस्य संस्पर्शः** (ષ૦ ત૦), **अति . . . संस्पर्शेन वेपमानानि कलेवराणि यस्य तम्** (બ૦ વ્રી૦), બહુ કર્કશ પવનના સ્પર્શને લીધે જેનાં શરીરો ધ્રૂજી રહ્યાં છે. **तुषार . . . समाहतम्-तुषाराणां वर्षः** (ષ૦ ત૦), **तुषारवर्षेण उद्धतम्** (તૃ૦ ત૦), ઠંડાં બિંદુઓના વરસાદને લીધે પ્રચંડ, **प्रवर्षः-प्रकृष्टं वर्षति** (ઉપ૦ ત૦), **प्रवर्षाः घनाः** (બહુ વરસતાં વાદળાં) (કર્મ.), **प्रवर्षघनानां धाराः** (ષ૦ ત૦), **तुषारवर्षोद्धताः प्रवर्षघनधाराः** (કર્મ૦), **तासाम् निपातः** (ષ૦ ત૦); **तुषार . . . निपातेन समाहतम्** (તૃ૦ ત૦), ઠંડાં બિંદુઓના વરસાદને લઈને પ્રચંડ એવી, બહુ વરસતાં વાદળાંઓની ઝડીઓના પડવાને લીધે પીડાયેલું. **कथंचित्**-કેમે કરીને. **अगमत्-गम्** ગ. ૧, પરસ્મૈ., અદ્યતનભૂત., ૩ પુ., એ. વ., ગયો. **वह्निकणसदृशानि-वह्नेः कणाः** (ષ૦ ત૦), **वह्निकणैः सदृशानि** (તૃ૦ ત૦), અગ્નિના તણખા જેવા; **पूर्व, सदृश, सम**, અને **ऊन** જેવા શબ્દો **कलह, निपुण** વગેરે શબ્દો સાથે તૃતીયા તત્પુરુષ સમાસ બને છે. **गुञ्जाफलानि**-ચણોઠીઓ. **अवचित्य-अव+चि** ગ. ૫, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ., ભેગી કરીને. **वह्निवाञ्छया-वह्नेः वाञ्छया** (ષ૦ ત૦), અગ્નિની ઇચ્છાથી. **फूत्कुर्वन्तः**-ફૂંકતા. **समन्तात् तस्थुः**-ચારે બાજુએ ઊભા રહ્યા; **स्था** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., બ૦વ૦, ઊભા રહ્યા. **वृथा आयासम् अवलोक्य**-ફોગટ પ્રયત્ન જોઈને. **तत् किं वृथाश्रमेण**-તો નકામા પ્રયાસનો શો ઉપયોગ? **शीतरक्षा-शीतात् रक्षा** (પં૦ત૦). ઠંડીમાંથી રક્ષણ. **अन्विष्यताम्-अनु+इष्** ગ. ૪, પરસ્મૈ., કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., શોધો.

पृ. ७ : पं. १-१८

**निर्वातः-निर्गतः वातः यस्मात् सः** (બ० વ્રી०), જ્યાં પવન નથી તેવા. **वनप्रदेशः-वनस्य प्रदेशः** (ष० त०), વનનો પ્રદેશ. **गिरिकन्दरं-गिरेः कन्दरम्** (ष० त०), પર્વતની કન્દરા. **साटोपाः-आटोपेन सह** (સહ०બ०વ્રી०), ભયંકર દમામ સાથે **दृश्यन्ते-दृश्** ગ. ૧, પરસ્મૈ., કર્મણિ, ૩ પુ., બ. વ., દેખાય છે. **किं तव अनेन व्यापारेण**-તારે આની શી પંચાત? **गम्यताम्-गम्** ગ. ૧, પરસ્મૈ., આજ્ઞાર્થ, કર્મણિ, ૩ પુ., એ. વ., જાઓ.

[શ્લોક ૧૮] **मुहुः**-વારંવાર. **विघ्नितकर्माणम्-विघ्नितानि कर्माणि यस्य तम्** (બ०વ્રી०), જેનાં કામોમાં વિઘ્નો આવ્યાં કરે છે તે. **विघ्नित-विघ्न** ઉપરથી નામધાતુ **विघ्नयति**નું કર્મ. ભૂ. કૃ. **पराजितम् द्यूतकारम्**-હારેલા જુગારીને. **विवेकज्ञः न आलापयेत्-विवेकं जानाति स विवेकज्ञः** (ઉપ० ત०), સાર અને અસાર વચ્ચેનો વિવેક જે જાણે છે તે. **आलापयेत्-आ+लप्** ગ. ૧. પરસ્મૈ.નું પ્રેરક, વિધ્યર્થ, ૩ પુ., એ. વ., બોલાવવો જોઈએ નહિ. **यदि आत्मनः सिद्धिम् इच्छेत्**-જો તે પોતાના કાર્યની સિદ્ધિ ઇચ્છતો હોય તો.

[શ્લોક ૧૯] **आखेटकं**-શિકારી. **वृथाक्लेशम्-वृथा क्लेशः यस्य तम्** (બ०વ્રી०), જેનો શ્રમ નકામો ગયો છે તે. **व्यसनसंस्थितम्-व्यसने संस्थितम्** (સ०ત०), મુસ્કેલીમાં આવી પડેલા. **आलापयति**-બોલાવે છે **मूढः-मुह्**નું કર્મ. ભૂ. કૃ., મૂર્ખ. **पराभवम् गच्छति**-હાર પામે છે; નુકસાનમાં પડે છે.

**तम् अनादृत्य**-તેનો અનાદર કરીને. **भूयः अपि**-ફરી પણ. **अनवरतम्-अव+रम्** ગ. ૧, આત્મને.નું કર્મ ભૂ. કૃ. **अवरत**-અટકેલું. **न अवरतम् यस्मिन् कर्मणि यथा स्यात् तथा**

(અવ્યયી.), અટકયા વિના. **किं वृथा क्लेशेन** નકામી મહેનતનો શો ઉપયોગ? **प्रलपन्**–બોલતો; **प्र+लप्** ગ ૧, પરસ્મૈ., વ. કૃ., પ્રથમા એ. વ., પુલ્લિંગ. **विरमति**–અટકે છે. **वि+रम्** ગ. ૧, પરસ્મૈ., અટકે છે. **व्यर्थश्रमत्वात्–विगतः अर्थः यस्मात् तत् व्यर्थं** (પ્રાદિ બ૦ વ્રી૦), **व्यर्थः श्रमः यस्य सः** (બ૦ વ્રી૦), **व्यर्थश्रमः। तस्य भावः व्यर्थश्रमत्वम्। तस्मात्**–નકામા શ્રમને લીધે. **कुपितेन–कुप्** ગ. ૪, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., ગુસ્સે થયેલા. **पक्षाभ्यां गृहीत्वा**–પાંખોથી પકડીને. **शिलायाम् आस्फालितः**–પથ્થર ઉપર પછાડેલો. **उपरतः–उप+रम्** ગ. ૧, આત્મને.નું કર્મ ભૂ. કૃ., મરી ગયો. '**नानाम्यं नमते दारु**' વગેરે શ્લોક આગળ આવી ગયો છે.

[શ્લોક ૨૦] **पयःपानम्–पयसः पानम्** (ષ૦ ત૦), દૂધનું પીવાનું. **विषवर्धनम्–विषं वर्धयति** (ઉપ૦ ત૦), વિષને વધારનાર.

[શ્લોક ૨૧] **दातव्यः–दा** ગ. ૩, ઉભય., વિધ્યર્થ કૃ., પ્રથમા પુલ્લિંગ, એ. વ., આપવો જોઈએ. **यादृशे तादृशे**–ગમે તેવા; લાયકાત જોયા વિનાના. **दातव्य**ની સાથે સપ્તમી વાપરી છે તે જુઓ. **वानरमूर्खेण वानरः मूर्खः इव** (કર્મ૦), મૂર્ખ વાંદરાએ. **सुगृही–शोभनं गृहम्** (કર્મ૦), **सुगृहम्+इन्** (માલિકી-સૂચક તદ્ધિત), સારા ઘરવાળો. **निर्गृहीकृतः–निर्गतम् गृहं यस्य सः निर्गृहः। अनिर्गृहः निर्गृहः कृतः अनिर्गृहीकृतः–च्वि**રૂપ. કર્મ. ભૂ. કૃ., પુલ્લિંગ, પ્રથમા એ. વ., ઘરવગરનો કરાયો.

## [ कथा : १८ ]

### पृ० ७ : पं० १–८

**वनोद्देशे–वनस्य उद्देशे** (ષ૦ ત૦), વનના પ્રદેશમાં. **शमीवृक्षः**– ખીજડાનું ઝાડ. **लम्बमानशिखायाम्–लम्बमाना**

**शिखा** (કર્મ૦) **तस्याम्**–નમી પડેલી ડાળી ઉપર. **कृतवासौ–कृतः वासः याभ्याम् तौ** (બ૦ વ્રી૦), જેમણે નિવાસ કર્યો છે તેવાં; એટલે કે જેમણે માળો બાંધ્યો છે તે. **अरण्यचटकदम्पती–अरण्ये भवौ चटकौ** (મધ્યમ. સમાસ), **जाया च पतिश्च दम्पती** (અનિયમિત દ્વંદ્વ), **अरण्यचटकयोः दम्पती**–જંગલી ચટક પંખીઓનું જોડું. 'જંગલી ચટક' એ નામથી સુઘરીનો અહીં ઉલ્લેખ છે. **तयोः सुखसंस्थयोः** (સતિ સપ્તમી)–તેઓ સુખેથી રહ્યાં હતાં ત્યારે. **हेमन्तमेघः**–હેમન્તઋતુનું વાદળું. **वर्षितुम्–वृष्** ગ. ૧, પરસ્મૈ.નું હેત્વર્થ કૃ., વરસવા માટે; વરસવો. **आरब्धः आ+रभ्** ગ. ૧, આત્મને., કર્મ. ભૂ. કૃ., શરૂ થયો. **अत्रान्तरे**–એટલામાં. **शाखामृगः**–વાંદરો; **शाखाचारी मृगः** (મધ્યમપદલોપી). **वातासारसमाहतः–वातमिश्रः आसारः** (મધ્યમ૦), **वातासारैः समाहतः** (તૃ૦ત૦), પવનયુક્ત ઝાપટાંથી પીડા પામતો. **प्रोद्धूषितशरीरः–प्रोद्धूषितं शरीरं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું શરીર બાડું જ થરથરી રહ્યું છે તે. **दन्तवीणाम्–दन्तान् एव वीणाम्** (કર્મ૦), દાંતરૂપી વીણા. **वादयन्–वद्** ગ. ૧, પરસ્મૈ., પ્રેરક **वादयति**–નું વ. કૃ. **वादयत्** પ્રથમા એ. વ., પુલિંગ, વગાડતા. **शमीमूलम् आसाद्य**–ખીજડીના ઝાડના મૂળ આગળ આવીને. **उपविष्टः**–બેઠો. **तादृशम्**–તે પ્રકારનો.

[શ્લોક ૨૨] **हस्तपादसमोपेतः–हस्तौ च पादौ च हस्तपादम्** (સમાહારદ્વંદ્વ), **हस्तपादेन समोपेतः** (તૃ૦ ત૦), હાથપગથી યુક્ત. **दृश्यसे–दृश्** ગ. ૬, પરસ્મૈ., કર્મણિ, ૨ પુ., એ. વ., વ. કા., દેખાય છે. **पुरुषाकृतिः–पुरुषवत् आकृतिः यस्य सः** (બ૦ વ્રી૦), પુરુષના જેવો જેનો આકાર છે તેવો. **शीतेन भिद्यसे**–ટાઢથી પીડાય છે. **कथं न कुरुषे गृहम्**–ઘર કેમ કરતા નથી ?

पृ. ८ : पं. १-७

**सकोपम्**-ગુસ્સે થઈને. **मौनव्रता-मौनं व्रतं यस्याः सा** (બ० વ્રી०), મૌન એ જ જેનું વ્રત છે તે; શાંત. **धार्ष्ट्यम्-धृष्टस्य भावः**-ધીરપણું; હિંમત. **प्रलप्य**-બોલીને. **किं......चिन्तया**-તું મારી ચિંતા શું કામ કરે છે?

[શ્લોક ૨૩] અન્વય: **श्रद्धासमेतस्य विशेषतश्च पृच्छतः वाच्यम्। श्रद्धाविहीनस्य प्रोक्तं अरण्यरुदितोपमम् अस्ति। श्रद्धया समेतस्य**-શ્રદ્ધાથી યુક્ત; **सम्+आ+इ** ગ. ૨, પરસ્મૈ.નું કર્મણિ ભૂત., યુક્ત. **विशेषतः पृच्छतः**-વિશેષે કરી પૂછતા. **पृच्छत्-प्रच्छ्** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., ષષ્ઠી એ. વ., પુંલ્લિંગ. **प्रोक्तम्-प्रो+वच्** ગ. ૨, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **प्रोक्त**-બોલાયેલું. **श्रद्धाविहीनस्य-श्रद्धया विहीनस्य** (તૃ० ત०), શ્રદ્ધા વિનાના. **अरण्यरुदितोपमम्-अरण्ये रुदितम्** (સ० ત०), **अरण्यरुदितम् एव उपमा यस्य तत्** (બ० વ્રી०), અરણ્ય રુદન સરખું.

**किं बहुना**-વધારે કહેવાનો શો ઉપયોગ? **कुलायस्थितया -कुलाये स्थितया** (સ० ત०), માળામાં રહેલી. **अभिहितः -अभि+धा** ગ. ૩, ઉભય.નું કર્મ. ભૂ. કૃ., બોલાયેલો. **आरुह्य**-ચઢીને. **शतधा खण्डशः अकरोत्**-સેંકડો કકડા કરી નાખ્યા. **शत+धा** (**धा** પ્રત્યય ભાગ બતાવે છે)=સો ભાગમાં **खण्ड+शः**= 'piece by piece' કકડેકકડા.

# વજ્રદંષ્ટ્ર સિંહની અને તેના સંબંધી બીજી કથાઓ

કોઈ એક વનના પ્રદેશમાં વજ્રદંષ્ટ્ર નામનો સિંહ રહેતો હતો. ચતુરક અને ક્રવ્યમુખ નામે શિયાળ અને વરુ તેના નોકર બની, હંમેશાં જ અનુસરતા, તે જ વનમાં રહેતા હતા. હવે બીજે દિવસે એકવાર, જેની પ્રસૂતિ પાસે આવેલી છે તેવી અને પ્રસૂતિની વેદનાને લીધે પોતાના ટોળામાંથી વિખૂટી પડી ગયેલી બેઠેલી ઊંટડી, કોઈ એક વનની ઝાડીમાં, સિંહને પ્રાપ્ત થઈ. હવે તેને મારી નાખી જેવું તેનું પેટ ચીરે છે, તેવામાં જ (તેના પેટમાંથી) જીવતું નાનું ઊંટનું બચ્ચું નીકળ્યું. સિંહ પણ પરિવાર સાથે ઊંટડીના માંસથી સારી રીતે તૃપ્તિ પામ્યો. પણ સ્નેહને લીધે ત્યજાયેલા ઊંટના બચ્ચાને ઘેર લાવી, આ પ્રમાણે બોલ્યો: "ભાઈ, મારાથી કે બીજા કોઈથી પણ તારે મરણનો ભય નથી; તો તારી મરજી પ્રમાણે આ વનમાં ફર્યા કર. તારા કાન શંકુ જેવા છે એટલે (તારું) નામ શંકુકર્ણ થશે." આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી, (સિંહ વગેરે) ચારેય (પશુઓ) એક જ સ્થળે વિહાર કરતા પરસ્પર અનેક પ્રકારની વાતચીતનું સુખ અનુભવતા રહેવા લાગ્યા. યૌવનની અવસ્થાને પામેલો શંકુકર્ણ ક્ષણવાર પણ તે સિંહને છોડતો નહિ. હવે કોઈ એકવાર વજ્રદંષ્ટ્રને કોઈક જંગલી મદોન્મત્ત હાથી સાથે યુદ્ધ થયું. તેણે (=તે હાથીએ) મદના વીર્યથી દાંતોના પ્રહારો કરીને (તેને) એવો તો ઘવાયેલા શરીરવાળો કરી દીધો કે તે ચાલવાને પણ અશક્ત થઈ પડ્યો. ત્યારે ભૂખને લીધે જેનું ગળું સુકાઈ ગયું છે એવો તે (સિંહ) તેઓના પ્રત્યે બોલ્યો: "અરે, કોઈ એક પ્રાણી શોધી કાઢો કે જેને આ દશામાં આવી પડ્યો છું છતાં પણ મારી નાખી મારી પોતાની અને

તમારી ભૂખ દૂર કરું." તે સાંભળીને તે ત્રણેય વનમાં સંધ્યાકાળ સુધી ભટક્યા પણ કોઈ પ્રાણી મળ્યું નહિ. હવે ચતુરક વિચાર કરવા લાગ્યો: "જો આ શંકુકર્ણને મારવામાં આવે તો બધાંને કેટલાએક દિવસ સુધી તૃપ્તિ થાય; પરંતુ સ્વામી (સિંહ) મિત્ર-પણાથી અને પોતાના આશ્રિતપણાથી તેને મારશે નહિ. અથવા તો, હું મારી બુદ્ધિના પ્રભાવથી સ્વામીને સમજાવીને એ પ્રમાણે કરું કે જેથી તે તેને મારી નાખે. કહ્યું છે કે—

> આ જગતમાં બુદ્ધિશાળીઓની બુદ્ધિ માટે હણી ન શકાય તેવી, પ્રાપ્ત ન થાય તેવી, કે કરી ન શકાય તેવી કોઈ પણ વસ્તુ નથી; માટે (બુદ્ધિવાને) તે (બુદ્ધિ)નો ઉપયોગ કરવો. (૧)"

આ રીતે વિચાર કરીને તે શંકુકર્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો: "રે શંકુકર્ણ, સ્વામી માફક આવે (એવા ખોરાક) વિના ભૂખથી પીડાય છે. સ્વામી નહિ હોય તો ચોક્કસ આપણો પણ વિનાશ જ છે. તો પછી સ્વામી ખાતર કાંઈક વચન હું કહું તે તું સાંભળ!" શંકુકર્ણ બોલ્યો: "અરે જલદી કહી દે જેથી તારું વચન હું જલદી શંકા વગર અમલમાં મૂકું. વળી સ્વામીનું હિત થશે તો મેં સો સત્કાર્યો કર્યાં (બરાબર) થશે." હવે ચતુરક બોલ્યો: "અરે ભાઈ, તું તારું શરીર બમણા લાભ માટે સ્વામીને અર્પણ કર — જેથી તારું (આવતા જન્મમાં) બેવડું શરીર થાય અને વળી સ્વામીનો જીવનનિર્વાહ પણ થાય." આ સાંભળી શંકુકર્ણ બોલ્યો: "ભાઈ, જો એમ હોય તો એ મારું જ કામ છે એમ જ (મહારાજને) કહે અને મહારાજનું કામ કર;— પણ આ બાબતમાં ધર્મ સાક્ષી છે." આ પ્રમાણે વિચાર કરી તેઓ બધા સિંહ પાસે આવ્યા. પછી ચતુરક બોલ્યો: "દેવ, કોઈ પ્રાણી મળ્યું નહિ. ભગવાન સૂર્ય પણ અસ્ત પામ્યા છે. તો

જો સ્વામી (છે તેનાથી) બમણું શરીર આપે તો આ શંકુકર્ણ બમણી વૃદ્ધિના બદલામાં પોતાનું શરીર ધર્મને સાક્ષી રાખીને આપને અર્પણ કરે." સિંહ બોલ્યો: "અરે, જો એમ હોય તો બહુ જ મઝાનું; આ વ્યવહારમાં ધર્મને સાક્ષી કરીને કામ કરો!" આ પ્રમાણે સિંહના વચન પછી વરુ અને શિયાળથી જેના પેટનાં બે પડખાં ચિરાઈ ગયાં છે તેવો શંકુકર્ણ મૃત્યુ પામ્યો. હવે વજ્રદંષ્ટ્ર ચતુરક પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો: "અરે ચતુરક, હું નદીએ જઈ સ્નાન અને દેવપૂજનનો વિધિ કરી આવું ત્યાં સુધી તારે અહીં સાવધાન થઈને રહેવું." આ પ્રમાણે બોલી તે નદીએ ગયો. હવે તે ગયો ત્યારે ચતુરક વિચાર કરવા લાગ્યો: "મને એકલાને આ ઊંટ ખાવા મળે?" એ પ્રમાણે વિચાર કરી તે ક્રવ્યમુખ પ્રત્યે બોલ્યો: "ક્રવ્યમુખ, તું ભુખાળવો છે; તો એ સ્વામી આવે નહિ ત્યાં સુધી તું ઊંટનું માંસ ખા. હું તને સ્વામી સમક્ષ નિર્દોષ પુરવાર કરીશ." આ સાંભળી જેવો તે પણ કાંઈક માંસ ચાખવા જાય છે તેવામાં ચતુરકે કહ્યું: "અરે ક્રવ્યમુખ, સ્વામી આવે છે; તો આ (માંસ)ને છોડી દૂર ઊભો રહે જેથી એ (માંસ) ખવાયાની શંકા ન કરે." એણે એમ કર્યું એટલામાં, સિંહ આવી ઊંટને જુએ છે તો ઊંટને કાળજું જેનું ખાલી થયું છે (=જતું રહ્યું છે) એવો દીઠો. તે ઉપરથી ભ્રૂકુટી ચઢાવી બહુ કઠોર રીતે તે કહેવા લાગ્યો: "અરે, કોણે આ ઊંટને ઉચ્છિષ્ટ કર્યો (તે કહે), જેથી તેને પણ હું મારી નાખું." આ પ્રમાણે તે બોલ્યો, એટલે ક્રવ્યમુખ ચતુરકનું મુખ જોવા લાગ્યો: "ખરેખર કાંઈક કહે જેથી મને શાંતિ થાય." હવે ચતુરક હસીને બોલ્યો, "અરે, મારો અનાદર કરી, માંસ ખાઈ, હવે તું મારું મોં જુએ છે? માટે તારા અન્યાયરૂપી વૃક્ષનું ફળ ચાખ." આ સાંભળી ક્રવ્યમુખ પોતાના પ્રાણના નાશના ભયથી દૂર દેશમાં નાસી ગયો. એટલામાં ભારથી થાકી

ગયેલું ઊંટોનું ટોળું તે રસ્તેથી આવતું હતું. તે (ટોળા)ની આગળ ચાલતા ઊંટની ડોકે મોટી ઘંટડી બાંધી હતી. તે (ઘંટડી)નો અવાજ દૂરથી જ સાંભળીને સિંહ શિયાળ તરફ બોલ્યો: "ભાઈ, આ પહેલાં નહિ સાંભળેલો એવો આ ભયંકર શબ્દ શાનો સંભળાય છે?—એ જાણી લાવ તો." તે સાંભળીને ચતુરક વનના પ્રદેશમાં થોડેક જઈ, જલદી પાછો આવી, બોલવા લાગ્યો: "સ્વામી, જો જઈ શકો તો જાઓ, જાઓ!" તે બોલ્યો: "ભાઈ, કેમ આમ મને તું ગભરાવે છે? મને કહે તો ખરો કે એ શું છે?" ચતુરક બોલ્યો: "સ્વામી, એ ધર્મરાજા તમારા ઉપર ગુસ્સે થયા છે. આ (સિંહે) મારા ઊંટને સમય વિના મારી નાખ્યો છે, માટે હું તેની પાસેથી હજારગણાં ઊંટ લઈશ — આ પ્રમાણે નિશ્ચય કરીને, ભારે અભિમાન ધારીને, મારી નાખેલા ઊંટ ઉપર સ્નેહ ધરાવનાર, તેના પિતાપિતામહને પણ સાથે લઈ, આગળ ચાલતા ઊંટની ડોકે ઘંટડી બાંધી, વેર વાળવા માટે જ (ધર્મરાજા) આવે છે." સિંહ પણ તે સાંભળીને બધી બાજુએ દૂરથી જ નજર કરી મરી ગયેલા ઊંટને પડતો મૂકીને મરણના ભયથી નાસી ગયો. ચતુરક પણ ધીમેધીમે તે ઊંટના માંસને ખાવા લાગ્યો. માટે હું કહું છું કે—'શત્રુને પીડા કરનારો . . . વગેરે.' હવે દમનક (પોતાના રહેઠાણ ઉપર) ગયો, એટલે સંજીવક વિચાર કરવા લાગ્યો: "અરે, મેં આ શું કર્યું? હું ખડ ખાનારો હોવા છતાં પણ આ માંસાહાર કરનારનો અનુચર થયો. અથવા તો એ બરોબર જ કહેવાય છે:

> જે માણસ ન જવા યોગ્ય પાસે જાય છે અને ન સેવવા યોગ્યની જે સેવા કરે છે, તે જેમ ખચ્ચરી ગર્ભને (ધારણ કરી મૃત્યુ પામે) તેમ મૃત્યુને પામે છે. (૨)

માટે હવે મારે શું કરવું? હું ક્યાં જાઉં? મને કેવી રીતે શાંતિ મળે?—અથવા તો હું તે પિંગલક પાસે જ જાઉં. કદાચ

તેને શરણે ગયેલા મને તે (મારી) રક્ષા કરશે; મને મારી નહિ નાખે. કારણ કે વળી કહ્યું છે:

આ લોકમાં ધર્મ માટે યત્ન કરતાં છતાં પણ (મનુષ્યોને) જો દૈવયોગે કદાચ વિપત્તિઓ આવી પડે, તો ડહાપણવાળા મનુષ્યોએ તે (વિપત્તિઓને) દૂર કરવા માટે વિશેષે કરીને ડહાપણભરેલો ઉપાય કરવો જોઈએ; કારણ કે આખા જગતમાં આ લોકવાણી પ્રખ્યાતિ પામેલી છે કે અગ્નિથી દાઝેલાઓને તેનાથી ઉત્પન્ન થયેલા (=ઉષ્ણ ગુણવાળા) પદાર્થનું સિંચન જ હિતકારી છે. (૩)

તેમજ વળી,

અથવા તો, નિત્ય પોતાનાં કર્મફળને આશ્રયે રહેતાં અને જેનાં કાર્યો (ની ગતિ) સારી રીતે નક્કી થયેલી છે તેવાં દેહધારી પ્રાણીઓને આ જગતમાં, પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ, (અંતઃકરણના) ભાવથી જે કાંઈ સારું અથવા તો નરસું પ્રાપ્ત થવાનું છે તે થાય છે: એમાં વિચાર એ કારણરૂપ નથી. (૪)

અને વળી બીજે ઠેકાણે જઈશ તોપણ (જો મૃત્યુ થવાનું હશે તો) કોઈ માંસ ઉપર જીવનારા દુષ્ટ પ્રાણીને હાથે મૃત્યુ થશે; તો (એમ મરવા કરતાં) સિંહને હાથે મૃત્યુ સારું છે. કહ્યું છે કે—

મોટા માણસની સાથે સ્પર્ધા કરનારાને વિપત્તિ પણ મોટાઈ લાવનારી છે; પર્વતને તોડતાં હાથીઓના દાંત ભાગી જાય તે પણ વખાણવાલાયક છે. (૫)

અને વળી,

મદની ઇચ્છાવાળો, હાથીના કાનથી હણાયેલો ભમરો જેમ (પ્રશંસાપાત્ર બને છે), તેમ નીચ (પ્રાણી) પણ મોટા તરફથી નાશ પામવા છતાંય પ્રશંસાની સ્થિતિને પામે છે. (૬)"

આ પ્રમાણે નિશ્ચય કરીને ડગતે પગલે ધીમેધીમે જઈ સિંહના રહેઠાણને જોતો બોલવા લાગ્યો : "અહો, આ બરોબર જ કહેવાયું છે,

જેની અંદર સાપ ભરાયેલા છે તેવા ઘર જેવું, હિંસક પ્રાણીઓથી ભરપૂર વન જેવું, મનોહર કમળોની છાયાયુક્ત (છતાંય) મગરોથી ભરચક સરોવર જેવું, રાજાઓનું નિવાસસ્થાન વિવિધ પ્રકારના દુષ્ટ જનોથી અને અસત્ય વચનમાં આસક્તિ રાખનાર શઠજનોથી ભરપૂર હોઈ, સમુદ્રની પેઠે દુ:ખપૂર્વક તે તરફ ધડકતે હૈયે (માણસોથી) જવાય છે. (૭)"

એ પ્રમાણે બોલતો, દમનકે કહેલી આકૃતિવાળા તે પિંગલકને જોઈ ધડકી ગયેલો, શરીર સંકોચી પ્રણામ કર્યા વિના જ (તે) ઘણો દૂર બેઠો. પિંગલક પણ તે પ્રકારના તેને જોઈ, દમનકના વાક્ય ઉપર શ્રદ્ધા રાખી, તેના ઉપર ગુસ્સાથી તૂટી પડ્યો. હવે તીક્ષ્ણ નખોથી જેની પીઠ ઉતરડાઈ ગઈ છે તેવા સંજીવકે બે શીંગડાં વડે તેનું પેટ ચીરી નાખીને માંડમાંડ તેનાથી છૂટો પડી શીંગડાંથી તેને મારવાની ઇચ્છા કરતો, યુદ્ધ કરવા માટે, તેની સામે ઊભો રહ્યો. હવે ફૂલથી ખીલેલા ખાખરાના ઝાડ સરખા દેખાતા, એકબીજાનો વધ કરવાની આકાંક્ષાવાળા તે બંનેને જોઈ કરટક દમનક પ્રત્યે બોલ્યો : "અરે મૂઢ બુદ્ધિના! આ બંને વચ્ચે વિરોધ પડાવી તેં ઠીક ન કર્યું; વળી તું નીતિનું તત્ત્વ હજી જાણતો નથી. માટે જો સ્વામી (પિંગલક)નો નાશ થશે તો તારી મંત્રબુદ્ધિને શું કરવાની? હવે સંજીવક મરાય નહિ તોપણ ભૂંડું થાય; કારણ કે આપણા પ્રાણ સંદેહમાં આવી પડે. તેને લઈને તેનો વધ (થવો જ જોઈએ). માટે મૂર્ખ, તું કેવી રીતે મંત્રીપદની ઇચ્છા કરે છે? સામ(થી થતી કાર્યની) સિદ્ધિને તું

જાણતો નથી. તેથી દંડને યોજવાની ઇચ્છાવાળા એવા તારો આ મનોરથ ફોકટ છે. કહ્યું છે કે,

સામથી માંડી દંડ સુધીની નીતિ બ્રહ્માએ કહી છે;
પણ તે (ચાર)માંથી દંડ પાપથી ભરપૂર છે; માટે તેને
છેલ્લે યોજવો ઘટે છે. (૮)

અને વળી,

જ્યાં સામથી જ સિદ્ધિ થાય ત્યાં ડાહ્યા માણસે
દંડને ન યોજવો જોઈએ. જો સાકરથી પિત્તની શાંતિ થાય
તો કડવાં તૂરિયાંને શા માટે ઉપયોગમાં લેવાં? (૯)

અને વળી,

જાણકાર માણસે આરંભમાં સામને યોજવો; સામથી
સિદ્ધ કરી શકાય તે કાર્યો કોઈ પણ દિવસે વિકારને પામતાં
નથી. (૧૦)

શત્રુ તરફથી ઉત્પન્ન થયેલો અંધકાર (=વૈર) ચંદ્રથી,
ઔષધિથી, સૂર્યથી કે અગ્નિથી નાશ પામતો નથી;
સામથી જ તે નાશ પામે છે. (૧૧)

વળી તું મંત્રીની પદવી લેવાની ઇચ્છા રાખે છે તે પણ અયોગ્ય છે; કારણ કે તું મંત્રીની રીતને જાણતો નથી: કારણ કે મંત્રના પાંચ પ્રકાર છે: કાર્યના આરંભનો ઉપાય, પુરુષોની તથા ધનોની સંપત્તિ, દેશ અને વખતનો વિભાગ કરવો તે, આપત્તિને દૂર કરવી અને કાર્યની સિદ્ધિ કરવી. તે (મંત્ર) જો સિદ્ધ થાય તો (શત્રુ એવો) રાજા અને મંત્રી એ બેમાંથી એકનો અથવા તો બંનેયનો નાશ નજદીક લાવી મૂકે છે. માટે જો કાંઈ શક્તિ હોય તો તેમના વિનાશનો પ્રતિકાર વિચારી કાઢ. કારણ કે ભેદને પામેલી (વ્યક્તિઓ)ને જોડવામાં મંત્રીઓની બુદ્ધિની પરીક્ષા થાય છે. તેથી હે મૂર્ખ, તે કરવાને તું અસમર્થ હોઉં, તો તું એથી

ઊલટી બુદ્ધિનો છું (એટલે કે, તું મંત્રીયોગ્ય વિચારશક્તિ વિનાનો છે).

> ભેદ પામેલી વ્યક્તિઓને જોડવાના કામમાં મંત્રીઓની, (અને) સંનિપાતજ્વરના કામમાં વૈદ્યોની બુદ્ધિ દેખાઇ આવે છે: શાંતિના વખતે કોણ પંડિત નથી હોતો? (૧૨)

અને વળી,

> હલકો માણસ બીજાના કાર્યનો વિનાશ કરવાનું જ જાણે છે; તેને સુધારવાનું જાણતો નથી; ઉંદરની શક્તિ અન્નથી ભરેલી ટોપલીને પાડવામાં જ હોય છે, ઊંચે ચઢાવવા માટે હોતી નથી. (૧૩)

અથવા એ તારો દોષ નથી; સ્વામીનો દોષ છે—જે તારા વાક્ય ઉપર શ્રદ્ધા રાખે છે. કહ્યું છે કે—

> હલકા માણસોને અનુસરતા જે રાજાઓ ડાહ્યા માણસોએ ઉપદેશેલા માર્ગે જતા નથી, તે સંપૂર્ણ દુઃખોવાળા અને જેમાંથી નીકળવાનો માર્ગ વિષમ હોય છે તેવા અનર્થના પાંજરામાં ફસાય છે. (૧૪)

માટે જો તું એનો મંત્રી થશે તો બીજો કોઈ સારો માણસ તેની પાસે આવશે નહિ. કહ્યું છે કે—

> ગુણવાળો હોવા છતાં પણ ખરાબ મંત્રીવાળા રાજાની પાસે,—શાંત અને સ્વાદિષ્ટ પાણીવાળા હોવા છતાંય દુષ્ટ મઘરોથી ભરપૂર સરોવરની માફક — કોઈ જતું નથી. (૧૫)

તે જ પ્રમાણે ઉત્તમ મનુષ્યરહિત સ્વામીનો પણ નાશ થશે. અને કહ્યું છે કે—

> વિવિધ પ્રકારના રસથી ભરપૂર વાતો કરનારા, તથા જેમણે ધનુષ્યને શ્રમ આપ્યો નથી તેવા નોકરો સાથે જે રાજાઓ મોજમઝા કરે છે તેમના શત્રુઓ લક્ષ્મી સાથે મોજ કરે છે. (૧૬)

માટે મૂર્ખને ઉપદેશ કરવાનો શો ઉપયોગ? કેવળ નુકસાન થાય છે, ફાયદો થતો નથી. વળી કહ્યું છે,

> વાળી ન શકાય તેવું લાકડું વળતું નથી; અને પથ્થર ઉપર અસ્તરો વાપરી શકાતો નથી; હે સૂચીમુખ, (=સોય જેવી ચાંચવાળો), તું જાણ કે ખરાબ શિષ્યને ઉપદેશ અપાતો નથી. (૧૭)"

દમનક બોલ્યો: 'એમ કેમ?' તે બોલ્યો:

### [ કથા : ૧૭ ]

કોઈ એક પર્વતના પ્રદેશમાં એક વાંદરાનું ટોળું હતું. વળી કોઈ એકવાર, હેમંતઋતુ વખતે બહુ કઠોર પવનના સ્પર્શથી જેના દેહ કંપતા હતા તેવું અને ઠંડાં બિંદુઓને વરસાવતાં અત્યંત વરસતાં વાદળાંના વરસાદની ધારાઓના પડવાથી દુઃખી બનેલું તે (ટોળું) કોઈ રીતેય શાંતિ ન પામ્યું. હવે કેટલાક વાંદરાઓ અગ્નિના તણખા જેવી ચણોઠીઓને ભેગી કરી અગ્નિની ઇચ્છાથી ફૂંકતા ટોળે વળી બેઠા. હવે સૂચીમુખનામે પક્ષી તેમનો ફોગટ યત્ન જોઈ બોલ્યું: "અરે, તમે બધા મૂર્ખ છો. આ અગ્નિના તણખા નથી; એ ચણોઠીઓ છે. તો ફોગટ મહેનત શું કામ કરો છો? એનાથી કાંઈ ઠંડીમાંથી બચાવ થવાનો નથી. માટે કોઈ એક પવનવિનાનો પ્રદેશ, અથવા ગુફા, અથવા પર્વતની કંદરાને શોધી કાઢો. હજુ પણ ભયાનક દેખાવવાળાં વાદળાં દેખાય છે." હવે તેઓમાંનો એક ઘરડો વાંદરો તેના પ્રત્યે બોલ્યો: "અરે મૂર્ખ, તારે આ કામની શી પંચાત? તો તું જા. કહ્યું છે કે,

> પોતાની સિદ્ધિને તે ઇચ્છતો હોય તો સારા અને નરસાનો ભેદ જાણનાર મનુષ્યે વારંવાર જેને પોતાના કાર્યમાં વિઘ્ન નડચાં છે તેવા (માણસને) તથા હારેલા જુગારીને ન બોલાવવો. (૧૮)

અને વળી,

> જેની મહેનત નિષ્ફળ ઊતરી છે તેવા શિકારી સાથે અને સંકટમાં આવી પડેલા મૂર્ખની સાથે જે મૂઢ વાત કરે છે તે પરાભવને પામે છે. (૧૯)"

તે (પંખી) પણ તેનો અનાદર કરી ફરીથી પણ વારંવાર વાંદરાઓને કહેવા લાગ્યું: "અરે, શા માટે નકામી મહેનત કરો છો?" હવે કેમે કરતાં જ્યારે તે બોલતાં અટક્યું નહિ, ત્યારે ફોગટ મહેનતને લીધે ગુસ્સે થયેલા વાંદરાએ બે પાંખોથી તેને પકડી પથ્થર ઉપર પછાડ્યું; અને તે મરી ગયું. એથી હું કહું છું: 'વાળી ન શકાય તેવું લાકડું વળતું નથી. . . વગેરે.' અને વળી,

> મૂર્ખોને ઉપદેશ કોપના કારણરૂપ થાય છે, શાંતિના કારણરૂપ થતો નથી; સર્પોને દૂધ પિવડાવવું તે કેવળ ઝેરને વધારનારું છે. (૨૦)

અને વળી,

> જેવાતેવા માણસને ઉપદેશ આપવો ન જોઈએ; ઉપદેશ આપવાથી, મૂર્ખ વાંદરાએ જેને સારું ઘર હતું તેવી (સુઘરીને) ઘર વિનાની કરી હતી. (૨૧)"

દમનક બોલ્યો: 'એમ કેમ?' તે કહેવા લાગ્યો:

## [કથા: ૧૮]

કોઈ એક વનના પ્રદેશમાં ખીજડીનું ઝાડ હતું. તેની નમેલી ડાળી ઉપર પોતાનું નિવાસસ્થાન કરીને એક સુઘરીનું જોડું રહેતું હતું. તે સુખે રહેતાં હતાં, ત્યારે કોઈ એકવાર હેમન્તઋતુનો વરસાદ મંદમંદ વરસવો શરૂ થયો. એટલામાં પવન અને વરસાદના ઝાપટાથી પીડિત બનેલો અને આખે શરીરે ભીંજાઈ ગયેલો, દાંતરૂપી વીણા કકડાવતો, થરથરતો એક વાંદરો તે ખીજડીના

ઝાડના મૂળ આગળ આવી બેઠો. હવે તે દશામાં આવેલા તેને જોઈને સુઘરી બોલી : " અરે ભાઈ,

સારી રીતે હાથપગવાળો અને પુરુષ જેવા આકાર-
વાળો તું દેખાય છે. હે મૂર્ખ, તું ટાઢથી પીડાય છે — તો
શા માટે ઘર બાંધતો નથી ? (૨૨) "

આ સાંભળી તેના પ્રત્યે વાંદરો ક્રોધ કરી બોલવા લાગ્યો : " અરે હલકટ સ્ત્રી, શા માટે તું શાન્તિ રાખતી નથી ? કેવી તો આની ધૃષ્ટતા છે ! — આજે મારી મશ્કરી કરે છે ! " આ પ્રમાણે બોલી તેના પ્રત્યે તે બોલ્યો : " અરે મૂર્ખી, તારે મારી ચિંતા કરવાનું શું કામ છે ? કહ્યું છે કે—

જે વિશેષે કરીને પૂછતો હોય તથા શ્રદ્ધાવાળો હોય
તેને કહેવું; પરંતુ શ્રદ્ધા વિનાના (પુરુષ)ને કહેવું તે અરણ્યરુદન
સરખું થઈ પડે છે. (૨૩)

તો વધારે કહેવાનો શો ઉપયોગ ? " માળામાં રહેલી એવી તે (સુઘરી)થી બોલાયેલા તેણે તે ખીજડી ઉપર ચઢી તેના માળાના સેંકડો કટકા કર્યા.

**— પંચતંત્ર : મિત્રભેદ : કથા ૧૬–૧૮**

# The Story of a Lion named Vajradamshtra and other Stories related to it.

In a certain region of a forest there was a lion named Vajradamshtra. A jackal and a wolf, by name Chaturaka and Kravyamukha, who had become his servants and who always

followed him, dwelt in that forest. Now one day a she-camel, that had wandered away from her own herd on account of the throes of child-birth, and whose (time of) delivery had arrived, was found sitting by a lion, sometime, in some forest-thicket. Now as he tore open her belly after having killed her, a young camel came out alive. The lion also along with his attendants obtained great satisfaction from the flesh of the she-camel. But having brought home the abandoned young camel out of affection, he said: "Dear one, you have no fear of death from me or even from any one else. So wander in this forest at will. Your ears resemble a cone; (your) name therefore shall be S'anku-karna." After it was done so, even these four lived enjoying in one place and mutually experiencing pleasure derived from conversations on divers subjects. Even S'anku-karna, who reached the stage of youth (i. e., attained youth) did not leave the lion even for a moment. Now some other time, Vajradamshtra had a fight with a wild intoxicated elephant. He had inflicted so many wounds on his body by the strokes of his tusks on account of the strength due to ichor, that he (i. e., the lion) was not able even to move. Then his throat

being parched with hunger, he said, "Eh, find out some animal, so that, though I am in such a condition I may remove your hunger and mine, after killing it. Having heard this, these three moved about the forest till evening; but no animal was obtained. Now Chaturaka began to think, "If this S'ankukarna is killed, all will have satisfaction for some days. But on account of friendship and by reason of his having taken shelter with him, the lord will not kill him. Or, having explained matters to the lord I shall so work him up by the power of my intelligence that he will kill him. And it is said—

> In this world, to the intelligence of the talented persons, there is nothing that cannot be destroyed, or reached or worked out; therefore, one should use it (1)."

Having contemplated like this, he said thus to S'ankukarna, "Oh S'ankukarna! the lord is afflicted by hunger for the want of food of a wholesome kind. Through the non-existence of the lord, even our destruction is certain. I shall, therefore, speak to you some words on behalf of our lord. Therefore, listen to me." S'ankukarna said: "Oh, let it be quickly given out; so that I may work it out

quickly without hesitation. Moreover, if I do a favourable thing to the lord, I shall have done a hundred righteous deeds." Now Chaturaka said: "O friend, offer your body to the lord for the sake of twofold benefit: so that your body will be twice as big (in the next birth) and also the lord will have his life maintained." Having heard that S'ankukarna said: "Friend, if it is so, then report this as my object, but in this transaction, Dharma is a guarantee." Having thought so, all of them came before the lion. Then Chaturaka said: "Lord, no animal was found; even the divine sun has set. Hence if the lord gives the twofold body, then this S'ankukarna gives his body for double the amount, on Dharma being made the security." The lion said: "Oh, if it is so, it is very fine! Let Dharma be made a guarantee in this transaction!" Now after these words of the lion, S'ankukarna, both sides of whose belly were torn open by the wolf and the jackal, died. Now Vajradamshtra said to Chaturaka: "Oh Chaturaka, while I go to the river, take bath, offer prayers to gods and come back, keep a vigilant watch over here." Having said so, he went to the river. After he had gone away, Chaturaka thought, "How will

this camel be food for me alone?" Having thought so he said to Kravyamukha, "Oh Kravyamukha, you are oppressed with hunger. So by the time our lord has not arrived, devour the flesh of this camel. I shall prove your innocence before the lord." Having heard this, as he was tasting some flesh, Chaturaka said, "Oh Kravyamukha, the lord comes; so give it up and stand at a distance — so that he will not suspect eating." This being done, as the lion, who had come up, looked at the camel, (he found) the camel with his heart removed from him. Then knitting his eyebrows (in anger) he said very harshly, "Oh, (tell me) who polluted this camel, so that I would kill him." When this was said, Kravyamukha looked at the face of Chaturaka (implying), "Speak something so that I may have peace." Then having smiled, Chaturaka said, "Oh, having disregarded me, you ate the flesh and then you look at my face. Taste, therefore, the fruit of the tree of the bad course of conduct." Having heard this, Kravyamukha, fearing the destruction of his life, went to a distant place. In the meantime, a herd of camels, oppressed by burden, came by that way. A big bell was tied to the neck of the foremost camel. Having

heard its sound even from a distance, the lion said to the jackal, " Friend, know you, which this terrible sound, not heard before, is now heard." Having heard this, Chaturaka moved about some region of the forest, came back quickly and said, " Lord, if you can move, go away, go away!" He said, " Friend, why do you frighten me? Tell me what it is." Chaturaka said, " Lord, King Dharma is angry with you, due to this reason: 'He killed this my camel at a time not destined for him; I shall, therefore, take from him this camel hundredfold.' Having determined this, with great pride, he tied a bell to the neck of the foremost camel, took (the dead) father and fore-fathers, attached to the dead camel, has come to retaliate by way of revenge." Having heard this, the lion observed from a distance on all sides and ran away through the fear of life, leaving the dead camel. Chaturaka too devoured the flesh of that camel slowly. Hence I say, " One bringing trouble to the enemy . . . etc." Now when Damanaka went away, Samjivaka thought, " What is this, I have done — so that I too living on grass have become the follower of one living on flesh. Or, this is rightly said,—

A person who goes to those who should not be approached, and serves those who should not be served, takes up death, just as a mule holds the foetus (which proves her death) (2)

So what should I do? Where should I go? How will I have ease? Or, I should go to the same Pingalaka. Perhaps, he will protect me who have gone to his shelter, and will not deprive me of my life. Because it is said—

If in some cases, the misfortunes should overtake men even trying to do their duty in this world through ill-luck, the talented should all the more adopt a wise course of conduct for their pacification, this popular saying is well-known here in the whole world that even a hot lotion (lit., produced from that very fire=hot) is more beneficial to those burnt by fire. (3)

And also,

Or, rather in this world, in the case of embodied beings who always have to resort to the results of their own actions and whose actions are well-regulated, whatever is to happen,—good or even bad in spite of his will, according to (lit., earned by) (the formed) innate tendencies

takes place; there is no scope here for reasoning. (4)

Moreover, even if I go elsewhere, my death may come about through some other carnivorous beast; then it is better to have it through the lion. It is said,

A calamity itself of a person emulating with the great, is more to (that person's) credit; even the destruction of tusks of the elephants in their attempts to tear up the mountain is worthy of admiration. (5)

Moreover,

Even a mean person acquires a position of praise even having met with the destruction from a great (man) like a bee, seeking ichor, beaten (to death) by the ears of an elephant. (6)"

Having so determined, he went slowly with a faltering gait to the abode of a lion and observing it said, "Well it is said,

Like a house in which a serpent is hidden, or like a forest full of wild animals, or like a lake, full of alligators, though possessing the shade of beautiful lotuses,—the abode of kings, full of ruffians attached

to falsehood and the villains of various sorts, is like the ocean, approached with great difficulty. (7)"

Speaking so, he, frightened on seeing Pingalaka bearing this form as described by Damanaka, contracted his body and sat without offering a salutation at a great distance. Even Pingalaka, finding him like that and trusting the words of Damanaka, fell upon him out of anger. Now Samjivaka with his back torn by sharp claws, got away from him somehow, having scratched his body by his two horns; and stood for a fight with a view to kill him by his horns. Having observed both of them resembling the blossomed Palas'a tree and desiring to kill each other, Karataka said to Damanaka—"Oh dull-witted one, you have not done well by intensifying the hostility of both of them. You do not know the principles of politics. Therefore, if the master is killed, what is the use of your knowledge of counselling? Now if Samjivaka is not killed, then also it is not good. Because on account of (our) life thereby put in danger, he must be killed. Therefore, O fool, why do you desire the position of a counsellor? You do not know the accomplishment of your object by peaceful

means. Since you love war, your expectation ( to become a minister ) is futile. It is said,

> The self- born (Brahma) has expounded politics beginning from the peaceful means and ending with punishment. But of these (means), the course of punishment is despicable; and, therefore, one should use it in the end. (8)

Moreover,

> Wherever the accomplishment of the object is brought about by peaceful means, a wise man should employ the course of punishment. If biliousness can be eased by sugar, why use (the decoction of) Patola fruits? (9)

And also,

> By a knowing person, the peaceful means should be employed in the beginning; the works accomplished by peaceful means, do not lead to bad results. (10)

> The darkness ( of hostility ) arising from the enemy is not dispelled by means of the moon, a medicinal herb, the sun or the fire — as it is dispelled by peaceful means. (11)

Moreover, it is improper that you desire the position of a minister; because you do not know the course of action to be followed by a minister. For, the counsel is of five kinds ; the measures to be adopted in the beginning of the undertaking; bringing together a good supply of men and means; the strategic assignment of place and time; the ways to get over the difficulties; the successful accomplishment of the undertaking. The destruction of both the master and the minister or of one of them has become imminent. Therefore, if you have any ability, find out the way to overcome this downfall. For, the test of a minister's talent lies when disaffected persons are to be reconciled. Therefore, foolish one, you are unable to achieve this, because you have intellect of opposite nature. It is said—

> The talent of ministers is revealed in the work where the disaffected are to be reconciled and the talent of the physicians is revealed in the treatment (of a disease) when there is the derangement of three humours (कफ, वात and पित्त). Who is not wise when things are in their normal condition? (12)

And moreover,

> A wicked man knows how to ruin another's business but not to accomplish it; a mouse has the power to throw down a basket of food and not to lift it up. (13)

Or, this is not your fault. It is the fault of the lord that he puts faith in your words. It is said —

> The kings, who, following low persons, do not go by the path preached by wise people, enter, thereby, the cage of calamities, surrounded by troubles and from which the way of access is difficult to find. (14)

Therefore, if you become his minister, then no other good person will go in his vicinity. It s said—

> The king, the very abode of merits, but possessing a bad minister, is not approached like a lake which has clear sweet water, but possesses ferocious alligators. (15)

Thus the destruction will come about of the master devoid of noble persons. It is said —

> The enemies sport with wealth ( i. e., become prosperous ), — of those kings, who delight in the servants who tell pleasing

stories but have never troubled their bows. (16)

Therefore, what is the use of advice to fools? There is only harm and no gain. It is said:

A piece of wood that cannot be bent never bends; a razor cannot be effectively used on stone: O Suchimukha, know that one cannot give instruction to a bad pupil. (17)"

Damanaka said—'How is it?' He said—

**Story : 17**

There was a herd of monkeys in a certain part of a mountain. Once, in the cold season (i. e., Hemanta—formed of Margas'irs'a and Paus'a), struck by the downpour of showers falling from the rain-pouring clouds bringing down cold rain, the herd of monkeys (lit., it), with bodies trembling with the touch of very bitter wind, could not find comfort anyhow. Now some monkeys, collecting the Gunja-fruits resembling the sparks of fire, gathered round, blowing them with a view to have fire. Now a bird named Suchimukha, seeing their vain effort said—"Oh, all of you are fools. These are not the sparks of fire; these are Gunja-fruits. Therefore, what is the use of vain

efforts ? You will not find protection from cold from this. So find out some forest-place free from wind, a cavern or a mountain-cave. Even yet the clouds appear in full swell." Now an old monkey from among them said to him (i. e., the bird), "Oh fool, what have you to do with this business ? So be gone. It is said—

A discriminate person, if he desires his own success, should not speak with one who is often hampered in his efforts and a defeated gambler. (18)

And moreover,

A fool who talks to a hunter whose efforts have turned out fruitless and a fool who has come in difficulties, suffers defeat. (19)"

He (i. e., the bird), too, again disregarding him (i. e., the old monkey) spoke to the monkeys incessantly, "Oh, what is the use of vain efforts ?" Now while he did not stop speaking anyhow, he was seized by a monkey, who was irritated by vain efforts, by his wings and was dashed against a stone and died. Hence I say—'A piece of wood that cannot be bent does not bend.' Moreover,

An advice to fools serves only to irritate them and not to bring them peace; the drink of milk serves only to increase poison in case of serpents (20)

And again,

An advice should not be given to any person whatever; for, lo, one having a good house was deprived of a house by a foolish monkey. (21)

Damanaka said—'How is it?' He said—

**Story : 18**

In some part of the forest, there was a s'ami tree. A pair of wild Chataka birds, who had taken their residence (i. e., built their nest) on the hanging bough, dwelt there. Now as they dwelt happily together, once the winter-cloud began to shower slowly. In the meantime, some monkey, being struck by tempestuous rain and with his body violently shaken, came to the root of the s'ami tree and sat trembling and playing upon the lute in the form of teeth (i. e., with his teeth chatering). Now seeing him in that condition, the female Chataka bird said,—" Oh friend,

Properly endowed with hands and feet, you appear to bear a human form; you

are tormented by cold; fool, why do you not build a house? (22)"

Having heard this, the monkey said to her angrily — "O low one, why don't you restrain your tongue? Oh, what boldness on her part! Even to-day she laughs at me." Having spoken so he said to her — "You fool, what business have you to be anxious on my account?

Advice should be given to one who has faith (in the adviser) and especially when one seeks it. What is said by way of advice to one wanting in faith is like a cry in the wilderness. (23)

Then what is the use of (talking) much?" He (i. e., the monkey), spoken by her who was staying in the nest, climbed the s'ami tree and broke it into a hundred pieces.

—**Panchatantra: Mitrabheda: Stories 16–18**



**Questions :**

I Change the voice of the following :

(1) ततः स्वेच्छयात्र वने भ्राम्यताम् ।

(2) स्वामी तावत्पथ्यं विना क्षुधया परिपीड्यते ।

(3) दुःखेन प्रतिगम्यते प्रचकितै राज्ञां गृहं वाधिवत् ।

(4) शीतेन भिद्यसे, मूढ, कथं न कुरुषे गृहम् ।

(5) सः तस्याः कुलायं शतधा खण्डशः अकरोत् ।

II Explain the following sentences with reference to their grammatical significance :

(1) आत्मशरीरं द्विगुणलाभेन स्वामिने प्रयच्छ ।

(2) त्वया अप्रमत्तेन भाव्यम् ।

(3) तत्किं वृथा श्रमेण ।

III Write explanatory notes on the following:

भावार्जितम्; निजकर्मपाक; सुहितक्रियाणाम्; सामादि-दण्डपर्यन्तः नयः, पञ्चविधः मन्त्रः; भिन्नसंधान; सांनिपातिके कर्मणि; अरण्यरुदितोपमं प्रोक्तम्; प्रतिभूः; दुर्णयतरु.

IV Recognise the following grammatical forms :

प्रतिबोध्य; व्यापादयिष्यति; अवध्यम्; अगम्यम्; उच्यताम्; आजग्मुः; भाव्यम्; क्षुधालुः; विकल्पयति; अभ्युपेत्य; श्रद्दधानः; विनियोज्य; व्यज्यते; घातयितुम्; अगमत्; उच्यते; समाश्रितवताम्; गरीयसी; पापीयान् विजानता; अवचित्य; पथा.

V Dissolve the following compounds :

आसन्नप्रसवा; क्षुत्क्षामकण्ठः; तनुभृताम्; सुहित-क्रियाणाम्; अन्तर्लीनभुजङ्गमम्; अभिरामकमलच्छायास-

नाथम्; खरनखरविकर्तितपृष्ठः; पुष्पितपलाशप्रतिमौ; सामादिदण्डपर्यन्तः; विपरीतबुद्धिः; दुर्गममार्गनिर्गमम्; विवेकज्ञः; समस्तसंबाधम्; अरण्यचटकदम्पती; मौनव्रताः.

VI Illustrate the uses of the following:

यावत्–तावत्; यथा–तथा; समीपम्; सकाशम्; उपरि; किं (what is the use of); किल; हि; अहो.

VII Translate the following sentences using the idioms from this lesson:

(1) Give your own body to the master in exchange of twofold benefit. (2) He knitted his brows and spoke harshly. (3) He died by burns. (4) You must be very careful. (5) A sheep had strayed away from the fold. (6) He came there for taking revenge. (7) What is the use of your power of counsel? (8) Advice should not be given to any man in the street. (9) His words were like a cry in the wilderness. (10) Why don't you keep quiet?

ꣳ

# चन्द्रनृपतेः कथा ।

## [ચન્દ્રરાજાની કથા]

**પ્રાસ્તાવિક:** આ પાઠ પણ 'પંચતંત્ર'ના પાંચમા તંત્ર 'અપરીક્ષિતકારક'માંથી લેવામાં આવ્યો છે. બરોબર વિચાર કર્યા વિના કોઈ પણ કાર્ય કરવાથી માઠાં પરિણામ આવે છે—તે એક યા બીજી રીતે આ 'અપરીક્ષિતકારક' તંત્રમાં લેખકે બતાવ્યું છે. ચન્દ્રરાજાની કથામાં એ જ બોધ દેખાઈ આવે છે.

**સાર:** કોઈ એક નગરમાં ચંદ્ર નામે રાજા રહેતો હતો. તેના કુમારોને વાંદરાની રમત બહુ ગમતી, એટલે તેઓએ અનેક વાંદરાઓ પાળ્યા હતા. વાંદરાઓના ટોળાનો ઉપરી બહુ ડાહ્યો અને રાજનીતિકુશળ હતો. નાના કુમારોની ગાડીઓ ખેંચવા ઘેટાંઓ પણ રાખવામાં આવ્યાં હતાં. એક ઘેટાને રસોડામાં જઈ કોઈકનું કાંઈક ખાઈ જવાની ટેવ પડી હતી. રસોઇયાઓ જે આવે તે લઈ તેને મારતા. વાંદરાના ટોળાનો ઉપરી વિચાર કરવા લાગ્યો કે આ રસોઇયાઓ અને ઘેટાની તકરારમાં વાંદરાઓનો વિનાશ થશે; કારણ કે જો રસોઇયાના હાથમાં કાંઈ ન આવતાં બળતું લાકડું મારશે તો ઘેટાનું ઊન બળતાં તે નાસાનાસ કરશે. પછી જો એ ઘોડારમાં પેસશે અને ઘાસ બળશે તો ઘોડાઓ દાઝી જશે. ઘોડાઓને દાઝેલા મટાડવા વાંદરાની ચરબી કામમાં આવે છે, એટલે વાંદરાઓને મારી નાખવાનો હુકમ થશે, અને બધા વાંદરાઓનો વિનાશ થશે. માટે તેણે નિશ્ચય કર્યો કે વાંદરાઓએ રાજાના મહેલને તજી દેવો. આ વાત તેણે બીજા વાંદરાઓને જણાવી; પરંતુ બીજા વાંદરાઓએ આ વાત હસી કાઢી. ત્યારે વૃદ્ધ વાંદરાએ કહ્યું કે "હું મારા કુટુંબનો ક્ષય જોઉં તેના કરતાં

હું એકલો જ વનમાં જતો રહું." આમ કહી મોટો વાંદરો વનમાં જતો રહ્યો.

થોડાક વખતમાં ઘરડા વાંદરાએ ધાર્યું હતું તેમ જ બન્યું. ઘોડાઓ દાઝી ગયા; અને દિલગીર બનેલા એ રાજાએ અશ્વવૈદ્યો બોલાવ્યા. તેમણે વાંદરાની ચરબીનો ઉપાય બતાવ્યો. આથી બધા વાંદરાનો વિનાશ કરવાનો હુકમ થયો, અને બધા વાંદરાઓ નાશ પામ્યા.

ઘરડો વાંદરો આ વાત સાંભળી બહુ શોકાતુર બન્યો; અને રાજાના ઉપર વેર વાળવાના ઘાટ ઘડવા લાગ્યો. એક દિવસ તે એક સરોવર આગળ આવ્યો. ત્યાં માણસનાં પગલાં અંદર જતાં જોયાં પરંતુ બહાર આવતાં ન જોયાં આથી તેણે ધાર્યું કે આમાં કોઈ રાક્ષસ રહેતો હોવો જોઈએ. આથી તેણે બહાર રહીને જ કમળની નાળ વડે પાણી પીવા માંડ્યું, એટલામાં પેલો રાક્ષસ બહાર આવ્યો. તે વાંદરાનું ડહાપણ જોઈ ખુશ થયો; કારણ કે વાંદરો જમીન ઉપર રહી, પાણીની અંદર ગયા વગર, પોતાની તરસ છિપાવતો હતો; અને વળી તે જમીન ઉપર હતો એટલે રાક્ષસ પણ તેને કાંઈ કરી શક્યો નહિ. રાક્ષસે ખુશ થઈ તેને કહ્યું કે 'તારે જોઈતું હોય તે માગ.' આથી વાંદરાએ પૂછ્યું કે "તું કેટલાં માણસને ખાઈ શકે? મારે એક રાજા સાથે વેર છે એટલે તેનો આખોય પરિવાર મારી નંખાવવો છે." રાક્ષસે કહ્યું: "હું તો લાખો માણસો જો પાણીમાં ઊતર્યાં હોય તો ખાઈ શકું; જમીન ઉપર તો મને શિયાળ પણ હરાવી દે." પછી વાંદરાએ રાક્ષસ પાસે તેણે પહેરેલી મણિમાળા માગી. રાક્ષસે તે આપી.

ત્યારપછી તે વાંદરો રાજાના મહેલ પાસેનાં વૃક્ષો આગળ જઈ ત્યાં કૂદવા લાગ્યો. લોકો મણિની માળા વાંદરાના ટોળાના ઉપરી પાસે ક્યાંથી આવી તે પૂછવા લાગ્યા. વાંદરાએ કહ્યું કે

કોઈ એક સ્થળે કુબેરે બાંધેલું સુંદર સરોવર છે, તેમાં સવારે સૂર્ય બરોબર ન ઊગ્યો હોય ત્યારે જો પ્રવેશ કરવામાં આવે તો તે માણસ મણિમાળા લઈ બહાર આવે. આ વાત રાજાને મળી. રાજાએ વાંદરાને બોલાવ્યો. વાંદરાની વાતથી લોભાઈ રાજા પોતાના પરિવાર સાથે સરોવર તરફ ગયો. બધોય પરિવાર જેવો સરોવરમાં પ્રવેશ્યો કે તરત જ પેલો રાક્ષસ તેને ખાઈ ગયો. રાજા એકલો જ રહ્યો. બહુ વાર થઈ એટલે રાજાએ વાંદરાને પૂછ્યું કે "માણસોને આવતાં કેમ વાર થઈ?" વાંદરો કૂદીને દૂર ઝાડ ઉપર ચઢી ગયો, અને કહ્યું કે "જેવો તેં મારા પરિવારનો વિનાશ કરાવ્યો હતો તેવી રીતે મેં તારા પરિવારનો વિનાશ કર્યો છે. આ સરોવરમાં રાક્ષસ રહે છે. તે તારા માણસોને ખાઈ ગયો છે; તું રાજા છે એટલે જીવતો રહેવા દીધો છે." આમ રાજા શોકાતુર બની પોતાને ઘેર ગયો.

ત્યારપછી રાક્ષસ બહાર આવ્યો અને બોલ્યો :

"હે વાંદરા, તેં નાળાથી પાણી પીધું; શત્રુનો નાશ કર્યો; મને મિત્ર મળ્યો; અને રત્નમાળા ન લઈ જતાં મને પાછી આપી. તેં ખરેખર ઠીક કર્યું."

## पृ. ८ : पं. १-१६

**भूपतिः–भुवः पतिः** (ષ૦ ત૦), પૃથ્વીનો પતિ, રાજા. **प्रतिवसति स्म**–રહેતો હતો; વ. કા.ના રૂપને **स्म** લગાડતાં ભૂત. કા.નો અર્થ થાય છે. **वानरक्रीडारताः–वानराणां क्रीडाः** (ષ૦ ત૦), **वानरक्रीडासु रताः** (સ૦ ત૦), વાંદરાઓની રમતમાં રસ લેતા. **रत**, કર્મ. ભૂ. કૃ. **रम्** ગ. ૧, આત્મને., 'આનંદ લેવો'. **वानरयूथं–वानराणां यूथम्** (ષ૦ ત૦), વાંદરાઓનું ટોળું. **नित्यम् एव**–હંમેશાં જ. **अनेकभोजनभक्ष्यादिभिः–न एकम् अनेकम्** (નઞ્ ત૦), **भोजनानि च भक्ष्याणि च भोजन-**

**भक्ष्याणि** (દ્વં૦), **अनेकानि भोजनभक्ष्याणि** (કર્મ૦), **अनेकभोजनभक्ष्याणि आद्यौ येषां तैः** (બ૦વ્રી૦), અનેક ભોજન અને ખાવાના પદાર્થો વગેરેથી. **पुष्टिं नयन्ति स्म**–પોષણ આપતા હતા. **वानरयूथाधिपः–अधिकं पाति** (ઉપ૦ ત૦), **वानराणां यूथस्य अधिपः** (ષ૦ ત૦), વાંદરાના ટોળાનો ઉપરી. **औशनसबार्हस्पत्यचाणक्यमतविद्** – શુક્રાચાર્ય ( **उशनस्** ), બૃહસ્પતિ અને ચાણુક્યના મતોને જાણનાર. **उशनसा प्रोक्तम्–औशनसम्**–શુક્રાચાર્ય દૈત્યોના ગુરુ હતા, અને રાજનીતિના ઉપર તેમણે ગ્રંથ લખ્યો છે. **बृहस्पतिना प्रोक्तम् बार्हस्पत्यम्**–બૃહસ્પતિએ કહેલા રાજનીતિના સિદ્ધાન્તો. **चाणक्य**–ચંદ્રગુપ્ત મૌર્યનો પ્રધાન, અને રાજનીતિ ઉપરના 'અર્થશાસ્ત્ર' નામના પુસ્તકનો રચનાર. **औशनसं बार्हस्पत्यं च औशनसबार्हस्पत्ये ।** (દ્વં૦), **चाणक्यस्य मतम्** (ષ૦ ત૦), **औशनसबार्हस्पत्ये चाणक्यमतं च** (દ્વં૦)–**तानि वेत्ति असौ** (ઉપ૦ ત૦), **तदनुष्ठाता**–તેનો આચનાર; **तेषाम् अनुष्ठाता** (ષ૦ ત૦). **अध्यापयति–अधि+इ** ગ. ૨, આત્મને., પ્રેરક, વ. કા., ૩ પુ., એ. વ., શિખવાડે છે. **राजगृहे–राज्ञः गृहे** (ષ૦ ત૦), રાજાને ઘેર. **लघुकुमारवाहनयोग्यम्–लघवः कुमाराः** (કર્મ૦), **लघुकुमाराणाम् वाहनानि** (ષ૦ત૦), **लघु...वाहनानां योग्यम्** (ષ૦ત૦), નાના રાજકુમારોની ગાડીઓ માટે લાયક. **मेषयूथम्–मेषाणाम् यूथम्** (ષ૦ ત૦), ઘેટાનું ટોળું. **तन्मध्यात्–तेषाम् मध्यात्** (ષ૦ત૦), તેમનામાંથી. **जिह्वालौल्यात्–लोलस्य भावः लौल्यम्, जिह्वायाः लौल्यम्** (ષ૦ ત૦), જીભની લોલુપતાથી. **अहर्निशम्–अहनि च निशि च** (અવ્યયી.), દિવસરાત; હંમેશાં. **निःशङ्कम्–निर्गता शङ्का यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી.), બેશક; શંકા વગર; ખરેખર. **महानसे**–રસોડામાં. **सूपकाराः–सूपान् कुर्वन्ति** (ઉપ૦ ત૦), રસોઇયાઓ. **मृण्मयं भाजनं**–માટીનું વાસણ; **मृद्+मय** તદ્ધિત; " **मय(=मयट्)–is**

added in the sense of: (1) 'made of' **मृदः विकारः मृण्मयं** 'made of earth', and (2) in that of profusion or excess:" **घृतं प्रचुरं यस्मिन् सः यज्ञः घृतमयः यज्ञः**—Kale's Higher Sanskrit Grammar § 340, P.206-207; **भाजनं**-વાસણ. **कांस्यपात्रम्**–કાંસાનું વાસણ. **कांस्यस्य पात्रम्** (ષ૦ત૦). **ताम्रपात्रम्**–તાંબાનું વાસણ. **आशु**–એકદમ **मेषसूपकारकलहः–मेषश्च सूपकाराश्च** (દ્વં૦), **तेषां कलहः** (ષ૦ ત૦), ઘેટા અને રસોઇયાનો કલહ. **क्षयाय भवति** –નાશ માટે થશે; નાશ લાવશે. **अन्नास्वादलम्पटः–अन्नानाम् आस्वादः** (ષ૦ ત૦), **अन्नास्वादाय लम्पटः** (ચ૦ ત૦), અન્ન ચાખવા માટે લોલુપતાવાળો. **महाकोपाः-महान् कोपः येषां ते** (બ૦વ્રી.), જેનો કોપ મોટો છે તેવા (રસોઇયાઓ). **यथा**–કે. ઉપયોગ ધ્યાનમાં રાખો. **आसन्नवस्तुना–आसन्नेन वस्तुना** (કર્મ૦), પાસેની વસ્તુ વડે. **वस्तुना अभावात्**–વસ્તુ ન હોય તો. **उल्मुकेन**–બળતા લાકડાથી. **ताडयिष्यन्ति–तड्** ગ. ૧૦, ઉભય.નું સામાન્ય ભવિષ્ય., ૩ પુ., બ. વ., મારશે. **ऊर्णाप्रचुरः–ऊर्णाभिः प्रचुरः** (તૃ૦ ત૦), ઊનથી ભરપૂર. **स्वल्पेन अपि वह्निना**–થોડાક અગ્નિથી પણ. **प्रज्वलिष्यति**–બળશે; **प्र+ज्वल्** ગ. ૧, પરસ્મૈ., ભવિષ્ય., ૩ પુ., એ. વ. **दह्यमानः–दह्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મણી વ. કૃ., બળાતાં. **अश्वकुट्यां–अश्वाणां कुट्याम्** (ષ૦ ત૦). ઘોડાઓના તબેલામાં. **समीपवर्तिन्या**–પાસે આવેલી. **प्रवेक्ष्यति–प्रविश्** ગ. ૬, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય., ૩ પુ., એ વ., પ્રવેશ કરશે. **तृणप्राचुर्यात्–तृणानां प्राचुर्यात्** (ષ૦ ત૦), ઘાસના બહુપણાને લીધે. **वह्निदाहम्–वह्नेः दाहम्** (ષ૦ ત૦), અગ્નિથી દાઝવું તે. **अवाप्स्यन्ति–अव+आप्** ગ. ૫, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય., ૩ પુ., બ. વ., મેળવશે. **शालिहोत्र**–અશ્વના રોગ અને ચિકિત્સા વગેરે ઉપર લખનારો પ્રાચીન વૈદ્ય-લેખક, **वानरवसया–वानराणां**

**वसया**–ચાંદરાની ચરબીથી. **वसा**=ચરબી. **वह्निदाहदोषः–वह्नेः दाहस्य दोषः** (ષ૦ ત૦), અગ્નિના દાઝવાથી થયેલી પીડા. **तन्नूनमेतेन भाव्यमत्र निश्चयः**–આ બાબતમાં ખાતરી જ છે કે ખરેખર આ પ્રમાણે બનશે જ. **भाव्यम्**–વિધ્યર્થ કૃદંત, અહીં તેનો ભાવે પ્રયોગની રીતે ઉપયોગ થયો છે. **निश्चित्य-निस्+चि** ગ. ૫, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ., નિશ્ચય કરીને. **आहूय–आ+ह्वे** ગ. ૧, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ., બોલાવીને. **रहसि**–એકાંતમાં.

## पृ. ९ : पं. १–२७

[ શ્લોક ૧–૨ ] **असंदिग्धम्-सं+दिह्** ગ. ૨, પરસ્મૈ. નું કર્મણિ ભૂ. કૃ., **संदिग्ध; न संदिग्धं यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી.), બેશક; શંકા વિના. **क्षयावहः–क्षयम् आवहति** (ઉપ૦ ત૦), વિનાશને લાવનાર. **अकारणः–न विद्यते कारणं यस्य सः** (બ૦ વ્રી૦), કારણ વિના. **जीवितं वाञ्छन् (जनः) तद्गृहं परिवर्जयेत्**–જીવનને ઇચ્છનાર માણસે તે ઘરને તજવું જોઈએ.

[ શ્લોક ૩ ] **कलहान्तानि–कलहः अन्तः येषां तानि** (બ૦ વ્રી૦), કજિયાને લીધે જેનો અંત આવે છે. **हर्म्याणि**–મોટાં મકાનો, એટલે કે મોટાં કુટુંબો. **कुवाक्यान्तम्–कुत्सितं वाक्यम्** (કર્મ૦), **कुवाक्यम् एव अन्तः यस्य तद्** (બ૦ વ્રી૦), ખરાબ વાક્ય એ જ જેનો અંત છે તે. **सौहृदम्–सुहृदः भावः सौहृदं सौहार्दं** वा, મૈત્રી. **कुराजान्तानि–कुत्सितः राजा** (કર્મ૦), **कुराजः अन्तः यस्यः तद्** (બ૦ વ્રી૦), **तानि**–ખરાબ રાજાથી જેનો અંત આવે છે. **कुकर्मान्तम्**–ખરાબ કાર્યથી જેનો નાશ થાય છે તે; **कुत्सितं कर्म** (કર્મ૦), **कुकर्म एव अन्तः यस्य तद्** (બ૦ વ્રી૦), ખરાબ કામ એ જ જેનો અંત છે તે. **नृणाम् यशः**–માણસોનો યશ.

**अश्रद्धेयम्-श्रद्+धा** ગ. ૩, ઉભય.નું વિધ્યર્થ કૃ., **श्रद्धेय; न श्रद्धेयम्** (નઞ્૦ ત૦), જેના ઉપર શ્રદ્ધા ન રાખી શકાય તેવું. **मदोद्धताः-मदेन उद्धताः** (તૃ૦ ત૦), અભિમાનને લીધે છકી ગયેલા. **उद्+हन्** ગ. ૨, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **उद्धत. प्रहस्य-प्र+हस्** ગ. ૧, પરસ્મૈ નું સંબં. ભૂ. કૃ., હસીને. **प्रोचुः-प्र+वच्** ગ. ૨, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., બ. વ , બોલ્યા. **वृद्धभावात्-** વૃદ્ધાવસ્થાને લીધે. **बुद्धिवैकल्यम्-विकलस्य भावः, वैकल्यम्-** મંદતા. **बुद्धेः वैकल्यम्** (ષ૦ ત૦), બુદ્ધિની મંદતા. **संजातम्-** થયો; **सम्+जन्** ગ. ૪, આત્મને., કર્મ. ભૂ. કૃ., ઉત્પન્ન થયેલું. **ब्रवीषि-ब्रू** ગ. ૨, પરસ્મૈ , વ. કા., ૨ પુ., એ. વ., બોલે છે.

[ શ્લોક ૪ ] **दशनैः-**દાંત, તૃતીયા બ. વ., નપું. **हीनम्-**વિનાનું; **हा** ગ. ૩, પરસ્મૈ., 'છોડી દેવું'નું કર્મ. ભૂ. કૃ. **लाला-**લાળ. **स्रवति-**ગળે છે. **नित्यशः-**હમેશાં. **न मतिः स्फुरति क्वापि-**કોઈ પણ બાબતમાં (**क्वापि**) તેની બુદ્ધિ સ્ફુરતી નથી, એટલે કે તેજસ્વી બનતી નથી. **बाले वृद्धे विशेषतः-**બાળકના સંબંધમાં અને વિશેષે કરીને ઘરડા માણસના સંબંધમાં.

**स्वर्गसमानोपभोगान्-स्वर्गेण समानाः** (તૃ૦ ત૦), **स्वर्ग-समानाः उपभोगाः** (કર્મ૦), **तान्**, સ્વર્ગના જેવી મોજમજાઓ. **नानाविधान्-**જાતજાતના; વિવિધ પ્રકારના. **भक्ष्यविशेषान्-भक्ष्याणां विशेषाः** ( ષ૦ ત૦ ), **तान्-**ખાસ ખાવા યોગ્ય પદાર્થો. **राजपुत्रैः-**રાજાના પુત્રોએ. **स्वहस्तदत्तान्-स्वाः हस्ताः** (કર્મ૦), **स्वहस्तैर्दत्तान्** (તૃ૦ ત૦), પોતાના હાથે આપેલા. **अमृतकल्पान्-अमृतात् ईषद् न्यूनान्;** સરખાવો Kale's Higher Grammar; P. 205 : § 304 : "**कल्प, देश्य** and **देशीय** are added to express, 'equality with, little inferiority to'—**विदुषः ईषन्न्यूनः विद्वत्-**

**कल्पः-देश्यः-देशीयः** 'almost learned' etc." **तत्र अटव्याम्**-ત્યાં જંગલમાં. **कषायकटुतिक्तक्षाररूक्षफलानि-कषायं च कटु च तिक्तं च क्षारं च रूक्षं च**-(કર્મ૦), **कषाय-कटुतिक्तक्षाररूक्षाणि फलानि** (કર્મ૦) તૂરાં, કડવાં, તીખાં, ખારાં, બેસ્વાદ ફળો. **भक्षयिष्यामः-भक्ष्** ગ. ૧૦, પરસ્મૈ, સામાન્ય ભવિષ્ય., ૧ પુ., બ. વ., અમે ખાઈશું. **अश्रुकलुषाम्-अश्रुभिः कलुषाम्** (તૃ૦ ત૦), આંસુથી મલિન બનેલી. **जानीथ-ज्ञा** ગ. ૯, પરસ્મૈ., ૨ પુ., બ. વ, વ. કા., જાણો છો. **पाकरसा-स्वादनप्रायम्-पाकस्य रसः** (ષ૦ ત૦), **पाकरसस्य आस्वादनम्** (ષ૦ ત૦), **पाकरसस्य आस्वादनं प्रचुरं यस्मिन्, पाकरसा-स्वादनप्रायम्**-રાંધેલી વસ્તુઓના સ્વાદથી ભરપૂર. રાંધેલી રાજમહેલની વસ્તુઓનો સ્વાદ હમણાં તો સુખદાયક લાગે છે, પરંતુ છેવટે તે જ ઝેરની માફક નાશ લાવનારો થશે. **कुलक्षयम्-कुलस्य क्षयं**-કુટુંબનો નાશ. **सांप्रतम्**-હાલ. **यास्यामि-या** ગ. ૨, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય., ૧ પુ, એ. વ., જઈશ.

[શ્લોક ૫] અન્વય: **व्यसनसंप्राप्तं मित्रं-परपीडितं स्वस्थानं-देशभङ्गं-कुलक्षयं-ये न पश्यन्ति ते धन्याः [सन्ति]।**

**व्यसनं संप्राप्तम्** (દ્વિ૦ ત૦), મુશ્કેલીમાં આવેલા. **परपीडि-तम्-परैः पीडितम्** (તૃ૦ ત૦). શત્રુઓથી પીડાયેલું. **स्वं स्थानम्** (કર્મ૦), પોતાનું સ્થાન. **देशभङ्गम्-देशस्य भङ्गम्** (ષ૦ ત૦), પોતાના દેશનો વિનાશ.

**अभिधाय-अभि+धा** ગ. ૩, ઉભય., સંબંધક ભૂ. કૃ., બોલીને. **यावत् . . . समासादितम्**-જ્યારે રસોઇયાને બીજું કાંઈ મળ્યું નહિ. **अर्धज्वलितेन काष्ठेन ताड्यमानः**-અર્ધા બળેલા લાકડાથી મરાયેલો; **तड्**નું કર્મણિ વ. કૃ.: **ताड्यमान. जाज्वल्यमानशरीरः-ज्वल्** ગ. ૧, પરસ્મૈ.નું બહુત્વદર્શક રૂપ, તેનું કર્મણિ ભૂ. કૃ.: **जाज्वल्यमानः जाज्वल्यमानं शरीरं**

**यस्य सः** (બ૦વ્રી૦), જેનું શરીર બહુ બળતું હતું તેવો. **शब्दायमानः-शब्द** નપું., નામધાતુ **शब्दायते**નું વ. કૃ., અવાજ કરતા. **अश्वकुट्यां-अश्वानां कुट्यां** (ષ૦ ત૦), ઘોડારમાં; ઘોડાના તબેલાઓમાં. **प्रत्यासन्नवर्तिन्याम्-प्रत्यासन्नं वर्तते या, तस्याम्,** પાસે આવેલી. **प्रत्यासन्न-प्रति+आ+सद्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., પાસેનું. **तृणप्राचुर्ययुक्तायाम्-तृणानां प्राचुर्यम्** (ષ૦ત૦), **तृणप्राचुर्येण युक्तम्** (તૃ૦ત૦), ઘાસના જથાથી યુક્ત; **प्रचुरस्य भावः प्राचुर्यम्,** વધારેપણું. **क्षितौ**-ભૂમિ ઉપર; **क्षिति** સ્ત્રી., સપ્તમી એ. વ. **तस्य प्रलुठतः**-અનાદરાર્થે ષષ્ઠી, સતિસપ્તમીના અર્થમાં; **प्र+लुट्** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., ષષ્ઠી એ. વ., આળોટતા. **सर्वत्र+अपि**-અવ્યય. **वह्निज्वालाः**-અગ્નિની જ્વાળાઓ. **समुत्थिताः-सम्+उत्+स्था** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., ઊઠી, નીકળી. **स्फुटितलोचनाः-स्फुटितानि लोचनानि येषाम् ते** (બ૦વ્રી૦), જેનાં નેત્રો ફૂટી ગયાં હતાં તેવા. **त्रोटयित्वा-त्रुट्** ગ. ૬, પરસ્મૈ., પ્રેરકનું સંબંધક ભૂ. કૃ., તોડીને.

પૃ. ૧૦ : ૧-૨૮

**अर्धदग्धशरीराः-अर्धं दग्धानि शरीराणि येषां ते** (બ૦વ્રી૦), જેનાં શરીર અર્ધાં બળી ગયાં હતાં તે. **इतः च इतः च**-અહીંતહીં. **हेषायमाणा-हेष्** ગ. ૧, આત્મને., વ. કૃ., હણહણતા. **धावमानाः-धाव्** ગ. ૧, પરસ્મૈ., હોવા છતાં પણ આત્મને. પ્રયોગ, વ. કૃ., દોડતા. **जनसमूहम्**-માણસોના સમૂહને. **आकुलीचक्रुः-न आकुलमनाकुलम्। अनाकुलं आकुलं करोति-आकुलीकरोति** (च्वि ૩૫)નું પરોક્ષભૂ., ૩ પુ., બ. વ., ગભરાવ્યો. **अत्रान्तरे**-એટલામાં. **सविषादः-विषादेन सह** (સહ૦ બ૦ વ્રી૦), શોકસહિત. **शालिहोत्रज्ञान्-शालिहोत्रं जानाति** (ઉપ૦ ત૦), **तान्**, શાલિહોત્રની અશ્વવિદ્યાને જાણનાર. **आहूय**-બોલાવીને. **दाहोपशमोपायः-दाहस्य उपशमस्य**

**उपायः** (૫૦ત૦), અજીર્ણ મટાડવાનો ઉપાય. **शास्त्राणि विलोक्य**–શાસ્ત્રો જોઈને. **प्रोक्तमत्र . . . शालिहोत्रेण**–ભગવાન શાલિહોત્રે આ વિષયમાં કહ્યું છે.

[ શ્લોક ૬ ] અન્વય: **यथा सूर्योदये तमः नाशमभ्येति तथा वह्निदाहसमुद्भवः अश्वानां दोषः कपीनां मेदसा नाशमभ्येति ॥ सूर्यस्य उदये** (૫૦ ત૦), સૂરજનો ઉદય થતાં. **तमः**–અંધકાર. **अभ्येति**–**अभि+इ** ગ. ૨, પરસ્મૈ, આવી પહોંચે છે. **वह्निदाहसमुद्भवः**–**वह्नेः दाहः समुद्भवः यस्य सः** (બ૦ વ્રી૦), અગ્નિથી દાઝવાને લીધે ઉત્પન્ન થયેલી (પીડા).

**चिकित्सितम्**–**कित्** ગ. ૧, પરસ્મૈ., ઇચ્છવું તે ઉપરથી ઇચ્છાદર્શક ક્રિયાપદ–**चिकित्सति**નું કર્મ. ભૂ. કૃ., મટાડેલું. **द्राक्**–જલદી. **समस्तवानरवधम्**–બધા વાંદરાઓને મારી નાખવાનો. **आदिष्टवान्**–**आ+दिश्** ગ. ૬, પરસ્મૈ.નું કર્તરિ ભૂ. કૃ., હુકમ કર્યો. **विविधायुधलगुडपाषाणादिभिः**–**आयुधानि च लगुडाश्च पाषाणाश्च** (દ્વં૦), **विविधा आयुधलगुडपाषाणाः** (કર્મ૦), **विविध . . . पाषाणाः आदौ येषां तैः** (બ૦ વ્રી૦), અનેક પ્રકારનાં હથિયાર, લાકડીઓ, પથરા, ઇત્યાદિ વડે. **व्यापादिताः**–મારી નાખ્યા. **वानरयूथपः**–**वानराणां यूथं पाति** (ઉ૦ ત૦), વાંદરાના ટોળાનું રક્ષણ કરનાર. **पुत्रपौत्रभ्रातृसुत-भागिनेयादिसंक्षयम्**–**पुत्राश्च पौत्राश्च भ्रातरश्च सुताश्च भागिनेयाश्च** (દ્વં૦), **पुत्र . . . भागिनेयाः आदौ येषां ते** (બ૦ વ્રી૦), **पुत्र . . . यादीनां संक्षयम्** (૫૦ ત૦), પુત્ર, પૌત્ર, ભાઈ, સુત, ભાણેજ વગેરેનો વિનાશ. **भागिनेयः**–**भगिन्याः अपत्यं पुमान्**–ભાણેજ. **परं विषादमुपागतः**–બહુ શોકને પામ્યા. **त्यक्ताहारक्रियः**–**त्यक्ता आहारस्य क्रिया येन सः** (બ૦ વ્રી૦), જેણે ખાવાની ક્રિયા ત્યજી છે તે. **वनाद् वनम्**–વને વન; એક વનથી બીજે વન. **पर्यटति**–**परि+अट्** ગ.

૧, પરસ્મૈ., વ. કા., ૩ પુ., એ. વ., ભટકે છે. **नृपापसदस्य–अपकृष्टो नीच इव सीदति** (ઉપ૦ ત૦), જે હલકો હોવાથી જુદો બેસે છે તે;—નીચ; **नृपः अपसदः इव** (કર્મ૦), હલકો રાજા. **अधम, अपसद** કોઈ પણ નામને છેડે આવતાં 'નીચ' અર્થ આવે છે. **अनृणताकृत्येन–अविद्यमानमृणं यस्य सः** (બ૦ વ્રી૦), **अनृणस्य भावः अनृणता । अनृणतायाः कृत्यम्** (ષ૦ ત૦), દેવું કાઢી નાખવાના કાર્યથી; વૈર વાળી પોતાનાં સગાંના મરણનો બદલો લેવાના કાર્યથી. **अपकृत्य**–અહિત, નુકસાન.

[ શ્લોક ૭ ] અન્વય: **यः अत्र परनिर्मितां वंशजां धर्षणां भयाद् वा कामात् वा मर्षयेत्, सः पुरुषाधमः ज्ञेयः । परैर्निर्मिताम्** (તૃ૦ ત૦), શત્રુઓએ રચેલી. **निस्+मा** ગ. ૩, આત્મને. નું કર્મ. ભૂ. કૃ., **निर्मित**. **वंशजाम्–वंशाज्जायते** (ઉપ૦ ત૦), વંશમાંથી ઉત્પન્ન થયેલી. **धर्षणाम्**–તિરસ્કાર, સામનો. **भयाद् वा कामाद् वा**–ભયથી કે સ્વેચ્છાથી. **मर्षयेत्–मृष्** ગ. ૧૦, પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ., એ.વ., દયા કરે. **ज्ञेयः–ज्ञा** ગ. ૯. ઉભય. નું વિધ્યર્થ, જાણવા જેવું એ. **पुरुषाधमः–अधमश्चासौ पुरुषश्च** (કર્મ૦), હલકો માણસ. **अधम** કર્મધારય સમાસને છેડે મુકાય છે.

**वृद्धवानरेण**–ઘરડા વાંદરાએ. **कुत्रचित्**–કોઈ એક સ્થળે. **पिपासाकुलेन–पा** ગ. ૧. પરસ્મૈ. નું ઇચ્છાદર્શક નામ: **पिपासा; पिपासया आकुलेन** (તૃ૦ ત૦), તરસથી વ્યાકુળ બનેલા. **भ्रमता–भ्रम्** વ. કૃ., તૃતીયા એ. વ., પુ., રખડતા. **पद्मिनीखण्डमण्डितं–पद्मिनीनां खण्डाः** (ષ૦ ત૦). **पद्मिनीखण्डैर्मण्डितम्** (તૃ૦ ત૦), કમળના છોડની ક્યારીઓથી શોભતું. **समासादितम्**–પહોંચાયું. **सूक्ष्मेक्षिकया-सूक्ष्मा ईक्षिका** (કર્મ૦), **तया**, ઝીણી નજરથી. **वनचरमनुष्याणाम्**–વનમાં ભમતાં માણસોનાં; **वने चरति** (ઉપ૦ ત૦), **वनचराः मनुष्याः**

(કર્મ૦), **तेषाम् पदपंक्तिप्रवेशः–पदानाम् पंक्तिः** (ષ૦ ત૦), **पदपंक्तीनां प्रवेशः** (ષ૦ ત૦), પગલાંની હારનો પ્રવેશ. **निष्क्रमणम्**–બહાર આવવું તે. **नूनमत्र...भाव्यम्**–ખરેખર અહીં પાણીમાં દુષ્ટ ઝોડ હોવો જોઈએ. **दुष्टश्चासौ ग्राहश्च, तेन** (કર્મ૦), દુષ્ટ રાક્ષસથી; દુષ્ટ ઝોડથી. **भाव्यम्–भू** ગ. ૧ નું વિધ્યર્થ કૃ., હોવો જોઈએ. **पद्मिनीनालम्–पद्मिन्याः नालम्** (ષ૦ ત૦), કમળના છોડનો દાંડો. **आदाय**–લઈને. **दूरस्थः–दूरे तिष्ठति** (ઉપ૦ ત૦), દૂર રહેલા. **तन्मध्यात्–तेषाम् मध्यात्** (ષ૦ ત૦), તેઓમાંથી. **निष्क्रम्य**–બહાર આવીને. **रत्नमाला-विभूषितकण्ठः–रत्नानां माला** (ષ૦ ત૦), **रत्नानां मालया विभूषितः कण्ठः यस्य सः** (બ૦ વ્રી૦), જેની ડોક રત્નોની માળાથી અલંકૃત બનેલી છે. **भक्ष्यः–भक्ष्** ગ. ૧૦, ઉભય. નું વિધ્યર્થ કૃદંત, પ્રથમા એ. વ., પુલ્લિંગ, ખવાવો જોઈએ. **धूर्ततरः–तर** લગાડવાથી તુલનાદર્શક રૂપ બને છે : બહુ લુચ્ચો. **त्वत्समः–त्वया समः** (તૃ૦ ત૦), તારા જેવો. **पानीयम्–पा** ગ. ૧, પરસ્મૈ નું વિધ્યર્થ: પીવા યોગ્ય—પાણી. **अनेन विधिना**–આ પ્રકારે. **प्रार्थयस्व–प्र+अर्थ्** ગ. ૧૦, આત્મને., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., માગ. **हृदयवाञ्छितम्–हृदयस्य वाञ्छितम्** (ષ૦ ત૦), હૃદયની ઇચ્છા. **शतसहस्रायुतलक्षाणि–शतं च सहस्रं चायुतं च लक्षं च** (દ્વન્દ્વ૦), સો, હજાર, દશહજાર કે લાખ. **जलप्रविष्टानि-जले प्रविष्टानि** (સ૦ ત૦), પાણીમાં પ્રવેશેલાં. **बाह्यतः शृगालोऽपि मां दूषयति**–બહારથી શિયાળ પણ મને હરાવી શકે. **सपरिवारम्–परिवारेण सह** (સહ૦બ૦વ્રી૦), તેના પરિવાર—રાણીઓ, નોકરો વગેરે—સાથે. **वाक्प्रपञ्चेन–वाचां प्रपञ्चेन** (ષ૦ત૦), વાણીની ચાતુરીથી. **लोभयित्वा–लुभ्** ગ. ૪, પરસ્મૈ.નું પ્રેરક **लोभयति**નું સંબંધક ભૂ. કૃ., લોભાવીને. **प्रवेशयामि–प्र+विश्** ગ. ૬, પરસ્મૈ.નું પ્રેરક, વ. કા., ૧ પુ.,

એ. વ., પ્રવેશાવીશ. **श्रद्धेयम्**-શ્રદ્ધા રાખવા યોગ્ય, **श्रद्+धा**નું વિધ્યર્થ કૃ.

**पृ. ११: पं. १–२८**

**समुचितम्**-યોગ્ય. **कर्तव्यम्–कृ** ગ. ૮, ઉભય. નું વિધ્યર્થ કૃ., કરવું જોઈએ. **वृक्षप्रासादेषु–वृक्षाश्च प्रासादाश्च** (દ્વં૦), **तेषु**, વૃક્ષો અને મહેલો ઉપર. **परिभ्रमन् जनैः दृष्टः**-ફરતો માણસોથી દેખાયો. **इयन्तम् कालम्**–આટલો વખત; **इयत् कियत्**='આટલો, કેટલો' સર્વનામમાંથી પરિમાણસૂચક વિશેષણો. **ईदृश्**–આવી; સરખાવો: **तादृश्, यादृश्, कीदृश्** વગેરે 'જેવું'ના અર્થ બતાવનારા સર્વનામમાંથી વિશેષણો. **या दीप्त्या सूर्यमपि तिरस्करोति** –જે પ્રકાશથી સૂર્યનો પણ તિરસ્કાર કરે છે; સૂર્ય કરતાં પણ જે વધારે પ્રકાશવાળી છે. **तिरस्+कृ** ગ. ૮, પરસ્મૈ, ૩ પુ., એ.વ., તિરસ્કાર કરે છે. **गुप्ततरं–गुप्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., **गुप्त**નું તુલનાદર્શક રૂપ **गुप्ततरम्**–ખડૂ બ૮ ગુપ્ત, ખડૂ જ છૂપી જગાએ આવેલું; **धनदनिर्मितम्–धनं ददाति असौ** (ઉપ૦ ત૦), **धनदेन निर्मितम्**–(તૃ૦ ત૦), ધનદ—કુબેરે સરજેલું. **निःसरति**–બહાર આવે છે. **समाहूतः–सम्+आ+ह्वे** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., બોલાવાયેલો. **प्रत्यक्षतया–अक्ष्णोः प्रति, प्रत्यक्षम्; तस्य भावः, प्रत्यक्षता; तया**–નજરોનજર હોવાથી. **मत्कण्ठस्थितया–मम कण्ठे स्थितया** (સ૦ ત૦), મારા ગળામાં રહેલી. **प्रत्ययः**–વિશ્વાસ, **प्रेषय–प्र+इष्** ગ. ૧૦, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., મોકલ. **एष्यामि–इ** ગ. ૨, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય, ૧ પુ., એ. વ., જઈશ. **कलत्रभृत्याः–कलत्राणि च भृत्याश्च** (દ્વં૦), સ્ત્રીઓ અને નોકરો. **दोलाधिरूढेन–दोलायाम् अधिरूढेन** (સ૦ ત૦), ડાળીમાં ચઢેલા—પાલખીમાં ચઢેલા. **स्वोत्सङ्ग आरोपिता** (સંધિ)=**स्वोत्सङ्गे आरोपितः**, પોતાના ખોળામાં બેસાડેલા. **आ+रुह्** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક **आरोपयति**નું કર્મ. ભૂ કૃ., **आरोपितः**, મુકાયેલો. **प्रीतिपूर्वम्**

**–प्रीतिः एव पूर्वा यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્ય૦), પ્રીતિપૂર્વક; પ્રેમપૂર્વક. **आनीयते–आ+नी** ગ. ૧, પરસ્મૈ., કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ., લવાય છે.

[શ્લોક ૮] **वित्तान्विताः–वित्तेन अन्विताः** (પ૦ ત૦), પૈસાથી યુક્ત. **अकृत्येषु नियोज्यन्ते**–ખરાબ કૃત્યોમાં યોજાય છે. **दुर्गमेष्वपि भ्राम्यन्ते**–વિકટ સ્થળોમાં પણ રખડાવાય છે. **दुर्गमेषु–दुःखेन गम्यते** (ઉપ૦ ત૦), **तेषु**, વિકટ સ્થળોમાં; **नि+युज्** ગ. ૧૦, કર્મણિ, વ. કા., ૩ પુ., બ. વ., **नियोज्यन्ते**; **भ्रम्** ગ. ૪, પરસ્મૈ., કર્મણિ, વ. કા., ૩ પુ., બ. વ., **भ्राम्यन्ते**.

[શ્લોક ૯] **शती–शत+इन्** (માલિકીનો પ્રત્યય); સો (રૂપિયા) વાળો; **सहस्री**–હજારવાળો. **ईहते**–ઇચ્છે છે; **ईह्** ગ. ૧, આત્મને., ૩ પુ., એ. વ., વ. કા., ઇચ્છે છે. સરખાવો: **इच्छति शती सहस्रं ससहस्रः कोटिमीहते कर्तुम्। कोटियुतोऽपि नृपत्वं नृपोऽपि बत चक्रवर्तित्वम्॥** (સુભાષિત); **निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपो, लक्षेशः क्षितिराजतां क्षितिपतिश्चक्रेशतां वाञ्छति। चक्रेशः सुरराजतां सुरपतिर्ब्रह्मास्पदं वाञ्छति ब्रह्मा विष्णुपदं हरिः शिवपदं तृष्णावधिं को गतः॥** (સુભાષિત).

[શ્લોક ૧૦] અન્વય: **जीर्यतः [जनस्य] केशाः जीर्यन्ते; जीर्यतः [जनस्य] दन्ताः जीर्यन्ति; जीर्यतः [जनस्य] चक्षुषी श्रोत्रे च जीर्यन्ति; तृष्णा एका तरुणायते॥**

**जॄ** ગ. ૪, પરસ્મૈ., વ. કૃ., **जीर्यत्** નું ષષ્ઠી એ. વ., પુલ્લિંગ, ઘરડા થતા; **जीर्यन्ते–जॄ** ગ. ૪, પરસ્મૈ. નું વ. કા., ૩ પુ., બ. વ., ઘરડા થાય છે. **चक्षुषी–चक्षुस्** નપું., પ્રથમા દ્વિ. વ., બે નેત્રો; **श्रोत्रे**—નપું. પ્રથમા દ્વિ. વ., બે કાન. **तरुणायते–तरुण** ઉપરથી નામધાતુ **तरुणायते**, જુવાન થાય છે.

**प्रत्यूषसमये**–સવારને સમયે; પ્રભાતને વખતે. **प्रवेष्टव्यम्**–**प्र+विश्** ગ. ૬, પરસ્મૈ.નું વિધ્યર્થ કૃ., પ્રવેશ કરવો જોઈએ. **पूर्वदृष्टस्थानम्–पूर्वं दृष्टम्, पूर्वदृष्टं स्थानम्** (કર્મ૦), પહેલાં જોયેલું સ્થાન. **आसाद्य–आ+सद्** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરકનું સંબંધક ભૂ. કૃ., મેળવીને; પ્રાપ્ત કરીને. **प्रभूताः**–બહુ. **चिरायमाणेषु–चिरम्** 'મોડું' ઉપરથી **चिरायते** નામધાતુનું વ. કૃ., સપ્તમી બ. વ., મોડું કરતા હતા.

## पृ. १२: पं. ८–११

**सत्वरम्–त्वरामपरित्यज्य** (અવ્યયી૦), જલદીથી. **दुष्टनरपते**–હે દુષ્ટ રાજા. **नराणां पतिः नरपतिः** (ષ૦ ત૦); **दुष्टश्चासौ नरपतिश्च** (કર્મ૦), દુષ્ટ રાજા. **अन्तःसलिलस्थेन–अन्तर्गते सलिले तिष्ठति** (ઉપ૦ ત૦), **तेन**, અંદર રહેલા પાણીમાં રહેલા. **साधितम्–साध्** ગ. ૫, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., સાધ્યું છે. **कुलक्षयजम्–कुलस्य क्षयः** (ષ૦ ત૦), **कुलक्षयात् जायते** (ઉપ૦ ત૦), કુળના વિનાશમાંથી ઉત્પન્ન થયેલું.

[શ્લોક ૧૧] **कृते**–અહીં 'અપકાર કરતાં' એમ અર્થ લેવામાં આવ્યો છે; કારણ કે અહીં વેર લેવાનું સૂચન છે. **प्रतिकृतम्**–સામો અપકારનો બદલો. **हिंसिते**–મારી નાખ્યાના–હિંસાના કાર્યમાં. **न तत्र दोषं पश्यामि**–તેમાં હું કોઈ દોષ જોતો નથી. **दुष्टे दुष्टं समाचरेत्**–દુષ્ટની સામે દુષ્ટ કાર્ય કરવું જોઈએ.

**कोपाविष्टः–कोपेन आविष्टः** (તૃ૦ ત૦), કોપના આવેશમાં આવેલો. **पदातिः**–પગે ચાલનો, પગપાળો. **यथायातमार्गेण–यातः मार्गः** (કર્મ),**यातमार्गमनतिक्रम्य** (અવ્યયી.), ગયેલા રસ્તે જ. **सानन्दम्**–આનંદ સહિત.

[શ્લોક ૧૨] **हतः शत्रुः**–વાંદરાનો શત્રુ હણાયો; એટલે કે રાજાના પરિવારનો નાશ થયો. **कृतं मित्रम्**–વાંદરો રાક્ષસનો

મિત્ર બન્યો. **रत्नमाला न हारिता**–રત્નની માળા હરાઈ નહિ. **नालेन तोयं पिबता भवता साधु [कृतम]**–નાળ વડે પાણી પીતા તારાથી ઠીક કરાયું.

## ૨

# ચંદ્રરાજાની કથા

**કોઈ એક** નગરમાં ચંદ્ર નામે રાજા રહેતો હતો. વાંદરાઓની સાથે રમતમાં રચ્યાપચ્યા રહેલા તેના પુત્રો વાંદરાના ટોળાને હંમેશાં અનેક જાતનાં ભોજન અને ખાવાના પદાર્થો વગેરેથી પોષતા હતા. હવે જે વાંદરાઓનો ઉપરી હતો તે શુક્રાચાર્ય, બૃહસ્પતિ અને ચાણક્યના મતને જાણતો હતો, તે પ્રમાણે વર્તતો હતો, અને સર્વેને નીતિ ભણાવતો હતો. હવે તે રાજાના ઘરમાં નાના રાજકુમારોની ગાડીને યોગ્ય ઘેટાનું ટોળું હતું. તેમાંનો એક ઘેટો જીભની લોલુપતાને લીધે હંમેશાં શંકા વિનાનો બની રસોડામાં પેસી જે જોતો તે બધું ખાઈ જતો. અને તે રસોઇયાઓ પણ લાકડું, માટીનું વાસણ, કાંસાનું વાસણ અથવા તો તાંબાનું વાસણ, જે કાંઈ દેખતા તેનાથી તે ઘેટાને મારતા હતા. પેલો વાંદરાના ટોળાનો નાયક તે જોઈને વિચાર કરવા લાગ્યો : "અરે, આ ઘેટા અને રસોઇયાના કજિયામાંથી વાંદરાનો નાશ થશે; કારણ કે આ ઘેટો (અન્નના) સ્વાદનો લોલુપ બન્યો છે અને રસોઇયાઓ પણ બહુ ક્રોધાયમાન થયા છે—જેથી જે વસ્તુ પાસે પડી હોય તેનાથી તેને મારે છે. તો પછી જો કોઈ વસ્તુ ન મળતાં કોઈક વાર સળગતા લાકડાથી તેને મારશે," તો તેના ઉપર બહુ ઊન હોવાથી તે ઘેટો થોડાક અગ્નિથી પણ સળગી ઊઠશે. અને સળગતાંની સાથે વળી પાસે આવેલી ઘોડારમાં પ્રવેશ કરશે. તે (ઘોડાર) પણ, બહુ ઘાસથી ભરેલી હોવાથી, બળવા લાગશે. પછી ઘોડાઓ પણ અગ્નિથી દાઝી જશે. વળી શાલિહોત્રે કહ્યું છે

કે વાંદરાની ચરબીથી ઘોડાઓની અગ્નિથી દાઝ્યાની પીડા શાંત પડે છે. તો ખરેખર આ જ થવાનું છે, એ નિશ્ચય છે.'' આ પ્રમાણે નિશ્ચય કરીને, બધાં વાંદરાંને બોલાવી તે એકાંતમાં બોલ્યો : "કારણ કે,

જ્યાં આગળ ઘેટા સાથે રસોઇયાનો કજિયો થાય છે,
ત્યાં તે નિઃસંદેહ વાંદરાઓને નાશકારક નીવડે છે. (૧)
માટે જે ઘરમાં હંમેશાં કારણ વિના કજિયો થાય તે ઘરને,
જીવવા ઇચ્છતા (માણસે) દૂરથી તજવું જોઈએ. (૨)

તેમ જ વળી કહ્યું છે કે :

કજિયો કરવાથી ઘરોનો નાશ થાય છે; કડવાં વચનથી મૈત્રીનો નાશ થાય છે; ખરાબ રાજાઓથી રાજ્યોનો નાશ થાય છે; અને ખરાબ કામોથી માણસોની કીર્તિનો નાશ થાય છે. (૩)

તો બધાંનો વિનાશ ન થાય તેટલામાં આ રાજાનું ઘર તજીને આપણે વનમાં જઈએ.'' હવે તેનું તે વચન શ્રદ્ધા ન રાખવા જેવું સાંભળી મદોન્મત્ત વાંદરાઓ હસીને બોલ્યા : "અરે, તારા ઘડપણને લીધે તારી બુદ્ધિ કુંઠિત બની ગઈ છે, જેથી તું આ બોલે છે. કહ્યું છે કે—

મોં દાંત વિનાનું હોય છે; અને હંમેશાં લાળ ગળે છે;
કોઈ પણ બાબતમાં તેની બુદ્ધિ સ્ફુરતી નથી;—આ (બધું)
બાળકમાં અને ખાસ કરીને વૃદ્ધમાં હોય છે. (૪)

સ્વર્ગસમાન ઉપભોગો, રાજકુમારોએ પોતાના હાથે આપેલા અમૃત સરખા જાતજાતના ખાસ ખાવાના પદાર્થોનો ત્યાગ કરીને, તે જંગલમાં તૂરાં, કડવાં, તીખાં, ખારાં અને લૂખાં ફળો અમારે ખાવાં નથી.'' આ સાંભળી આંસુથી કલુષિત થયેલી દૃષ્ટિ કરી તે (મોટો વાંદરો) બોલ્યો : "અરેરે મૂર્ખો, તમે આ સુખનું પરિણામ

જાણતા નથી. રાંધેલા પદાર્થોના રસ ચાખવામાંથી થતું આ સુખ પરિણામે ઝેર જેવું થશે; એટલે આખા કુળનો નાશ હું પોતે જોઈ શકીશ નહિ. માટે હું તો હમણાં જ વનમાં જાઉં છું:

દુઃખમાં આવી પડેલા મિત્રને, શત્રુથી પીડા પામતા પોતાના સ્થાનને, દેશના વિનાશને અને કુળના ક્ષયને જે નજરે જોતા નથી, તે ભાગ્યશાળી છે. (૫)''

આ પ્રમાણે બોલીને તે બધાંને છોડી તે ટોળાનો નાયક જંગલમાં ગયો. પછી તે જતાં એક દિવસ તે ઘેટો રસોડામાં પેઠો અને જ્યારે રસોઇયાને કાંઈ પણ ન જડયું, ત્યારે અર્ધાં બળેલા લાકડાથી તે (ઘેટા)ને માર્યો અને શરીરે ભડકે બળતો, બેંબેં કરતો, પાસે આવેલી ઘોડારમાં તે પ્રવેશ્યો. ત્યાં પુષ્કળ ઘાસવાળી જમીન ઉપર તે આળોટવા લાગ્યો, એટલે બધેયથી એટલી તો અગ્નિની ઝાળો નીકળવા લાગી કે કેટલાક ઘોડાઓ આંખો ફૂટી જવાથી મરણ પામ્યા, કેટલાક બંધન તોડી અર્ધાં બળેલા શરીરે, અહીંતહીં હણહણાટ કરતા અને દોડાદોડ કરતા, માણસોના ટોળાને ગભરાવવા લાગ્યા. એટલામાં શાલિહોત્રને જાણનારા વૈદ્યોને બોલાવી તે શોકાતુર રાજા કહેવા લાગ્યો: "અરે, આ ઘોડાઓના દાહને શાંતિ થાય એવો કોઈ ઉપાય કહો." તે પણ શાસ્ત્રો જોઈ બોલ્યા, "મહારાજ, આ બાબતમાં ભગવાન શાલિહોત્રે કહ્યું છે કે,

સૂર્યના ઉદયથી જેમ અંધકાર (નાશ પામે છે) તેમ વાંદરાની ચરબીથી અગ્નિથી દાઝવાને લીધે ઉત્પન્ન થયેલી ઘોડાઓની પીડા નાશ પામે છે. (૬)

માટે આ ઉપાય જલદી કરો, એટલે આ (ઘોડાઓ) દાઝવાની પીડાથી નાશ પામે નહિ." તેણે (=તે રાજાએ) પણ આ સાંભળી, બધા વાંદરાઓને મારી નાખવાનો હુકમ કર્યો. વધારે

કહેવાનો શો ઉપયોગ? વિવિધ પ્રકારનાં હથિયારો, દંડાઓ, પથ્થરો વગેરેથી તે બધાય વાંદરાઓ મારી નાખવામાં આવ્યા. પછી પેલો વાંદરાઓના ટોળાનો નાયક પુત્ર, પૌત્ર, ભાઈ, પુત્ર, ભાણિયા વગેરેનો વિનાશ જાણી બહુ શોક પામ્યો. તે ખાવાનું કાર્ય તજી દઈને વનેવન ભટકવા લાગ્યો, અને વિચાર કરવા લાગ્યો: "(મારા સંબંધીઓના) કરજમાંથી મુક્ત થવા માટે હું તે નીચ રાજાનું કેવી રીતે વેર વાળું? કહ્યું છે કે,

> ભયથી કે કોઈ ઇચ્છાથી જે પુરુષ શત્રુએ કરેલા પોતાના કુળને લાગેલા અપમાનને સહન કરે તે નીચ માણસ જાણવો. (૭)"

પછી ક્યાંક ભટકતા, તરસથી વ્યાકુલ બનેલા, તે ઘરડા વાંદરો કમલના છોડના જથ્થાથી શોભતા સરોવર આગળ આવ્યો. પછી તેણે ઝીણી નજરથી જોયું, તો તેણે વનમાં ફરનારાં મનુષ્યોનાં પગલાંની હારને પેસતી જોઈ, બહાર આવતી જોઈ નહિ. પછી તેણે વિચાર્યું: "ખરેખર, આ પાણીની અંદર દુષ્ટ ઝાડ (=એક પ્રકારનો રાક્ષસ) હોવું જોઈએ. માટે કમલના છોડનો દાંડો લઈ દૂર રહીને પણ હું પાણી પીઉં." તે પ્રમાણે કર્યું એટલે (પાણી)-માંથી બહાર આવી રત્નની માળાથી જેનું ગળું શણગારેલું છે તેવો તે રાક્ષસ બોલવા લાગ્યો: "અરે, અહીં જે પાણીમાં પ્રવેશ કરે છે, તે મારો ભક્ષ્ય છે. પણ તારા જેવો બીજો મોટો કોઈ ધુતારો નથી—(કારણ) કે આ રીતે તું પાણી પીએ છે. તો હું તારા ઉપર પ્રસન્ન થયો છું. માટે તું તારા હૃદયને ગમે તે (વરદાન) માગ." વાંદરો બોલ્યો: "અરે, તારી ખાવાની શક્તિ કેટલી છે?" તે બોલ્યો, "પાણીમાં પેઠેલા સો, હજાર, દશહજાર અને લાખ માણસોને હું ખાઈ જાઉં. (પાણી) બહાર તો શિયાળ પણ મને હરાવે." વાંદરો બોલ્યો: "મારે એક રાજા સાથે બહુ વેર છે. જો તું મને આ રત્નની માળા આપે તો તેના પરિવાર

સાથે એ રાજાને વાણીના પ્રપંચથી લોભાવીને આ સરોવરમાં દાખલ કરાવું." શ્રદ્ધા રાખવા જેવું તે (વાંદરા)નું વચન સાંભળી, તે પણ રત્નમાળા આપી બોલ્યો: "અરે મિત્ર, જે યોગ્ય લાગે તે કરજે." રત્નની માળાથી જેનો કંઠ શણગારાયો છે તેવો તે વાંદરો પણ ઝાડ અને મહેલ પર ભટકતો માણસોએ જોયો અને (તેમણે) તેને પૂછ્યું: "અરે ટોળાના નાયક, આટલો વખત તું ક્યાં હતો? જે પોતાના તેજથી સૂર્યનો પણ તિરસ્કાર કરી રહી છે તેવી આ રત્નની માળા તને ક્યાંથી મળી?" વાંદરો બોલ્યો: "કોઈક સ્થળે અરણ્યમાં કુબેરે બનાવેલું ઘણું મોટું સરોવર છે. ત્યાં જ્યારે સૂર્ય અર્ધો ઊગ્યો હોય ત્યારે રવિવારે જે કોઈ સ્નાન કરે તે કુબેરની મહેરબાનીથી આ પ્રમાણે રત્નની માળાથી શણગારાયેલા કંઠવાળો બની બહાર આવે." પછી રાજાએ તે સાંભળી વાંદરાને બોલાવ્યો અને પૂછ્યું: "અરે ટોળાના નાયક, આ શું સાચું છે? રત્નમાળાઓવાળું કોઈક સ્થળે સરોવર શું છે?" વાંદરો બોલ્યો, "મહારાજ, મારા ગળામાં રહેલી રત્નોની માળાથી નજરોનજર તમે ખાતરી કરી લો. માટે જો રત્નની માળા જોઈતી હોય તો મારી સાથે કોઈ એક (માણસ)ને મોકલો તો હું બતાવું." તે સાંભળી રાજા બોલ્યો: "જો એમ હોય તો હું પોતે મારા પરિવાર સાથે જાતે જ આવું જેથી બહુ રત્નની માળાઓ મળે." વાંદરો બોલ્યો: "એમ કરો." આ પ્રમાણે યોજના થતાં, રાજાની સાથે રત્નની માળાના લોભથી પત્નીઓ અને નોકરો બધાય ઊપડ્યાં. પાલખીમાં બેઠેલા રાજાથી પોતાના ખોળામાં બેસાડાયેલો વાંદરો પણ પ્રેમપૂર્વક આનંદમાં લઈ જવાયો. અથવા આ બરોબર કહેવામાં આવ્યું છે:

> હે તૃષ્ણાદેવી, તને નમસ્કાર કરું છું—કે જેને લીધે પૈસાવાળા હોવા છતાં પણ (માણસો) ખરાબ કાર્યોમાં જોડાય છે તથા ભયંકર સ્થાનોમાં પણ ભટકે છે. (૮)

અને વળી,

સોવાળો હજારને ઇચ્છે છે; હજારવાળો લાખને ઇચ્છે છે; લખપતિ તેવી જ રીતે રાજ્યને (ઇચ્છે છે); (અને) રાજ્યવાળો સ્વર્ગની ઇચ્છા રાખે છે. (૯)

> ઘરડા માણસના કેશ જીર્ણ થાય છે; ઘરડા થતા માણસના દાંત જીર્ણ થાય છે; ઘરડા થતા માનવીની બે આંખો અને બે કાન પણ જીર્ણ થાય છે;—એકલી તેની તૃષ્ણા જ જુવાન બને છે. (૧૦)

પછી તે સરોવર આગળ આવી વાંદરો સવારને સમયે રાજા પ્રત્યે કહેવા લાગ્યો: "હે મહારાજ, અહીં સૂરજ અર્ધો ઊગ્યો હોય ત્યારે તેમાં પ્રવેશેલા માણસોનું (કાર્ય) સિદ્ધ થાય છે. માટે બધાંય માણસો એકસાથે જ પ્રવેશ કરે. પણ તમારે મારી સાથે જ પ્રવેશ કરવો, જેથી હું પ્રથમ જોયેલા સ્થાન આગળ જઈને તમને ઘણી રત્નની માળાઓ બતાવીશ." પછી તે બધા લોકો (તેમાં) દાખલ થયા અને રાક્ષસથી ખાઈ જવાયા. પછી જ્યારે તેમને બહુ વાર થઈ ત્યારે રાજા વાંદરા પ્રત્યે બોલ્યા: "અરે ટોળાના નાયક, કેમ મારાં માણસોએ મોડું કર્યું?" તે સાંભળી વાંદરાએ જલદી ઝાડ ઉપર ચઢી જઈ, રાજાને કહ્યું: "અરે દુષ્ટ રાજા, અંદર પાણીમાં રહેલો રાક્ષસ તારા અનુચરોને ખાઈ ગયો છે. મારા કુળના વિનાશથી ઉત્પન્ન થયેલા વેરનો મેં બદલો વાળ્યો છે. માટે તું જા. તું રાજા છે—એમ કરી મેં તને પ્રવેશ ન કરાવ્યો. કહ્યું છે કે,

> (અપકાર) કર્યાની સામે (અપકાર) કરવો; હિંસા કર્યાની સામે હિંસા કરવી: તેમાં હું દોષ જોતો નથી. દુષ્ટ તરફ દુષ્ટ આચરણ જ કરવું જોઈએ. (૧૧)

તો તેં મારા કુળનો વિનાશ કર્યો છે; મેં પણ તારા (કુળનો

વિનાશ કર્યો છે." પછી તે સાંભળી ક્રોધના આવેશમાં આવેલો તે રાજા એકલો પગપાળો ચાલતો જે માર્ગે આવ્યો હતો તે માર્ગે ગયો. હવે તે રાજા જતો રહ્યો એટલે તૃપ્ત બનેલો રાક્ષસ પાણીમાંથી બહાર આવી આનંદપૂર્વક આ પ્રમાણે બોલવા લાગ્યો :

"શત્રુનો નાશ કર્યો, (મને) મિત્ર બનાવ્યો, અને મેં રત્નમાળાને ગુમાવી નહિ. હે વાંદરા, કમળના દાંડાથી પાણી પીતા એવા તેં ઠીક કર્યું. (૧૨)"

—પંચતંત્રઃ અપરીક્ષિતકારકઃ કથા ૯

## 2 The Story of King Chandra

In some city, there dwelt a king named Chandra. His sons, fond of sporting with monkeys, always nourished a troop of monkeys with food and many other eatables. Now one, who was the chief of a troop of monkeys, was conversant with the principles of Us'anas (=S'ukracharya), Brhispati and Chanakya, put them in practice and taught these to all of them. Now in the royal household, there was a flock of sheep, fit for the carts of young princes. One sheep, out of them, always entered, without hesitation, into the kitchen and devoured whatever he saw. The cooks too beat him at once with any piece of wood, earthen vessel, bronze vessel or copper vessel—

whatever they saw. The chief of the troop of monkeys also, having observed this, thought: "Oh, this quarrel between the cooks and the sheep will bring about the destruction of the monkeys, because this sheep is excessively fond of tasting food; and the cooks, greatly irrascible, beat him with any thing that is by their side. Therefore, if for the want of any thing, they beat him with a fire-brand, then this sheep, covered with an abundance of wool, will burn even with the least fire. Then, he, while being burnt with it will enter the stable near by. That (stable) too, on account of the abundance of grass, will burn. Then horses will receive burns on account of fire. Now S'alihotra has said this, that the injury due to fire-burns to horses is cured by the fat of monkeys. Thus it is a fixed thing, that it will come about." Having resolved like this, he called all the monkeys and said to them in secret—

"The quarrel that is going on here between the sheep and the cooks, will undoubtedly lead to the destruction of the monkeys. (1)

Thus, (a man) desiring life, should abandon from a distance that house where

without any reason there is always a quarrel. (2)

And moreover,

Great houses are destroyed by dissensions; friendship by bad words; the kingdoms by bad kings; and the fame of men by bad actions. (3)

Therefore, before all of us are destroyed, we go to the forest having abandoned this king's abode." Having heard these words, (and finding them) not fit to rely upon, the monkeys, elated with pride, laughed at him and said,—"Oh, on account of your old age, feebleness of intellect has come upon you and hence you speak this. It is said,

The mouth is void of teeth; and saliva oozes out always; in no matter the talent shines forth: this is so in case of a child and more so in case of an old man. (4)

Having abandoned pleasures like those obtainable in heaven and choice eatables of various kinds, almost nectar-like, offered by princes with their own hands, we shall not eat fruits, astringent, bitter, pungent salt and tasteless." Having heard that, he, whose eyes were

sullied with tears, he said—" O fools, you do not know the result of this happiness. This happiness, generally consisting of tasting cooked food, will, in the end, be like poison. Therefore, I shall not myself see the destruction of the family. I shall presently go to the forest. It is said—

> Blessed are those who do not see a friend overtaken by a calamity, their own place forcibly seized by an enemy, the destruction of their country and the end of their family. (5)"

Having said so, the leader of the troop abandoned them and went to the forest. After he had gone away, the other day, the sheep entered the kitchen; and while the cook could not find anything else, he (i.e, the sheep) was beaten with a faggot half burnt, by the cook, and with his body burning fiercely and bleeting he entered the stable near by. While he was rolling on the earth, covered with the abundance of grass, the flames of fire blazed so much that some horses had their eyes blinded and died; some, having torn asunder their bonds and neighing here and there, with their bodies half burnt, threw into confusion even all the crowd of men. In the meanwhile, the king, in sorrow,

called the physicians, conversant in the work of S'alihotra, and said—" Oh, let the remedy to cure the burns of these horses be said." They also looked into their scientific works and said— " Lord, divine S'alihotra with respect to this matter has said—

The injury caused to horses by fire-burns is cured by means of the marrow of monkeys like darkness at sunrise. (6)

Hence carry out this treatment immediately before these (horses) die of burns." Having heard this, he (i. e., the king) also ordered the destruction of all monkeys. What is the use of speaking more? Even all these monkeys were killed by various kinds of weapons, sticks, stones, etc. Now that leader of the troop of monkeys, having known about the destruction of sons, grandsons, brothers. sons, sister's sons came to great grief. He, abandoning the course of food, wandered from one forest to another. He thought—" How can I do injury to him by way of paying him out (i. e., retaliation)?" It is said—

> He who through fear or self-interest puts up with the insult offered to the persons of his family by an enemy, should be known to be the meanest of men. (7)

Now the old monkey, distressed by thirst, while he wandered somewhere, came by a lake adorned by the beds of lotus plants. Therefore, as he was observing with searching eyes, he found the entrance of the rows of footsteps of persons moving in the forest but not the (marks of their) coming out. Then he thought — "Really here in the middle of the lake there must be a cruel monster. Hence having taken the stalk of a lotus-plant, I shall drink water." As he did so, having come out of it, the monster, whose neck was adorned with the string of gems, said to him: "Eh, he who enters into the water, can be devoured by me. Hence there is none else more shrewd than you; for, you drink water in this manner. I am, therefore, pleased with you. Ask what your heart wishes." The monkey said, "Oh, how much is your capacity to eat?" He replied: "I can eat (animals) entering water to the number even of a hundred, a thousand, ten thousands and hundred thousands. Outside, even a jackal can do harm to me." The monkey said, "I have bitter enmity with a certain king. If you give me this string of gems, I shall bring in that king by enticing him with the clever ways of my speech." Having heard his words

worthy to rely upon, he gave the string of gems and said—" O friend, whatever is worthy must be done." Even the monkey, with his neck adorned with the string of jewels, as he wandered over the trees and palaces, was observed by men and asked—" O leader of the troop, where were you living all this time? Where did you obtain such a string of gems which by its lustre despises even the sun?" The monkey said, " There is somewhere a big lake, quite secluded from view, built by god Kubera. A person who dives in it on Sunday while the sun has half risen, comes out by the favour of Kubera, with neck thus adorned by the string of gems." Now, having heard this, the king called the monkey and asked him, " O leader of the troop is it right? Is there anywhere a lake with the strings of gems?" The monkey said, " Lord, you have a proof before your own sight in the string of gems hanging in my own neck. If you are concerned about the string of gems, send somebody with me so that I may show it to him." Having heard this, the king said, " If it is so, then I shall myself come with my attendants so that many strings of gems can be obtained." The monkey said, " Let it be done so." This

being arranged, the wives and servants started with the king through the greed of the strings of gems. Even the monkey, put on his own lap by the king who rode in a palanquin, was carried happily with affection. Hence it is well said—

> A bow to thee, oh goddess, Desire by whom even the wealthy are made to do unworthy deeds or seek inaccessible spots.(8).

And also,

> One who has a hundred seeks a thousand; one with a thousand seeks a lac; and a master of a lac (seeks) a kingdom; one with a kingdom desires heaven. (9)

> The hair of an ageing person grows old; the teeth of an ageing person grows old; the eyes and the ears also grow old;—the desire alone grows young. (10)

Then, as they came near the lake, the monkey said to the king in the morning—"Lord, the success attends to those entering here while the sun rises half. So let all men enter it at one and the same time. You should enter with me so that taking you to the place seen by me before, I shall show you many strings of gems." Now the people, (who) entered, were

devoured by the monster. Then as they delayed, the king said to the monkey, "Oh, leader of the troop, how is it that my men delay?" Having heard this, the monkey hurriedly climbed the tree and said to the king, "O wicked king, your attendants are devoured by a monster, living inside the water. I have avenged the destruction of my family; so you may go back. You are the king and hence I have not made you enter (the lake). It is said—

> One should meet a deed by a counter deed; a murder by a counter murder. I do not see any sin in this. One should act wickedly towards a wicked man. (11)

Thus, you have brought about the destruction of my family and I have brought (the destruction) of your (family)." Now having heard this the king, full of anger, went on foot, alone by the way he came. Now as the king went, the monster, being satisfied, came out of the water and said this with joy:

> "The enemy is killed; a friend is gained; a string of gems is not lost; O monkey, by you drinking water by a stalk, a good turn is done. (12)"

—**Panchatantra : Aparikshitakaraka : Story 9**

*

**Questions :**

I. Write explanatory notes on:

**औशनसबार्हस्पत्यचाणक्यमतविद्; भगवान् शालिहोत्र.**

II. Write grammatical notes on:

**अहर्निशम्; मृण्मयम्; सौहृदम्; अश्रद्धेयम्; पाकरसास्वादनप्रायम्; अमृतकल्पान्; आकुलीचक्रुः; चिकित्सितम्; नृपापसद; पुरुषाधम; तरुणायते; चिरायते; अध्यापयति; जाज्वल्यमान; पिपासा.**

III. Dissolve the following compounds:

**अनेकभोजनभक्ष्यादिभिः; निःशङ्कम्; स्वर्गसमानोपभोगान्; व्यसनसंप्राप्तम्; रत्नमालाविभूषितकण्ठः; यथायातमार्गेण; अन्तःसलिलस्थेन; विविधायुधलगुडपाषाणादिभिः; त्वत्समः.**

IV. Recognise the following forms:

**प्रवेक्ष्यन्ति; अवाप्स्यन्ति; भाव्यम्; आहूय; प्रोचुः; हूषायमाणा; प्रोच्यताम्; आदिष्टवान्; ज्ञेयः; कर्तव्यम्; पक्ष्यामि; जीर्यतः; चिरायमाणेषु.**

V. (a) Illustrate the uses of the following: **नूनम्; यत्** (that); **यथा** (that).

(b) Change the voice of the following:

(1) **वानरोऽपि राज्ञा दोलाधिरूढेन स्वोत्सङ्ग आरोपितः सुखेन प्रीतिपूर्वमानीयते ।**

(2) **अहं तं भूपतिं वाक्प्रपञ्चेन लोभयित्वात्र सरसि प्रवेशयामि.**

VI. Translate the following sentences into Sanskrit :

(1) They used to bring him up with fruits etc. (2) This quarrel among relatives will spell ruin to the whole family. (3) The friendship ends with a bad word. (4) Whatever is proper, should de done. (5) The child was taken by the father in his own lap with affection. (6) One should deal tit for tat.



## ૩

## गोमिनीवृत्तान्तः ॥

## [ગોમિનીની હકીકત]

**પ્રાસ્તાવિક**: આ પાઠ મહાકવિ દંડીના 'દશકુમારચરિત'ના છઠ્ઠા ઉચ્છ્વાસમાંથી લેવામાં આવેલો છે. વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે દંડી છઠ્ઠા સૈકામાં થયો હોવો જોઈએ. તેના બે ગ્રંથો આપણી સમક્ષ છે: 'દશકુમારચરિત'—એક આખ્યાયિકાનો ગ્રંથ; તથા 'કાવ્યાદર્શ'—અલંકારશાસ્ત્રનો ગ્રંથ. પદલાલિત્ય એ દંડીના ગદ્યનો ગુણ છે. કેટલાક વિદ્વાનોનું માનવું એમ છે કે દંડી બાણભટ્ટની પૂર્વે થઈ ગયેલો હોવો જોઈએ, કારણકે બાણભટ્ટની શ્લેષવિપુલતા, દીર્ઘસમાસ, ઓજસ્વી શૈલી, અલંકારાત્મક વર્ણનોની પ્રચુરતા—એ 'દશકુમારચરિત'માં એટલી હદે પહોંચ્યાં નથી. પરંતુ 'દશકુમારચરિત'માં એક પ્રકારની મધુરતા તો છે જ; વળી તે સમયનાં સામાજિક ચિત્રો 'દશકુમારચરિત'માં આપણને વધારે અને સીધી રીતે આપેલાં મળે. આપણો પાઠ તે કાળની સામાજિક સ્થિતિનો ખરેખર દ્યોતક છે.

વાર્તાનું અનુસંધાન નીચે પ્રમાણે છે:

મગધદેશના પુષ્પપુર નામે નગરમાં રાજહંસ નામનો રાજા રાજ્ય કરતો હતો. માલવદેશના રાજા માનસર સાથે લડાઈ થતાં તે હાર્યો, ઘવાયો અને મૂર્ચ્છિત થયો, એટલે તેના રથના ઘોડા તેને જંગલમાં ખેંચી ગયા. ત્યાં તેની રાણી વસુમતીને પણ લાવવામાં આવી. તેણે એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ રાજવાહન પાડવામાં આવ્યું. રાજવાહનને મંત્રીપુત્રો વગેરે મળી બીજા નવ કુમારો મળ્યા. એમ એ દશકુમારો સાથે ઊછરવા લાગ્યા:

૧. રાજવાહન: મગધરાજ રાજહંસનો પુત્ર.

૨. સોમદત્ત: રાજહંસના જૂના પ્રધાન સિતવર્માના પુત્ર અને સુમતિના ભાઈ સત્યવર્માનો પુત્ર.

૩. પુષ્પોદ્‌ભવ: ત્રણ પ્રધાનોમાંના બીજા રાજહંસના જૂના પ્રધાન પદ્મોદ્‌ભવનો પુત્ર.

૪. અપહારવર્મા } : મિથિલાના રાજા પ્રહારવર્મા: રાજહંસના
૫. ઉપહાર વર્મા } મિત્રરાજાના બે પુત્ર.

૬. અર્થપાલ: રાજહંસના ત્રીજા જૂના ધર્મપાલના પુત્ર અને સુમતિના ભાઈ કામપાલનો પુત્ર.

૭. પ્રમતિ: સિતવર્માના પુત્ર અને સત્યવર્માના ભાઈ સુમતિનો પુત્ર.

૮. મિત્રગુપ્ત: ધર્મપાલના પુત્ર અને કામપાલના ભાઈ સુમંત્રનો પુત્ર.

૯. મંત્રગુપ્ત: ધર્મપાલના પુત્ર અને સુમંત્રના ભાઈ સુમિત્રનો પુત્ર.

૧૦. વિશ્રુત: પદ્મોદ્‌ભવનો પુત્ર અને રત્નોદ્‌ભવના ભાઈ સુશ્રુતનો પુત્ર.

આ દશ કુમારો મોટા થયા ત્યારે વિજય માટે નીકળ્યા. રાજવાહન એક બ્રાહ્મણને મદદ કરવા રાત્રે પાતાળમાં ગયો.

સવારમાં રાજવાહનને ન જોવાથી બીજા નવ કુમારો તેને શોધવા નીકળ્યા. નવેય કુમારો એક પછી એક રાજવાહનને મળે છે. રાજવાહન પોતાનાં પરાક્રમોની અને બીજા નવ કુમારો પોતાના અનુભવોની વાતો કહે છે. આ વાતો દરેક ઉચ્છ્વાસદીઠ વહેંચી દેવામાં આવી છે.

છઠ્ઠા ઉચ્છ્વાસમાં મિત્રગુપ્ત પોતાના અનુભવની વાત કહે છે. મિત્રગુપ્ત એક દિવસ ફરતો ફરતો એક સુંદર સરોવર આગળ આવી પહોંચ્યો. જેવો તે એમાં નાહ્યો કે તરત જ એક ભયંકર રાક્ષસ તેના સમક્ષ ખડો થયો. તે રાક્ષસ મિત્રગુપ્તને ડરાવવા લાગ્યો, અને તેણે તેના આગળ શરત મૂકી કે 'જો મારા સવાલનો ઉત્તર તું નહિ આપે તો હું તને ખાઈ જઈશ.' મિત્રગુપ્તના ઉત્તર અને રાક્ષસના સવાલની એક આર્યા નીચે પ્રમાણે થઈ:

**किं क्रूरं — स्त्रीहृदयं**
**किं गृहिणः — प्रियहिताय दारगुणाः ।**
**कः कामः — संकल्पः**
**किं दुष्करसाधनं — प्रज्ञा ॥**

આ ચારેય જવાબોનાં દૃષ્ટાંતરૂપ ચાર સ્ત્રીની કથાઓ મિત્રગુપ્તે રાક્ષસને કહી: ૧. ધૂમિની; ૨. ગોમિની; ૩. નિમ્બવતી; અને ૪. નિતમ્બવતી. તેમાં બીજો સવાલ: ગૃહસ્થો કોણ? ઉત્તર—જેમની પત્નીના ગુણો પોતાના પ્રિયતમોના હિતને માટે હોય તે. આ સત્ય બતાવવા ગોમિનીનુ દૃષ્ટાંત આપવામાં આવેલુ છે.

**કથાનો સાર**: દ્રવિડદેશના કાંચી નામે નગરમાં શક્તિસાર નામનો ધનવાન વેપારી હતો. અઢાર વર્ષનો થયો ત્યારે તેણે પરણવાનો વિચાર કર્યો, અને પોતે જ પત્નીની શોધમાં નીકળી પડયો. જોશીનો વેષ લઈ, કપડાને છેડે એક પ્રસ્થ ડાંગર બાંધી, ગામેગામ તે ભટકવા લાગ્યો. સામુદ્રિક શાસ્ત્રનો જાણકાર માની

કન્યાવાળાઓ તેને પોતાની કન્યાઓ બતાવવા આવતા. એક પોતાની જાતની રૂપાળી કન્યા જોઈ તેણે પૂછ્યું: "આ એક પ્રસ્થ ડાંગરનું સુંદર ભોજન બનાવી તું ખવરાવી શકીશ?" આ સાંભળી બધા હસવા લાગ્યા; અને તે આગળ ભટકવા લાગ્યો. જતાં જતાં એણે એક બીજી કન્યા જોઈ. તેનાં માબાપ મરી ગયાં હતાં અને પૈસો ઘસાઈ ગયો હતો. એક ધાવ તેનું રક્ષણ કરતી હતી. તે કન્યાને રૂપાળી અને યોગ્ય જોઈ તેણે સવાલ કર્યો: "આ એક પ્રસ્થ ડાંગરમાંથી તું મને સુંદર ભોજન જમાડી શકીશ?" કન્યાએ પોતાની ધાવ તરફ સૂચક નજર કરી તે ડાંગર લઈ લીધી. એક પ્રસ્થ ડાંગરમાંથી કેવી રીતે તે કન્યાએ સુંદર ભોજન કરીને જમાડ્યું તેનું વિસ્તારથી આ પાઠમાં બયાન આપવામાં આવેલું છે. તે કન્યાની દક્ષતા અને શીલ જોઈ શક્તિકુમાર તેને પરણ્યો અને સુખી થયો.

## पृ १२ : पं. १–१२

**अनेककोटिसार**–**अनेककोटयः सारः यस्य सः** (બ૦વ્રી૦), અનેક કરોડનું જેનું ધન છે તે. **श्रेष्ठीपुत्रः**–**श्रेष्ठिनः पुत्रः** (ષ૦ ત૦), વેપારીનો છોકરો; શેઠનો છોકરો. **अष्टादशवर्षदेशीयः**–**अष्टादश वर्षाणि** (કર્મ૦), **अष्टादशवर्षेभ्यः ईषन्न्यूनः**–**अष्टादशवर्षदेशीयः**, લગભગ અઢાર વર્ષનો. Cf. Kale's Higher Sanskrit Grammer: § 340, P. 205. **'ईषदसमाप्तौ कल्पब्देश्यदेशीयरः'**. **चिन्ताम् आपेदे**–ચિંતામાં પડ્યો; વિચાર કરવા લાગ્યો; **आ+पद्** ગ. ૧, આત્મને., પરોક્ષભૂ., ૩ પુ, એ. વ. **अदाराणाम्**–**अविद्यमानाः दाराः येषां तेषाम्** (બ૦ વ્રી૦), જેની પત્ની નથી તે. **अनुरूपाः गुणाः यस्याः सा** (બ૦ વ્રી૦), **अनुगुणा**–**न अनुगुणा, अननुगुणाः** (નઞ૦ ત૦), **अननुगुणाः दाराः येषाम् तेषाम्** (બ૦ વ્રી૦), બંધબેસતા

ગુણો વિનાની પત્ની જેને છે તેમને. **गुणवद्**–ગુણવાન. **विन्देयम्**–**विद्–विन्द्** ગ. ૬. પરસ્મૈ., વિધ્યર્થ, ૧ પુ., એ. વ., મેળવું. **कलत्रम्**–પત્ની (નપું૦). **परप्रत्ययाहृतेषु–परेषाम् प्रत्ययाद् आहृतेषु** (પ૦ ત૦), પારકા ઉપર વિશ્વાસ રાખી લાવેલી. **दारेषु**–પત્નીમાં; **दार**–(પુલ્લિંગ) હંમેશાં બહુવચનમાં વપરાય છે. **याद्दच्छिकीम्–यद्दच्छया इयम् याद्दच्छिकी, ताम्**–પોતાને યોગ્ય થાય તેવી. **संपत्तिम्**–ગુણોની મહત્તા. **अनभिसमीक्ष्य**–**अभि+सम्+ईक्ष्** ગ. ૧, આત્મને.નું સંબંધક ભૂ. કૃ. **अभिसमीक्ष्य, न अभिसमीक्ष्य–अनभिसमीक्ष्य**, નહિ ધારીને. **कार्तान्तिकः**–સામુદ્રિક લક્ષણો જાણનાર; જોશી. **वस्त्रान्तपिनद्धशालिप्रस्थः–शालीनाम् प्रस्थः** (ષ૦ ત૦), **वस्त्रस्य अन्ते पिनद्धः शालिप्रस्थः येन सः** (બ૦ વ્રી૦), લૂગડાને છેડે ડાંગરનું એક પ્રસ્થ જેણે બાંધ્યું છે તે. **प्रस्थ**–એ ચાર શેર જેટલા વજનનું માપ છે. **भुवं बभ्राम**–પૃથ્વી ઉપર ભટકવા લાગ્યો. **भू** સ્ત્રી., દ્વિતીયા એ. વ., 'પૃથ્વી'. **बभ्राम–भ्रम्** પરસ્મૈ.નું પરોક્ષભૂ., ૩ પુ., એ. વ., ભટકવા લાગ્યો. **लक्षणज्ञः–लक्षणानि जानाति** (ઉપ૦ ત૦), સામુદ્રિક લક્ષણોને જાણનાર. **अमुष्यै**–આ સામુદ્રિક બનેલા વેપારીના પુત્રને. **कन्यावन्तः**–કન્યાવાળાઓ; કન્યાના પિતાઓ. **कन्याः प्रदर्शयांबभूवुः**–કન્યાઓ બતાવવા લાગ્યા; **प्र+दृश्** ગ. ૬, પરસ્મૈ.-નું પ્રેરક **प्रदर्शयति**નું આમ્‌અન્ત પરોક્ષભૂ., ૩ પુ., બ. વ., બતાવવા લાગ્યા. **यां कांचित्**–કોઈ એક. **लक्षणवतीम्**–સારાં લક્ષણવાળી. **सवर्णाम्–समानः वर्णः यस्याः ताम्** (બ૦ વ્રી૦), પોતાની જ જાતની. **स्म ब्रवीति=ब्रवीति स्म**=બોલવા લાગ્યો. **अभ्यवहारयितुं शक्नोषि**=ખવરાવી શકીશ ? **अभि+अव+हृ** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક : **अभ्यवहारयति** નું હેત્વર્થ કૃ. **गुणवद् अन्नम्**–સારી રસોઈ; સારો ખોરાક. **हसितावधूतः–आदौ हसितः पश्चाद्‌वधूतः** (કર્મ૦), હસીને તિરસ્કારાયેલો. **गृहाद्**

गृहम्-ઘેરઘેર. प्रविश्य अभ्रमत्-પ્રવેશીને ભમવા લાગ્યો. एकदा-એકવાર. शिबिषु-શિબિ નામે દેશમાં; આ દેશ કાવેરીના દક્ષિણ કિનારા ઉપર આવેલો છે. पट्टने-નગરમાં; અથવા પટ્ટન નામે નગરમાં; સામાન્ય રીતે पत्तने જોઈએ. सह पितृभ्याम् अवसितमहर्धिम्-માતાપિતા સહિત જેની મોટી સમૃદ્ધિ નાશ પામી હતી તેવી. अवसिता महती ऋद्धिर्यस्यास्ताम् (બ૦ વ્રી૦), જેની મોટી સંપત્તિ નાશ પામી છે તે; अव+सोનું કર્મ. ભૂ. કૃ., अवसित. अवशीर्णभवनसाराम्-अवशीर्णः भवनस्य सारः यस्याः ताम् (બ૦વ્રી૦), જેના ઘરની લક્ષ્મી છિન્નભિન્ન થઈ ગઈ છે તેવી. अव+शॄ ગ. ૬, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., अवशीर्ण. धात्र्या प्रदर्श्यमानाम्-ધાવથી બતાવાયેલી; प्र+दृश्ના પ્રેરકનું કર્મણિ વ. કૃ., प्रदर्श्यमानः. विरलभूषणाम्-विरलानि भूषणानि यस्याः ताम् (બ૦ વ્રી૦), જેનાં ભૂષણો ઓછાં છે તે; अस्यां संसक्तचक्षुः-એના ઉપર જેની આંખો લાગેલી છે તે. संसक्ते चक्षुषी यस्य सः (બ૦ વ્રી૦), જેમની આંખ લાગેલી છે તે. अतर्कयत्-તર્ક કરવા લાગ્યો. सर्व+एव=सर्व एव (સંધિ). अवयवाः-અંગો. न अतिस्थूला न अतिकृशा-બહુ જાડાય નહિ તેમ બહુ પાતળાય નહિ.

पृ० १३ : पं. १-२९

न अतिह्रस्वा न अतिदीर्घाः-બહુ ટૂંકાય નહિ, તેમ બહુ લાંબાય નહિ. न विकटा-પ્રમાણવગરના નહિ. मृजावन्तः-સ્વચ્છ; સુંદર વર્ણના. मृजा=સ્વચ્છતા. सा इयम् आकृतिः न शीलं व्यभिचरति-આવી આકૃતિ સદાચારને પ્રતિકૂલ થતી નથી. સરખાવો: 'શાકુન્તલ'-'न ह्येतादृशा आकृतयो गुणविशोधिनो भवन्ति ।' 'મૃચ્છકટિક'-'नह्याकृतिः सुसदृशं विजहाति वृत्तम् ।' वि+अभि+चर् ગ. ૧, પરસ્મૈ., પ્રતિકૂળ રીતે વર્તવું. शीलं-સદાચાર. आसज्जति-आ+सञ्ज् ગ. ૧,

ઉભય., **आसज्जति**–લાગે છે. **परीक्ष्य**–પરીક્ષા કરીને. **उद्वहेयम्–उद्+वह्** ગ. ૧, પરસ્મૈ. નું વિધ્યર્થ, ૧ પુ., એ. વ., પરણીશ. **अविमृश्य......परंपराः–अविमृश्यकारिणाम्**, વિચાર્યા વગર કામ કરનારાઓની. **नियतम्**–ખરેખર. **अनुशयपरम्पराः**–પશ્ચાત્તાપની પરંપરાઓ. **स्निग्धदृष्टिः–स्निग्धा दृष्टिः यस्य सः** (બ૦ વ્રી૦), સ્નેહાળ દૃષ્ટિ જેની છે તે; **स्निह्** નું કર્મ. ભૂ. કૃ., **स्निग्ध**=પ્રેમાળ. **आचष्ट–आ+चक्ष्** ગ. ૨, આત્મને., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., બોલ્યો. **कच्चित्**–'હું આશા રાખું છું'–એ અર્થમાં; અથવા તો કેવળ પ્રશ્નાર્થ સૂચવવા. સરખાવો: Apte's Guide, P. 165, §263: "**कच्चित्** implies some hope expressed by the speaker, and has the sense of 'I hope that,' etc. It is interrogative in form, in which the expected answer is 'yes' or 'no' according to the form of the question." **कौशलम्**–કુશળતા. **संपन्नम् आहारम्**–સારું ભોજન. **साकूतम्**–અર્થસૂચક રીતે; **आकूतमपरित्यज्य** (અવ્ય૦). સરખાવો: હલાયુધ–'**आकूतं स्यादभिप्रायः**'. **अवलोकिता**–જોવાઈ. **अलिन्दोद्देशे–अलिन्दस्य उद्देशे**–ઉમરાના ઊંચા પ્રદેશમાં; ઉમરા આગળના ઊંચા પ્રદેશમાં. **सुसिक्तसंमृष्टे–सुतरां सिक्तम्, सुसिक्तम्। आदौ सुसिक्तं पश्चात् संमृष्टम्** (કર્મ૦), **तस्मिन्**, બરાબર પાણી સિંચીને વાળી નાખેલા. **प्रस्थमेव–प्रस्थमात्रम्** (કેવળ સમાસ), એક પ્રસ્થ જ. **दत्तपादशौचम्–दत्तं पादयोः शौचम् यस्मै तम्** (બ૦ વ્રી૦), જેને પગ ધોવાનું પાણી આપવામાં આવ્યું છે તે. **उपावेशयत्**–બેસાડયો; **उप+विश्** ગ. ૬, પરસ્મૈ., પ્રેરકનું હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ. **गन्धशालीन्**–સુગંધી ડાંગર. **संक्षुद्य–सं+क्षुद्** ગ. ૭, પરસ્મૈ.નું સંબંધક કૃ., ભરડીને. **मात्रया–मात्राः**, બહુ જ નાનું માપ–જરાક. **विशोष्य–वि+शुष्**ના પ્રેરકનું સંબંધક ભૂ.

કૃ., મૂકવીને. **आतपे मुहुः मुहुः परिवर्त्य**–તાપમાં વારંવાર ફેરવીને; **परि+वृत्** ગ. ૧, આત્મને., પ્રેરક, સંબંધક ભૂ. કૃ., ફેરવીને. **स्थिरसमायां भूमौ**–મજબૂત અને સરખી જમીન ઉપર. **नालीपृष्ठेन–नाल्याः** (=સાંબેલાના) **पृष्ठेन** (=છેડાથી) (ષ૦ ત૦), સાંબેલાના છેડાથી. **घट्टयन्ती**–છડતી; **घट्टयत्** વ. કૃ. નું. સ્ત્રી., પ્રથમા એ. વ. **अखण्डैः तुषैः**–આખા ફૂસકા રાખીને. **तण्डुलान्**–ચોખાને. **पृथक्चकार**–છૂટા કર્યા. **जगाद–गद्** ગ. ૧, પરસ્મૈ.નું પરોક્ષ ભૂ., ૩ પુ., એ. વ, બોલ્યા. **मातः**–હે માતા; **मातृ**નું સંબોધન. **एभिः तुषैः अर्थिनः**–આ ફૂસકાની જરૂરવાળા. **भूषणमृजाक्रियाक्षमैः**–ઘરેણાં સાફ કરવાના કામમાં યોગ્ય. **स्वर्णकाराः**–સોનીઓ. **तेभ्यः इमान् दत्त्वा**–તેમને આ આપીને. **लब्धाभिः**–મેળવાયેલી; **लभ्** ગ. ૧, આત્મને., કર્મ., ભૂ. કૃ. **काकिणीभिः**–કોડીઓ. '**वराटकानां दशकद्वयं स्यात्सा काकिणी;**' ૨૦ કોડીઓ=૧ કાકિણી. **स्थिरतराणि**–અંદરથી સારવાળાં. **अनत्यार्द्राणि**–બહુ ભીનાં નહિ તેવાં. **अनतिशुष्काणि**–બહુ સૂકાં નહિ તેવાં. **काष्ठानि**–લાકડાં. **मितंपचां–मितं पचति असौ** (ઉપ૦ ત૦), માપસર રાંધી શકાય તેવું. **स्थालीम्**–વાસણ. **उभे शरावे**–બે તાંસળાં; બે માટીનાં મોટાં બટેરાં. **तथा कृते तया**–તેણે (ધાવે) તે પ્રમાણે કર્યું ત્યારે; એટલે કે ધાવ જ્યારે વાસણ ખરીદી લાવી ત્યારે. **अनतिनिम्नोत्तानविस्तीर्णकुक्षौ**–બહુ નીચા (**निम्न**), ઊંચા, (**उत्तान**), અને પહોળા નહિ તેવા કાણા (**कुक्षि**)વાળા. **ककुभोलूखले–कुकुभस्य उलूखले**–કકુભ નામના લાકડાના ખાંડણામાં. **लोहपत्रवेष्टितमुखेन–लोहस्य पत्रेण वेष्टितं मुखं यस्य तेन** (બ૦ વ્રી૦), લોઢાની પટ્ટી જેના આગળના છેડા ઉપર વીંટાળીને જડવામાં આવી હતી તેવા. **समशरीरेण–समं शरीरं यस्य तेन** (બ૦ વ્રી૦), જેનો આકાર સરખો છે તેવા. **विभाव्यमानमध्यतानवेन–विभाव्यमानं मध्यस्य तानवं यस्य तेन**

(બ૦ વ્રી૦), જેના મધ્ય ભાગની પાતળાશ જણાઈ આવે છે તેવા. **वि+भू**ના પ્રેરકનું કર્મણિ, વ. કૃ., જણાઈ આવતા. **मध्यस्य**–મધ્ય ભાગના. **तानव–तनोः भावः**, પાતળાશ. **व्यायतेन**–લાંબા. **गुरुणा**–ભારે. **खादिरेण–खदिरस्य इदम् खादिरम्**–ખેરના લાકડાના. **मुसलेन**–સાંબેલાથી. **चतुर . . . भुजम्–क्षेपणं च उत्क्षेपणं च** (દ્વં૦), **चतुरललिते क्षेपणोत्क्षेपणे** (કર્મ૦), **ताभ्याम् आयासितौ भुजौ यस्मिन्कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી૦), ચતુર અને લલિત નીચે નાખી ઊંચે લેવાના કાર્યથી હાથને શ્રમ પડે તેવી રીતે. **आयासित**–શ્રમ અપાયેલો. **असकृत्**–વારંવાર. **अङ्गुलीभिः**–આંગળીઓ વડે. **उद्धृत्य उद्धृत्य**–ઊંચા લેઈ લેઈને. **अवहत्य**–ખાંડીને. **शूर्पशोधितकणकिंशारुकान्–शूर्पेण शोधिताः कणानां किंशारुकाः येभ्यः तान्** (બ૦ વ્રી૦), જેના દાણાની ફૂસકી સુપડાથી શુદ્ધ કરવામાં આવી હતી તેવા. **असकृत्**–વારંવાર. **अद्भिः–अप्** સ્ત્રી., તૃતીયા બ. વ., પાણી વડે. **प्रक्षाल्य**–ધોઈને. **क्वथितपञ्चगुणे–पञ्च गुणाः यस्मात् तत्** (બ૦ વ્રી૦), પાંચગણા; **क्वथिते च पञ्चगुणे च** (કર્મ૦), ઉકાળેલા અને પાંચગણા. **दत्तचुल्लीपूजा–चुल्ल्याः पूजा** (ષ૦ ત૦), **दत्ता चुल्लीपूजा यया सा** (બ૦ વ્રી૦), ચૂલાની પૂજા જેણે કરી છે તેવી. **प्राक्षिपत्**–નાખ્યા. **प्रश्लथावयवेषु–प्रश्लथाः अवयवाः येषां तेषु**–જેના દાણા (=અવયવો) છૂટા પડી ગયા છે તેવા. **प्रस्फुरत्सु**–ફૂલતા; **प्र+स्फुर्** ગ. ૬, પરસ્મૈ., સ્ફૂરતા, ફૂલતા. **मुकुलावस्थामतिवर्तमानेषु–मुकुलस्य अवस्थाम्** (ષ૦ ત૦), કળીની અવસ્થાને; **अतिवर्तमानेषु**–ઓળંગીને ગયેલા; બહુ જ પહોંચી ગયેલા; ફૂલીને કળીઓ જેવા બનેલા. **संक्षिप्य अनलम्**–દેવતા ઓછો કરીને. **उपहितमुखपिधानया–उपहितं मुखस्य पिधानं यस्याम् तया** (બ૦ વ્રી૦), જેના ઉપર ઢાંકણી મૂકવામાં આવી હતી તેવા. **स्थाल्या**–વાસણ વડે. **अन्नमण्डम्–अन्नस्य**

**मण्डम्** (ષ૦ ત૦), ચોખાનું ધોવરામણ. **अगालयत्**-ગાળ્યું; **गल्** ગ. ૧, પરસ્મૈ., પ્રેરક, હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ. **दर्व्या-दर्वी** સ્ત્રી., તૃતીયા એ. વ., કડછીથી. **अवघट्ट्य**-હલાવીને. **मात्रया**-જરાક; **मात्रा** (=લેશ)નું તૃતીયા એ. વ. **परिवर्त्य**-ફેરવીને. **समपक्वेषु-समं पक्वेषु,** સરખી રીતે રંધાયેલા. **सिक्थेषु**-દાણાઓ. **ताम् स्थालीम् अधोमुखीम् अवातिष्ठिपत्**-તે વાસણને ઊંધું મૂક્યું; **अव+स्था**ના પ્રેરકનું અદ્યતનભૂ., ૩ પુ., એ. વ. **अधः मुखम् यस्याः ताम्** (બ૦ વ્રી૦), જેનું મુખ નીચે છે તેવી. **इन्धनानि**-લાકડાં. **अन्तःसाराणि-अन्तर्गतः सारः येषु तानि** (બ૦ વ્રી૦), જેની અંદર સત્ત્વ રહ્યું છે તેવાં. **अम्भसा-अम्भस्** નપું., તૃતીયા એ. વ., પાણી વડે. **अभ्युक्ष्य-अभि+उक्ष्** ગ. ૧, પરસ્મૈ.નું સંબંધક ભૂ, કૃ., છાંટીને. **प्रशमिताग्नीनि-प्रशमितः अग्निः येषु तानि** (બ૦ વ્રી૦), જેની અંદરનો અગ્નિ શાંત કરવામાં આવ્યો છે તેવાં. **कृष्णाङ्गारीकृत्य - कृष्णश्चासावङ्गारश्चेति कृष्णाङ्गारः** (કર્મ૦); **न कृष्णाङ्गारः अकृष्णाङ्गारः। अकृष्णाङ्गारं कृष्णाङ्गारं कृत्वा। कृष्णाङ्गारीकृत्य**-(**च्वि** રૂપ) કાળા કોલસામાં ફેરવી દઈને. **तदर्थिभ्यः**-તેની જરૂરવાળાઓને. **प्राहिणोत्** -**प्र+हि** ગ. ૫, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., મોકલ્યો. **एभिर्लब्धाः काकिणीः दत्त्वा**-એને વેચવાથી મળેલી કાકિણીઓ આપીને. **दधि**-દહીં. **आमलकम्**-આંબળું. **चिञ्चाफलम्**-આંબલી. **यथालाभम्-लाभमनतिक्रम्य** (અવ્યયી.), લાભ થાય એવી રીતે, જે રીતે ઠીક મળે તેવી રીતે. **आनय**-લાવ. **द्वित्रान्-द्वौ वा त्रयः वा-द्वित्राः** (બ૦ વ્રી૦), **तान्**, બે કે ત્રણ કેટલાંક. **उपदंशान्**-શાકચટણીઓ; **उपपाद्य-उप+पद्** ગ. ૪, આત્મને.નું પ્રેરક **उपपादयति**નું સંબંધક ભૂ. કૃ., પેદા કરાવીને. **आर्द्र... शरावगतम्-आर्द्राः वालुकाः** (કર્મ૦), **आर्द्रवालुकासु उपहितम्** (સ૦ ત૦), **नवं शरावं** (કર્મ૦), **आर्द्रवालुकोपहितं**

**नवशरावम्** (કર્મ૦), **आर्द्र...शरावं गतम्** (દ્વિ૦ ત૦), ભીની રેતી ઉપર મૂકેલા નવા માટીના વાસણમાં રહેલું. **तालवृन्तानिलेन–तालवृन्तस्य अनिलेन** (૫૦ ત૦), વીંજણાના પવનથી. **शीतलीकृत्य–अशीतलं शीतलं कृत्वा (च्वि** ૩૫), શીતળ કરીને. **सलवणसंभारम्–लवणस्य संभारः** (૫૦ ત૦), **लवणसंभारेण सह** (બ૦ વ્રી૦), મીઠાને નાખીને. **दत्ताङ्गारधूपवासम्–अङ्गारेषु धूपः** (સ૦ ત૦), **अङ्गारधूपस्य वासः** (૫૦ ત૦), **दत्तः अङ्गारधूपस्य वासः यस्मै तम्** (બ૦ વ્રી૦), જેને અંગારા ઉપર મૂકેલા ધૂપનો વાસ આપવામાં આવ્યો છે તે. **संपाद्य–सं+पद्** ગ. ૪ના પ્રેરકનું સંબંધક ભૂ. કૃ., કરીને. **श्लक्ष्णपिष्टम्**–ઝીણા લોટ જેવાં. **उत्पलगन्धि–उत्पलस्य गन्धः यस्मिन् तद्** (બ૦ વ્રી૦), કમળની વાસ જેમાં છે તે. **धात्रीमुखेन**–ધાવને મોંએ; ધાવ મારફતે. **स्नानाय अचोदयत्**–સ્નાન કરવા માટે પ્રેર્યો; એટલે કે, સ્નાન કરવા માટે કહ્યું. **स्नानशुद्धया–स्नानेन शुद्धया** (તૃ૦ ત૦), સ્નાનથી શુદ્ધ બનેલી એવી તે (ધાત્રીએ). **दत्ततैलामलकः– तैलं च आमलकं च** (દ્વ૦), **दत्ते तैलामलके यस्मै सः** (બ૦ વ્રી૦), જેને તેલ અને આંબળાં આપવામાં આવ્યાં હતાં એવો તે. **क्रमेण**–ક્રમે ક્રમે. **सस्नौ–स्ना** ગણ ૨, પરસ્મૈ., પરોક્ષભૂ, ૩ પુ., એ. વ., સ્નાન કર્યું. **स्नातः**–સ્નાન કરેલા, નાહેલા. **सिक्तमृष्ट–आदौ सिक्तः पश्चाद् मृष्टः** (કર્મ૦), પાણી છાંટી વાળી નાખેલા. **कुट्टिमे**–ફરસબંધી ઉપર. **फलकम्**–પાટલો. **आरुह्य**–ચઢીને. **पाण्डुहरितस्य–पाण्डुश्च हरितश्च** (કર્મ૦), પીળું અને લીલું.

## पृ. १४ : पं. १–१६

**त्रिभागशेषलूनस्य–त्रिषु भागेषु शेषात् लूनः**–(પં૦ત૦), એક પાંદડાના ત્રણ ભાગ પાડી, વચલો ભાગ રહેવા દઈ, બીજા બે

છેડાના ભાગ કાપી નાખી, કેળના પાનની બનાવેલી પતરાળી. **उपरि**–ઉપર. **दत्तशरावद्वयम्**–**शरावयोः द्वयम्** (ष० त०), **दत्तं शरावद्वयम्** (કર્મ०) મૂકેલાં બે માટીનાં બટેરાં. **आर्द्रम्**–ભીનાં. **अभिमृशन्**–**अभि+मृश्** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., સ્પર્શતો. **अतिष्ठत्**–ત્યાં રહ્યો, ત્યાં બેઠો. **पेयाम्**–થોડાક દાણા રહેવા દઈ ઓસામણ તૈયાર કર્યું હોય તે. વાગ્ભટ આ પ્રમાણે ભેદ જણાવે છે—'**मण्डोऽसिक्थः ससिक्था पेया, परिसिक्था यवागूश्च, घनसिक्था विलेपी, परिसृतस्त्वोदनो भक्तः ।**' **अग्रे**–પહેલી. **समुपाहरत्**–**सम्+उप+हृ** ગ. ૧, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., લાવ્યો. **पीत्वा**–પીને. **अपनीताध्वक्लमः**–**अध्वनः क्लमः** (ष० त०), **अपनीतः अध्वक्लमः यस्य सः** (બ० વ્રી०), જેનો મુસાફરીનો થાક દૂર થયો છે તેવા. **प्रहृष्टः**–આનંદિત બનેલો; **प्र+हृष्** ગ. ૪, પરસ્મૈ.નું કર્મ. ભૂ કૃ., **प्रक्लिन्नसकलगात्रः**–**प्रक्लिन्नानि सकलानि गात्राणि यस्य सः** (બ० વ્રી०), જેનાં બધાં અંગને પરસેવો થયો છે તે. **अभूत्**–**भू** ગ. ૧, અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., થયો. **शाल्योदनस्य**–ડાંગરના ભાતની; **शालीनाम् ओदनस्य** (ष० त०), **दर्वीद्वयम्**–**दर्व्योः द्वयम्**–બે કડછી. **सर्पिर्मात्राम्**–**सर्पिषः मात्राम्** (ष० त०), ઘીનો અંશ. **सूपम्**–રાબડી. **उपदंशम्**–શાકચટણી. **उपजहार**–**उप+हृ** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., એ. વ., લાવી. **दध्ना**–**दधि** નપું., તૃતીયા એ. વ., દહીં સાથે. **त्रिजातकाव-चूर्णितेन**–**त्रयाणाम् जातकम्** (ष० त०), ત્રણ વસ્તુઓનો સમૂહ: એલચીનું તેલ, સૂંઠ, અને મરી. **त्रिजातकस्य अवचूर्णितेन**–એ ત્રણ વસ્તુના ચૂર્ણ સાથે–મસાલા સાથે. **सुरभिशीतलाभ्याम्**–**सुरभि च शीतलं च** (કર્મ०), સુગંધવાળી અને ઠંડી. **कालशेय-काञ्जिकाभ्याम्**–**कालशेयं च काञ्जिका च** (દ્વંદ્વ), **ताभ्याम्**, છાશ અને કાંજી સાથે. **शेषम्**–બાકીનું. **अभोजयत्**–**भुज्** ગ.

૩, આત્મને., 'ખાવું'નું પ્રેરક, હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., ખવરાવ્યું. **सशेषे एव अन्धसि**-ખોરાક વધ્યો છતાંય; **अन्धस्** નપું., ખોરાક; અન્ન. **अतृप्यत्**-તૃપ્તિ પામ્યો. **अयाचत**-માગ્યું. **नवभृङ्गारसंभृतम्-नवः भृङ्गारः** (કર્મ૦), **तस्मिन् संभृतम्** (સ૦ ત૦), નવા ઘડામાં ભરેલું. **अगुरुधूपधूपितम्-अगुरोः धूपेन धूपितम्** (તૃ૦ ત૦), અગુરુનો ધૂપથી સુવાસિત કરેલું. **अभिनवपाटलाकुसुमवासितम्-पाटलायाः कुसुमानि** (ષ૦ત૦), **अभिनवानि पाटलाकुसुमानि** (કર્મ૦), **तैः वासितम्** (તૃ૦ત૦), નવાં પાટલા નામના છોડનાં ફૂલોથી સુવાસિત કરેલું. **उत्फुल्लोत्पलग्रथितसौरभम्-उत्फुल्लेन उत्पलेन ग्रथितः सौरभः यस्मिन् तद्**-જેની અંદર ખીલેલા કમળની વાસ યોજવામાં આવી હતી. **नालीधारात्मना**-નાળ જેવી મોટી ધાર વડે. **पातयांबभूव-पत्** ગ. ૧, પરસ્મૈ., પ્રેરકનું પરોક્ષભૂત, **आम्**-અન્ત, પાડી. **मुखोपहितशरावेण-मुखे उपहितं शरावं येन सः** (બ૦ વ્રી૦), મોંએ માટીનું વાસણ જેણે મૂક્યું છે તેણે. **हिम . . . पक्ष्मा-हिमवत् शिशिराः** (કર્મ૦), **हिमशिशिराः कणाः** (કર્મ૦), **हिम . . . कणैः करालितं** (તૃ૦ ત૦), **हिम . . . करालितं चारुणायमानं च** (કર્મ૦), **अक्ष्णोः पक्ष्माणि** (ષ૦ ત૦), **हिम . . . अरुणायमानानि अक्षिपक्ष्माणि यस्य सः** (બ૦ વ્રી૦), હિમ જેવાં શીતળ જલકણો જેને વળગી રહ્યાં છે, અને તેથી જરાક રતાશ ઉપર જેની આંખની ભમ્મરો દેખાય છે તે. **धाराखाभिनन्दितश्रवणः-धाराणां रवैः अभिनन्दितौ श्रवणौ यस्य सः** (બ૦ વ્રી૦), ધારના અવાજ વડે જેના કાનને આનંદ મળ્યો છે તે. **स्पर्श . . . कपोलः-स्पर्शस्य सुखेन उद्भिन्नैः रोमाञ्चैः कर्कशौ कपोलौ यस्य सः** (બ૦ વ્રી૦), પાણીના સ્પર્શના સુખે કરીને ફૂટી નીકળેલા રોમાંચોથી જેના ગાલ ખરબચડા બન્યા છે તે. **परिमल . . . रन्ध्रः-परिमलस्य**

**प्रवालस्य उत्पीडेन फुल्लः घ्राणस्य रन्ध्रः यस्य सः** (બ૦ વ્રી૦), સુગંધના ફણગાના જથ્થાથી જેનાં નસકોરાં ફૂલ્યાં છે તે. **माधुर्य-प्रकर्षा . . . नेन्द्रियः—माधुर्यस्य प्रकर्षेण आवर्जितं रसनेन्द्रियं यस्य सः** (બ૦ વ્રી૦), મધુરતાની વિપુલતાથી જેની સ્વાદેન્દ્રિય (=જીભ) તૃપ્ત બની છે તેવો. **आवर्जित**–સંતોષ પામેલી. **रसना एव इन्द्रियम्** (કર્મ૦), જિહ્વેન્દ્રિય; જીભ. **तद् अच्छं पानीयम्**–તે ચોખ્ખું પાણી. **आकण्ठम्–कण्ठात् आ,** કંઠ પર્યન્ત; ગળા સુધી. **पपौ–पा** ગ. ૨, પરસ્મૈ., પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., પીધું. **शिरःकम्पसंज्ञावारिता–शिरसः कम्पस्य संज्ञया वारिता** (તૃ૦ ત૦), માથું હલાવવાની નિશાનીથી અટકાવાયેલી. **पुनः अपरकरकेण**–વળી બીજા લોટાથી. **आचमनम्**–આચમન. **अदत्त–दा** ગણ ૩, આત્મને., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., આપવા લાગી. **वृद्धया**–વૃદ્ધ સ્ત્રીથી; વૃદ્ધ દાસીએ. **तद् उच्छिष्टम्**–તે વધેલું. **उद्+शिष्ट–शिष्** ગ. ૭, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., વધેલું. **अपोह्य–अप+ऊह्** ગ. ૧, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ. દૂર કરીને. **हरितगोमयोपलिप्ते–हरितेन गोमयेन उपलिप्ते** (તૃ૦ત૦), લીલા છાણથી લીંપેલા. **उत्तरीयकर्पटम्**–ઉપરના વસ્ત્રનું કપડું; **उत्तरीयस्य कर्पटम्** (ષ૦ત૦). **व्यवधाय–वि+अव+धा** ગ. ૩, ઉભયનું સંબંધક ભૂ. કૃ., પાથરીને. **अशेत–शी** ગ. ૨, આત્મને., હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ., સૂતો. **परितुष्टः**–સંતોષ પામેલો. **विधिवत्**–વિધિપૂર્વક. **उपयम्य**–પરણીને; **उप+यम्** ગ. ૧, ઉભય.નું સંબંધક ભૂ. કૃ., પરણીને. **निन्ये–नी** ગ. ૧, પરસ્મૈ., કોઈક વાર આત્મને., પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., લઈ ગયો. **तद्गुणवशीकृतः–तस्याः गुणैः वशीकृतः** (તૃ૦ ત૦), તે સ્ત્રીના ગુણથી વશ બનેલો; **वशीकृतः (च्वि ૩૫)** વશ કરાયેલો. **तदायत्तम्–तस्याः आयत्तम्** (ષ૦ ત૦), તેને અધીન. **तदेकाधीनजीवितशरीरः–तस्यामेकस्यामधि,**

**तदेकाधीनम्** (સ૦ત૦), **तदेकाधीने जीवितशरीरे यस्य सः** (બ૦વ્રી૦), **तम्**, તેને એકલીને અધીન જીવન અને શરીર જેનાં છે તે. **त्रिवर्गम्**–ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થો. **निर्विवेश**–**निर्+विश्** ગ. ૬, પરસ્મૈ.નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., ભોગવવા લાગ્યો.

## ૩

# ગોમિનીનો વૃતાન્ત

દ્રવિડ દેશમાં કાંચી નામે નગરી છે; તેમાં અનેક કરોડના ધનવાળો શક્તિકુમાર નામે એક વેપારીનો પુત્ર હતો. લગભગ અઢાર વર્ષનો થયો ત્યારે તેને ચિંતા થવા લાગી: "પત્ની વિનાના કે બંધબેસતા ગુણ વિનાની પત્નીવાળાને ખરેખર સુખ હોતું નથી. તો મને ગુણવાન પત્ની કેવી રીતે મળે?" એટલે, પારકાના વિશ્વાસ ઉપર આણેલી પત્નીમાં પોતાની ધારેલી ગુણસંપત્તિ ન મળે—એમ વિચાર કરી જ્યોતિષી બની, પોતાના વસ્ત્રને છેડે એક પ્રસ્થ જેટલી ડાંગર બાંધી તે ભૂમિ ઉપર ભટકવા લાગ્યો. 'આ (માણસ) સામુદ્રિક લક્ષણોનો જાણકાર છે'—એમ માની કન્યાવાળાઓ એને કન્યા બતાવવા લાગ્યા. લક્ષણવાળી પોતાની જાતની કોઈ એક કન્યા જોઈને તે બોલ્યો: "હે બાળા, શું તું અમને આ એક પ્રસ્થ ડાંગર વડે સુંદર ભોજન જમાડી શકીશ?" પરંતુ પરિહાસ અને તિરસ્કાર પામી તે ઘેર ઘેર પ્રવેશી ભટકવા લાગ્યો. એક વાર શિબિ દેશમાં, પટ્ટણ (નામે શહેરમાં) માતાપિતાની સાથે જ જેની મોટી સંપત્તિ નાશ પામી હતી, જેની ઘરની લક્ષ્મી છિન્નભિન્ન બની ગઈ હતી, તેવી આછાં આભૂષણોવાળી, તેની ધાવથી બતાવાયેલી કોઈ એક કુમારી તેણે જોઈ.

એના ઉપર નેત્ર લાગતાં તે તર્ક કરવા લાગ્યો: "ખરેખર, આ કન્યાનાં બધાં જ અંગો ન બહુ જાડાં કે ન બહુ પાતળાં, ન બહુ ટૂંકાં કે ન બહુ લાંબાં—એવાં બેડોળ નહિ પણ સ્વચ્છ રૂપનાં છે. આવી આ આકૃતિ સદાચાર સાથે વિસંવાદી બનતી નથી. મારું હૃદય આના ઉપર જ લાગે છે. માટે એની પરીક્ષા કરી એને પરણું. કારણકે, વિચાર વગર કાર્ય કરનારાઓ ઉપર ખરે જ અનેક પશ્ચાત્તાપોની પરંપરા આવી પડે છે. પ્રેમાળ દૃષ્ટિથી તે બોલ્યો: "હે બાળા, તારામાં આ એક પ્રસ્થ ડાંગર વડે સુંદર ભોજન અમને ખવરાવવાની કુશળતા છે?" પછી તે (છોકરીએ) વૃદ્ધ દાસી તરફ અર્થસૂચક રીતે જોયું. તેના હાથમાંથી માત્ર એક પ્રસ્થ ધાન્ય લઈને, પગ ધોવાનું પાણી આપી, સારી રીતે પાણી છાંટી વાળેલા ઉમરા આગળની ઊંચી જગા ઉપર તેને બેસાડ્યો. તે કન્યાએ તે સુગંધી ડાંગરને ભરડી, તાપમાં જરાક સૂકવી, સ્થિર અને સરખી ભૂમિ ઉપર વારંવાર ફેરવી, સાંબેલા વડે આછીઆછી છડી, ફૂસકી આખી રાખી, ચોખા જુદા પાડ્યા. પછીથી તેણે કહ્યું: "મા, ઘરેણાં સાફ કરવા યોગ્ય આ ફૂસકીની માગણી સોનીઓને હોય છે. તેમને આ આપી, તેનાથી મળેલી કાકણીઓ વડે વધારે મજબૂત, ન બહુ ભીનાં કે ન બહુ સૂકાં એવાં લાકડાં, માપસર રાંધી શકાય એવું વાસણ, અને બે તાંસળાં લાવો." આ પ્રમાણે થયું એટલે તેણે તે ચોખાને બહુ નીચા, ઊંચા કે બહુ પહોળા નહિ એવા ખાડાવાળા, કકુભવૃક્ષના લાકડાના ખાંડણામાં,—લોઢાની પટ્ટી જેના આગલા ભાગ ઉપર જડી વીંટાળી હતી તેવા, સરખા ઘાટના, વચ્ચેના ભાગની જેની પાતળાશ દેખાઈ આવે છે તેવા, લાંબા, મોટા ખેરના લાકડાના સાંબેલાથી—ચતુર અને મધુર રીતે (સાંબેલાને) ઊંચે લાવી નીચે લઈ જવાને લીધે હાથને શ્રમ પડે તેમ, વારંવાર આંગળીઓ વડે ઉછાળી, ખાંડી, કણકી અને ફૂસકી સૂપડા વડે કાઢી નાખી, તે ચોખાને

વારંવાર પાણી વડે ધોઈ, ઊકળતા પાંચગણા પાણીમાં, ચૂલાની પૂજા કરી, નાખ્યા. જેના દાણા છૂટા પડી ગયા છે એવા એ ચોખા ફૂલતાં તથા કળીઓ જેવા બનતાં, દેવતા ઓછો કરી, (ચોખાના રાંધણિયા) ઉપર ઢાંકણી મૂકી ચોખાનું પાણી વાસણમાં ગાળ્યું. પછી કડછી વડે હલાવી, જરાક ફેરવી, જ્યારે ચોખા બરોબર રંધાયા ત્યારે તેના ઉપર થાળી ઊંધી ઢાંકી. અંદરથી કઠણ એવાં લાકડાંને પાણી વડે ભીંજવી નાખી, દેવતા ઠંડો પડતાં તેના કાળા કોલસા બનાવી, એની જરૂરવાળાને મોકલી આપ્યા. "આ (કોલસા)માંથી મળેલી કાકિણી આપી શાક, ઘી, દહીં, તેલ, આમળું, આંબલી જેટલાં મળે તેટલાં લાવજે." આ પ્રમાણે લવાતાં, બેત્રણ શાકચટણીઓ બનાવી, તે ચોખાના પાણીને ભીની રેતીમાં નવા તાંસળામાં રાખી, બહુ આછા વીંજણાના પવનથી ઠંડું પાડી, મીઠાનો ભાગ નાખી, અંગારા ઉપર ધૂપ નાખી તેનો વાસ દીધો અને તે આમળાને ઝીણું વાટી, કમળની સુગંધીવાળું કરી, ધાવ મારફતે તેને સ્નાન કરવા સૂચના આપી. સ્નાન કરી, પાણી છાંટી વાળેલી ફરસબંધી ઉપર (મૂકેલા) પાટલા ઉપર ચઢી, જરા પીળા તથા લીલા, ત્રીજો ભાગ બાકી રાખી (બે છેડેથી) કાપેલા, આંગણામાં (ઊગેલી) કેળના પાંદડા ઉપર મૂકેલાં બે ભીનાં તાંસળાંને સ્પર્શ કરતો તે બેઠો. તેણે પણ રાબડી પહેલાં આણી. તે પીધા પછી જેનાં બધાં અંગો પરસેવા થયા પછી છૂટાં થયાં છે તેવો, રસ્તાની (મુસાફરીનો) જેનો થાક જતો રહ્યો છે તેવો આનંદિત બની બેઠો. પછી ડાંગરના ભાતની બે કડછી જરા ઘી દઈને તેણે આપી, પછી તે ઓસામણ અને ચટણી લાવી. અને મરી, એલચી તથા સૂંઠ—એ ત્રણની ભૂકી અને દહીં સાથે તથા સુગંધી અને શીતળ છાશ તથા કાંજી સાથે બાકીનો ભાત તે (છોકરીએ) ખવરાવ્યો. રાંધેલું અન્ન વધ્યું છતાં એ તૃપ્તિ પામ્યો. (=એણે પેટ ભરી ખાધું તોય ખાવાનું વધ્યું). તેણે પાણી માગ્યું. પછી નવા

ઘડામાં આણેલું, અગરના ધૂપથી સુગંધિત કરેલું, તાજા પાટલા નામનાં ફૂલથી સુવાસિત કરેલું, ખીલેલાં કમળની વાસથી અંકિત કરેલું પાણી નળી જેવી મોટી ધાર વડે પોતે જ રેડયું. તેણે પણ વાસણ મોંએ મૂકી ઠેઠ ગળા સુધી પાણી પીધું: બરફ જેવા ઠંડા પાણીના કણથી તેની આંખની ભમરો રાતી બની અને ઊભી થઈ ગઈ; ધારના (પડવાના) અવાજથી તેના કાનને આનંદ થયો; (પાણીના) સ્પર્શના સુખથી રોમાંચ ફૂટી નીકળતાં તેના ગાલ કકરા બની ગયા; સુગંધીનો ફણગો બહાર ફૂટવાથી તેનાં નસકોરાં ફૂલ્યાં; મધુરતા અત્યંત હોવાથી તેની જીભને આનંદ મળવા લાગ્યો. માથું હલાવી સંજ્ઞા કરી અટકાવાયેલી તે બાળાએ ફરીથી બીજા લોટાથી આચમન આપ્યું. ડોશીએ તેના છાંડેલા (અન્નને) દૂર કરી તાજા ગાયના છાણ વડે જમીનને લીંપી નાખી; અને તે (શક્તિકુમાર) પોતાના ઉપરણાનું વસ્ત્ર પાથરી ઘડીક વાર સૂતો. પછીથી સંતોષ પામી તે કન્યાને વિધિપૂર્વક પરણી લઈ ગયો. તેના ગુણથી વશ બનેલા ધણીએ આખુંય કુટુંબ તેને જ અધીન કર્યું, અને પોતાનું જીવન અને શરીર તે એકલીને આશ્રયે સોંપી ત્રણ વર્ગ (ધર્મ, અર્થ અને કામ)ને તે ભોગવવા લાગ્યો.

—**દશકુમારચરિત : છઠ્ઠો ઉચ્છ્વાસ**

## 3 The Story of Gomini

In the Dravida country, there is a city called Kanchi. In that (city) there was a young merchant by name Shaktikumara who had the fortune of many crores. When he was about eighteen years old, he felt anxious—"There is indeed no happiness for those who have no

wives or those who have wives of not corresponding virtues. How should I then obtain an accomplished wife?" Not feeling sure of finding the expected degree of excellence in a bride brought through confidence in others, he having taken the guise of a fortune-teller wandered over the earth with a *prastha* of paddy tied to the end of cloth. Those who had daughters brought them (lit., their daughters) to him thinking that he knew the auspicious marks on the body. Having seen some bride of his own class bearing auspicious marks, he said—"Good girl, can you feed us with excellent food with this *prastha* of paddy?" Being laughed at and repulsed he wandered going from house to house. Once, having arrived at (a town named) Pattana in the country of Shibis, he saw some girl sparsely adorned shown (to him) by a nurse,—all the valuables of her house being lost and her great wealth destroyed along with her parents (i. e., her parents were also dead). With his eyes fixed on her, he surmised—"Really all the limbs of this girl are neither too fat nor too thin, neither too small nor too large; nor are they any way disproportionate—but are clean-complexioned. Such a form is not inconsistent with good character.

My heart feels attached to her alone. So, after putting her to test, I shall marry her. For, series of occasions for repentence certainly falls on those who do their works without a forethought." With a glance of affection, he asked—"Good girl, do you possess the skill to feed us with good food with this *prastha* of paddy?" Then she looked at the old nurse meaningfully. Having taken from his hand exactly the *prastha* of paddy, she asked him to sit on some raised seat, near the threshold, well sprinkled and cleaned, after having offered him water to wash feet. That girl, having threshed the sweet-smelling paddy, dried it a little in the sun, turned it over and over again on the hard level ground and after striking it again with a pestle separated the grain from the husks, which she kept unbroken. She then said to her nurse—"Mother, goldsmiths require this husk, useful to clean ornaments. With the help of Kakinis (obtained as the price), bring fuels, quite good but neither too dry nor too moist, the cooking vessel of a fixed measure, and two platters." When that was done by her, she brayed the grain in a mortar of Kakubha wood with a hole not very deep, raised up or wide, turning it over often

with her fingers and striking it with a long and heavy pestle of Khadira wood, with its front end encircled with an iron ring, even-shaped, its middle part being obviously slim, in a manner in which her arms were fatigued by the artistically graceful mode of bringing it down and raising up. She removed dust and the awn by removing them with a winnowing basket, and having often washed it with water and put it in the boiling water five times the quantity (of rice) after offering worship to the hearth. When the grains of rice became loose and when they were properly swollen (lit., in the budding condition), she lessened the heat of the fire and separated the rice-water by a vessel on which the covering of the upper part (i. e., the lid of the vessel) was placed. She then stirred the rice with a ladle, turned it a little and when all the grains were equally boiled, she put the covering plate on it with its (i. e., the plate's) face downwards. Having extinguished the fire-brands which had still stuff in them (i. e., which were not entirely consumed) by means of water, she turned them (fuels), whose fire was put out, into black charcoals and sent them to those who were in want of them, saying, "Bring, by means of Kakinis obtained

by (selling) this (charcoal), vegetables, ghee, curds, oil, myrobalans and tamarinds, as far as obtainable." While the old woman did so, she made two or three condiments, cooled the rice-water in a new earthen vessel which she put on moist sand, by fanning it with a very gentle breeze of a fan. She then added salt to it and fumigated it with perfumes smoked out from the charcoals. She then reduced the myrobalans to fine powder, scented them with lotus-fragrance—and directed her nurse to take him (i. e., Shaktikumara) for a bath. When he had performed his ablutions, he sat on a plank placed on the paved floor well-swept after being sprinkled (with cow-dung water). She then placed before him a third part cut from the vertex of the yellowish green leaf of a plaintain tree, that was grown in the courtyard and placed on it two moist platters which he touched (lit., felt) (with his hand). She brought him first the rice gruel. Having drunk it he, being gladdened and with the fatigue of his journey removed, sat after being well perspired in all his limbs. Then she gave him two ladlefuls of fine rice to which she added a little quantity of ghee and sauce; the rest of the rice she served him with curds spiced with pepper, cinnamon and ginger

(=त्रिजातक) along with buttermilk and gruel. His hunger was quite satisfied even while the part of food still remained. (Then) he asked for water to drink. She then poured out to him in a stream, water fumigated with the incense of black aloe-wood and scented with fresh Patala flowers, and mixed with perfume of fully blossomed lotus flowers, and brought in a new jug. He then raised the drinking vessel to his mouth and drank the clean water to his fill (lit., up to his neck), while his eyebrows looked reddish as they were fringed by water-drops cool as ice, his ears were charmed by the sound of the stream of water, his cheeks were rough with horripilations caused by the happiness of touch, his nostrils were filled with thick and diffusing fragrance, and his tongue was gratified with the excess of sweetness. The girl, being asked to stop by the nod of head, gave, with another jug, the water for sipping. The old woman then having removed the left-out crumbs of his food, he spread his own upper garment on the floor, smeared with green (i. e., fresh) cow-dung. And being satisfied, he took the bride after marrying her with proper rites. The husband, being subdued by her virtues, made the family to depend on her

and enjoyed the three objects (i. e., Dharma, Artha and Kama) of human life, with his life and body made entirely dependent on her alone.

**— Das'akumaracharita : Sixth Uchchhvasa**



**Questions :**

I. Write grammatical notes on :

**अष्टादशवर्षदेशीयः; याद्दच्छिकीम्; सवर्णाम्; छिन्नान्; हसितावधूतः; मितंपचाम्, कृष्णाङ्गारीकृत्य; शीतलीकृत्य.**

II. Dissolve the following compounds :

**अनेककोटिसारः; अननुगुणदाराणाम्; वस्त्रान्तपिनद्ध-शालिप्रस्थः; साकूतम्; सुसिक्तसंमृष्टे; उत्पलगन्धि; लोहपत्र-वेष्टितमुखेन; अवसितमहर्द्धिम्; धारारवाभिनन्दितश्रवणः; आकण्ठम्.**

III. (a) Illustrate the uses of :

**नु; नाम** (indeed); **कच्चित्; हि.**

(b) Write explanatory notes on :

**त्रिभागशेषलूनस्य; त्रिवर्गम्; काकिणी; कालशेय; लक्षणज्ञ; त्रिजातकावचूर्णितेन.**

IV. Recognise the following forms :

**अनभिसमीक्ष्य; बभ्राम; प्रदर्शयांबभूवुः; अभ्यवहार-यितुम्; उद्वहेयम्; उपावेशयत्; घट्टयन्ती; अवातिष्ठिपत्; उपपाद्य; सक्तौ; अवहृत्य; लून; अभूत्; उपजहार; मातः, दृष्ना; अवृत्त; अधोत; पपौ; पातयांबभूव; निन्ये.**

V. Translate the following into Sanskrit:

(1) He spread his cloth on the floor and lay down. (2) He enjoyed happiness, having submitted his life and body to her alone. (3) She prepared two or three condiments. (4) For certainly a series of repentence befalls those who do things without forethought. (5) My heart is attached to her. (6) He drank water to his fill.



## ૪

## आर्यकापहरणम् ॥

## [આર્યકનું નાસી છૂટવું].

**પ્રાસ્તાવિક**: આ પાઠ શૂદ્રકના 'મૃચ્છકટિક'માંથી લેવામાં આવ્યો છે. શૂદ્રકનું 'મૃચ્છકટિક' એ સંસ્કૃત ભાષાના નાટ્યસાહિત્યમાં અગત્યનું સ્થાન ધરાવે છે. તત્કાલીન સામાજિક ચિત્ર બીજાં કોઈ નાટક કરતાં 'મૃચ્છકટિક'માં વધારે તાદૃશ્યથી રજૂ થયેલું છે.

'મૃચ્છકટિક' દશ અંકનું નાટક છે; તેની રૂપરેખા નીચે પ્રમાણે છે. **પહેલા અંક**માં શકારથી અનુસરાયેલી વસંતસેના, જે એક સદ્‌ગુણી ગણિકાપુત્રી છે, તે આશ્રય માટે ચારુદત્તના ઘરમાં પ્રવેશ કરે છે. ત્યાં તેને ચારુદત્ત ઉપર પ્રેમ થાય છે, અને ચારુદત્તને ત્યાં ફરીથી આવી શકાય તે માટે તેને ત્યાં પોતાનાં ઘરેણાં અનામત મૂકે છે. ચારુદત્ત તે ઘરેણાં સાચવવા પોતાના મિત્ર મૈત્રેયને સોંપે છે, અને છેવટે ચારુદત્ત

વસંતસેનાને તેને ઘેર મૂકી આવે છે. **બીજા અંકમાં** જુગારીઓ રજૂ કરવામાં આવ્યા છે. હારેલો જુગારી સંવાહક વસંતસેનાના ઘરમાં આશ્રય લે છે. વસંતસેના, તેની પાછળ પડેલા જુગારીઓને પૈસા આપી દઈ સંવાહકને બચાવી લે છે. સંવાહકને વૈરાગ્ય થાય છે, એટલે ચારુદત્તે તેને આપેલો જભ્ભો વસંતસેનાને આપી તે બૌદ્ધ સાધુ બની જાય છે. ચારુદત્તની ઉદારતા આ પ્રમાણે ફરીથી વ્યક્ત થાય છે. વસંતસેના પ્રેમથી તે જભ્ભો પહેરી લે છે. **ત્રીજા અંકમાં** શર્વીલક રજૂ થાય છે. ઉજ્જયિનીનો તે ગરીબ બ્રાહ્મણ છે, અને વસંતસેનાની દાસી મદનિકાના પ્રેમમાં પડ્યો છે. મદનિકા સાથે પરણવા માટે જોઈતા દ્રવ્ય માટે તે ચોરી કરવાનું કામ કરે છે; અને મૈત્રેયના ઘરમાં ખાતર પાડી વસંતસેનાનાં અનામત મૂકેલાં ઘરેણાં ઉપાડી લાવે છે. ચોરી માલમ પડે છે, એટલે ચારુદત્તને બહુ દુઃખ થાય છે. ચારુદત્તની પત્ની ધૂતા એમ સમજે છે કે તેના પતિએ જુગારમાં પૈસા ગુમાવ્યા છે, તેથી તે દિલગીર થાય છે. આથી પતિને બચાવી લેવા ઉદાર ધૂતા પોતાની માળા ચારુદત્તને આપે છે. ચારુદત્ત વિદૂષકને તે માળા—વસંતસેનાને તેનાં અનામત મૂકેલાં ઘરેણાંના બદલામાં સ્વીકારવા મોકલે છે. **ચોથા અંકમાં** શર્વીલક પેલાં વસંતસેનાનાં ચોરેલાં ઘરેણાં લઈ મદનિકાને આપવા જાય છે. મદનિકા પોતાની શેઠાણીનાં ઘરેણાં ઓળખે છે, અને શર્વીલકને કોઈ પણ રીતે તે ઘરેણાં વસંતસેનાને પહોંચતાં કરવા ફરમાવે છે. 'પોતાને ત્યાં વસંતસેનાનાં ઘરેણાં સહીસલામત નહિ રહે એથી મારી મારફતે ચારુદત્તે તે મોકલ્યાં છે'—એમ કહી શર્વીલક ઘરેણાં વસંતસેનાને સોંપે છે. પરંતુ વસંતસેનાએ તો શર્વીલક અને મદનિકાની છૂપી વાતચીત સાંભળી છે. એટલે ખરી બાબતની તો તેને ખબર જ છે. છતાંય ઉદારતાથી મદનિકાને શર્વીલક સાથે વસંતસેના જ પરણાવે છે. શર્વીલકને પણ ઉતાવળ છે; કારણ કે જોશીઓએ કહ્યું હતું કે તે રાજા થશે એ

ભવિષ્યવાણી ઉપર આધાર રાખી, ઉજ્જયિનીના રાજા પાલકે, તેના મિત્ર આર્યકને કેદ પકડ્યો છે. એટલામાં વિદૂષક મૈત્રેય પેલી માળા લઈ વસંતસેનાને આપવા માટે આવે છે. ચારુદત્તની ઉદારતાનું આ ત્રીજું દૃષ્ટાન્ત જોઈ તેની વસંતસેના ઉપર વધારે અસર થાય છે; અને રાત્રે ચારુદત્તને મળવાનું તે વચન આપે છે. **પાંચમા અંકમાં** ચોમાસાની ભયંકર રાત્રે, ગાજવીજના તોફાનમાં પણ વસંતસેના ચારુદત્તને મળવા જાય છે, અને તેઓનું કોઈ પણ અંતરાય વિનાનું પ્રેમમિલન નાટકનું શિરોબિંદુ બને છે. **છઠ્ઠા અંકમાં** સવારે પોતાના ગાડીવાળા વર્ધમાનકને વસંતસેનાને પુષ્પકરંડક બાગમાં લાવવાની સૂચના આપી ચારુદત્ત જાય છે. વસંતસેના બહાર આવે છે, ત્યારે ચારુદત્તના પુત્ર રોહદાસને 'માટીની ગાડી' [मृत्+शकटिक] રમતો જુએ છે. તે જોઈ વસંતસેનાને દુઃખ થાય છે, અને તે સોનાની ગાડી રમી શકે તે માટે પોતાનાં બધાં ઘરેણાં તેને આપી દે છે. વર્ધમાનક બહાર આવી જણાવે છે કે ગાડી તૈયાર છે. વસંતસેના તૈયાર થવા જાય છે. એટલામાં સ્થાવરક પોતાના માલિક શકારની ગાડી ત્યાંથી હાંકીને જાય છે. અહીં ગોટાળો થાય છે. નાસી છૂટેલો આર્યક ભૂલથી ચારુદત્તની ગાડીમાં ચઢી જાય છે; ત્યારે શકારની ગાડીમાં વસંતસેના ચઢી જાય છે. હાંકનારાઓને આ ગોટાળાની ખબર પડતી નથી. વચ્ચે ચારુદત્તની ગાડી પહેરેગીરો અટકાવે છે; પણ ચંદનક નામનો પહેરેગીર આર્યકને બચાવવાની તરફેણમાં હોય છે, એટલે તે બીજા પહેરેગીર સાથે કજિયો કરે છે, અને આર્યકને લઈ ચારુદત્તની ગાડી ત્યાંથી જતી રહે છે. **અંક સાતમામાં** ચારુદત્ત વસંતસેનાને બદલે આર્યકને પોતાની ગાડીમાં પુષ્પકરંડક બાગમાં આવેલો જોઈ તેની સ્વાભાવિક ઉદારતાથી તેને બચાવી લે છે. **અંક આઠમામાં** ભિક્ષુ (=બૌદ્ધ સાધુ બનેલો સંવાહક) બાગમાં પોતાનાં વસ્ત્ર ધોવા આવ્યો છે, તેને શકાર

ત્યાંથી હાંકી કાઢે છે. શકાર પોતાના સાથીદાર વિટ અને ચેટ સાથે પોતાની ગાડીની રાહ જોતો ઊભો છે. ગાડી આવતાં તેમાંથી તો વસંતસેના ઊતરે છે. પહેલા અંકમાં આપણે જોઈ ગયા તે પ્રમાણે વસંતસેનાએ તેને ધુતકારી કાઢ્યો હતો — તેની શિક્ષા તરીકે વસંતસેનાને મારી નાખવાનો મૂર્ખ શકાર નિર્ધાર કરે છે. વિટ અને ચેટ શકારના હુકમને માનતા નથી, એટલે શકાર જ વસંતસેનાની ગળચી દબાવે છે. વસંતસેના બેભાન બને છે. મૂર્ખ શકાર તેને મરેલી માની ત્યાંથી ચાલતો થાય છે. પણ પેલો બૌદ્ધ ભિક્ષુ (સંવાહક), જેના ઉપર વસંતસેનાએ ઉપકાર કર્યો હતો, તે બહાર આવી તેને બચાવી લે છે. **નવમા અંકમાં** ન્યાયાસનનો દેખાવ રજૂ કરવામાં આવ્યો છે. વસંતસેના-ના ખૂની તરીકે ચારુદત્તને રજૂ કરવામાં આવ્યો છે. શકાર પોતાના બચાવમાં વસંતસેનાનાં ઘરેણાં લઈ લેવાનો ચારુદત્તનો ઇરાદો ખૂનના કારણ તરીકે માને છે. વસંતસેનાની માની જુબાની લેવામાં આવે છે, તેમાં તે પોતાની દીકરી અને ચારુદત્ત વચ્ચેના પ્રેમની કબૂલાત કરે છે. ન્યાયાધિકારી પ્રત્યક્ષ પુરાવા તરીકે વસંતસેનાનું મૃતશરીર રજૂ કરવા કહે છે. ચારુદત્તના કમનસીબે, પુષ્પકરંડક બાગમાંથી જ ઝાડ પડવાથી કચરાઈ ગયેલી એક સ્ત્રીનું મડદું પહેરેગીરો રજૂ કરે છે. એટલામાં વળી પેલા બે પહેરેગીરો—મદનક અને વીરક—વસંતસેનાને લઈ જતી ચારુદત્તની ગાડી તપાસતી વખતે અંદરઅંદર લઢ્યા હતા તેઓ ન્યાયાસન સમક્ષ આવે છે. વસંતસેનાને લઈ જતી ગાડી મદનકે તપાસવા ન દીધી તે ઊલટો ચારુદત્તની વિરુદ્ધનો પુરાવો બને છે. વળી ચારુદત્તને ઘેરથી વસંતસેનાનાં ઘરેણાં મળે છે. આમ બધા આકસ્મિક પુરાવાઓ ચારુદત્ત વિરુદ્ધ જાય છે, અને છેવટે ચારુદત્તને શૂળીએ ચઢાવી મારી નાખવાની શિક્ષા થાય છે; અને તેને ઉજ્જયિનીમાં ઘોષણા સાથે ફેરવી સ્મશાનમાં શૂળીએ

ચઢાવવા ચાંડાલોને સોંપવામાં આવે છે. **દશમા અંકમાં** મૈત્રેય–વિદૂષક રોહદાસને પોતાના પિતાને છેલ્લી વાર જોઈ લેવા ત્યાં લાવે છે. ચારુદત્તને છોડવા માટે મૈત્રેય ચાંડાલોને અરજ કરે છે; પણ કાંઈ વળતું નથી. એટલામાં ચેટ બેડીઓ સાથે ત્યાં આવે છે, અને શકાર જ વસંતસેનાનો ઘાતક છે, એમ પુરવાર કરવા યત્ન કરે છે; પરંતુ એટલામાં જ શકાર ત્યાં આવી પેલા સાદા ને સીધા ચાંડાલો સમક્ષ બતાવી આપે છે કે ચેટ તો કેવળ લુચ્ચો, બદમાશ અને ચોર છે. પરંતુ એટલામાં જ ત્યાં ભિક્ષુ અને વસંતસેના હાજર થાય છે; એટલે તો હવે કાંઈ રહેતું જ નથી, અને ચારુદત્ત શૂળીએ ચઢવામાંથી બચી જાય છે. તે ઉપરાંત વળી સમાચાર આવે છે કે આર્યકે પાલક રાજાને મારી નાખી ગાદી લઈ લીધી છે. ચારુદત્ત બચી જાય છે; એટલું જ નહિ પણ પહેલાંના ઉપકારના બદલામાં આર્યક ચારુદત્તને કુશાવતીનું રાજ્ય આપે છે, અને વસંતસેના ઉપરથી ગણિકા તરીકેનું કલંક તેને ચારુદત્તની ધર્મપત્ની તરીકે કાયદેસર ગણાવી દૂર કરે છે. છેવટે નાટક આનંદમાં પરિણમે છે.

આ પ્રમાણે 'મૃચ્છકટિક' નાટકનો સાર છે. 'મૃચ્છકટિક' નાટક નવાં પ્રસિદ્ધ થયેલાં ભાસને નામે ચઢેલાં ચૌદ નાટકોમાંના એક 'ચારુદત્ત' નામે નાટકને મળતું છે. 'મૃચ્છકટિક' નાટકનો કર્તા કોણ? વળી જે શૂદ્રક રાજાને નામે છે તે શૂદ્રક કોણ? વગેરે મુદ્દાઓ વિષે વિદ્વાનોમાં ઘણા મતો પ્રચલિત છે, તેની વધારે લેવાદેવા ન કરતાં એટલું જ કહેવું ઠીક થશે કે આ નાટક, સમગ્ર રીતે બધા અભિપ્રાયો લક્ષમાં લેતાં, ખ્રિસ્તી સંવતના આરંભની એક સદીની આસપાસનું છે; અને તે સમયના સમાજનું એમાં અદ્ભુત આલેખન છે.

**પાઠનો સાર:** 'મૃચ્છકટિક'નો આ ટૂંકામાં ટૂંકો અંક છે; અને આખોય અંક અહીં પાઠ તરીકે મૂકવામાં આવ્યો છે. આ

અંકમાં ફક્ત એક જ બનાવ મૂકવામાં આવ્યો છેઃ અને તે બનાવ તે આર્યક અને ચારુદત્ત વચ્ચેની મૈત્રી. આ મૈત્રીની નાટકમાં ઉપયોગિતા છેલ્લા અંકનું શુભ પરિણામ લાવવામાં અત્યંત છે.

ચારુદત્તનો ગાડીવાળો વર્ધમાનક પુષ્પકરંડક બાગમાં ગાડી લાવે છે, જ્યાં વસંતસેનાની રાહ જોતો ચારુદત્ત, મિત્ર મૈત્રેય—વિદૂષક—સાથે ઊભો છે. વસંતસેનાને બદલે તો ગાડીમાં બેડીમાં જકડાયેલો આર્યક માલમ પડે છે. ચારુદત્તના હૃદયની ઉદારતાનો પરચો અહીં થાય છે. આર્યક તેનો ઉપકાર માની પગપાળો જવાનો વિચાર કરે છે; પણ ચારુદત્ત તેની સહીસલામતી ખાતર પોતાની સહીસલામતીનો ભોગ આપી તેને ગાડીમાં લઈ જવાનું ફરમાવે છે. આ બાબતમાં પોતે બહાર પડી જાય તેમ એ ઇચ્છતો નથી, કારણ કે આર્યકને છોડાવવામાં મદદ કરતાં તે રાજદ્રોહ કરી રહ્યો છે. વસંતસેનાને મળવા માટે તે ઉત્સુક બની રહ્યો છે; એટલામાં બૌદ્ધ ભિક્ષુકનાં અપશુકન થાય છે, અને તેની ડાબી આંખ ફરકતાં અશુભનું સૂચન થાય છે.

## पृ. १४ : पं. १९–२६

**पुष्पकरण्डकजीर्णोद्यानस्य – जीर्णमुद्यानम्** (કર્મ૦), **जीर्णोद्यानम् । पुष्पकरण्डकमेव जीर्णोद्यानम्** (કર્મ૦), **तस्य,** પુષ્પકરંડક નામે જૂના થઈ ગયેલા બાગની. **सश्रीकताम्–श्रिया सह**–(સહ. બ૦ વ્રી૦), **सश्री+क** suffix; **सश्रीकस्य भावः, सश्रीकता**–સૌન્દર્ય. **वयस्य**–મિત્ર.

[શ્લોક ૧] **वणिजः इव**–વેપારીઓ જેવા; **वणिज्** પુ.નું પ્રથમા બ. વ. **भान्ति**–દેખાય છે. **पण्यानि**–વેચવાની વસ્તુઓ. **शुल्कम्**–કર. **साधयन्तः–साध्** ગ. ૧૦, પરસ્મૈ.નું વ. કૃ., પુલ્લિંગ, પ્રથમા બ. વ., ભેગા કરતા. **मधुकरपुरुषाः–मधु**

**करोति असौ मधुकरः** (ઉપ૦ ત૦), **मधुकराः पुरुषाः इव** કર્મ૦), રાજપુરુષો જેવા ભ્રમરો. **पुरुष** શબ્દથી રાજપુરુષો સમજવાના છે. જેમ રાજપુરુષો ઘેરેઘેરથી કર ભેગો કરે છે, તેમ ભ્રમરો વૃક્ષેવૃક્ષેથી મધ એકઠું કરે છે. **प्रविचरन्ति**–ફરે છે.

**असंस्काररमणीयं**–**न संस्कारः** (નઞ્૦ ત૦), **असंस्कारेण रमणीयम्** (તૃ૦ ત૦), સુશોભનના અભાવે પણ સુંદર. **चिरयति**–**चिरम्**–'મોડું'–ઉપરથી નામધાતુ, વાર કરે છે; મોડું કરે છે.

## पृ. १२ : २१–२६

**लघु लघु**–જલદી જલદી.

[ શ્લોક ૨ ] અન્વય : **किमस्य पुरः शनैः प्रवहणं याति? किं स तस्यान्तरं मार्गते? अक्षे भग्ने किं परिवर्तनं प्रकुरुते? अथवा किं प्रग्रहः छिन्नः? किं कर्मान्तोज्झितदारुवारितगतिः स मार्गान्तरं याचते? अथवा किं स्वैरं प्रेरितगोयुगः स्वच्छन्दमागच्छति?**

**अस्य पुरः**–એની આગળ — વર્ધમાનકની આગળ. **प्रवहणम्**–ગાડી. **याति**–જાય છે. **अन्तरम्**–જગા. **मार्गते**–માગે છે. **अक्षे भग्ने**–પૈડાની ધરી ભાગતાં (સતિ સપ્તમી) **भज्** ગ. ૭, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **भग्न. परिवर्तनम्**–ફેરફાર; ભાગેલી ધરી બદલી તેને સ્થાને આખી ધરી મૂકવાનું કામ. **प्रकुरुते**–**प्र+कृ** ગ. ૮, આત્મને., વ. કા., એ. વ., કરે છે. **प्रग्रहः**–લગામ; અથવા તો બળદને કાબૂમાં રાખવાનું દોરડું. **छिन्नः**–તૂટી ગયો છે. **कर्मा . . . गति**–**कर्मणः अन्ते उज्झितैः दारुभिः वारिता गतिः यस्य सः** (બ૦ વ્રી૦), કામ પૂરું થયા પછી પડી રહેવા દીધેલા લાકડાના કકડાઓથી જેની ગતિ અટકાવાઈ છે એવો તે. **मार्गान्तरम्**–**अन्यः मार्गः** (અનિયમિત કર્મધારય), **मार्गान्तरम्**–બીજો માર્ગ. **याचते**–માગે છે. **स्वैरम्**–પોતાની

ઇચ્છા પ્રમાણે. **प्रेरितगोयुगः**–**गवोः युगम्** (ષ० ત०), **प्रेरितं गोयुगं येन सः** (બ० વ્રી०), જેણે બળદની જોડ હાંકી છે તે. **स्वच्छन्दम्**–પોતાને ફાવે તે પ્રમાણે. **आगच्छति**–આવે છે.

**गुप्तार्यकप्रवहणस्था**–**गुप्तः आर्यकः यस्मिन् तद्** (બ०વ્રી०), **गुप्तार्यकं प्रवहणम्** (કર્મ०), **गुप्तार्यकप्रवहणे तिष्ठति** (ઉપ० ત०), જે ગાડીમાં આર્યક છુપાઈ રહ્યો હતો તે ગાડીમાં રહેલો. **गावौ**–**गो**નું સંબોધન દ્વિ. વ., પુ., હે બે બળદો ! **यातम्**–આજ્ઞાર્થ, ૨ પુ., દ્વિ. વ., જાઓ; જાઓ. **स्वगतम्**–પોતાના મન સાથે.

[શ્લોક ૩] અન્વય : **नरपतिपुरुषाणां दर्शनात् भीतभीतः, सनिगडचरणत्वात् सावशेषापसारः, अविदितमधिरूढोऽहं नीडे वायसीभिः रक्षितः परभृत इव साधोः तु याने यामि ।**

**नराणां पतिः** (ષ० ત०), **नरपतेः पुरुषाणाम्** (ષ० ત०), રાજાના અમલદારોના; **दर्शनात् भीतभीतः**–જોવાથી અત્યંત બીક પામતો. **अवशेषेण सह** (સહ બ० વ્રી०), **सावशेषः अपसारः यस्य सः** (બ० વ્રી०), જેનું છટકી જવાનું અધૂરું રહ્યું છે તેવો. **सनिगडचरणत्वात्**–**निगडैः सह** (સહ બ०, વ્રી०), **सनिगडौ चरणौ यस्य सः** (બ० વ્રી०), **सनिगडचरणस्य भावः, तस्मात्**–બેડીવાળા પગ હોવાને લીધે. **अविदितम्**– **न विदितम् यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી.), ગુપ્ત રીતે. **अधिरूढः**–**अधि+रुह्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., ચઢેલો. **साधोः याने यामि**–સજ્જનની ગાડીમાં જાઉં છું. **परभृतः**–કોકિલ. **परैः भृतः** (તૃ० ત०), બીજાથી ઉછેરાયેલો, કોકિલ. **नीडे**–માળામાં. **वायसीभिः रक्षितः**–કાગડીઓથી રક્ષાયેલો. આ ઉપમામાં કોયલો પોતાનાં બચ્ચાં કાગડીઓ મારફતે ઉછેરાવે છે તેનો ઉલ્લેખ કર્યો છે: જુઓ 'શાકુન્તલ': અંક ૫: શ્લોક ૨૨: **स्त्रीणामशिक्षितपटुत्व**–

मन्मानुषीषु संदृश्यते किमुत या प्रतिबोधवत्यः। प्रागन्तरीक्ष-गमनात्स्वमपत्यजातमन्यैर्द्विजैः परभृता खलु पोषयन्ति॥

**अपक्रान्तः**–દૂર ગયેલો; **अप+क्रम्** નું કર્મણિ. ભૂ. કૃ. **सुदूरम्**–બહુ જ દૂર. **अवतीर्य**–**अव+तॄ** નું સંબંધક ભૂ. કૃ., ઊતરીને. **वृक्षवाटिकागहनम्**–**वृक्षाणां वाटिकायाः गहनम्** (ष०त०), વૃક્ષોની વાટિકાની ઝાડીમાં. **उताहो**–અથવા તો. સરખાવો: Apte's Guide § 258: "**उत** is generally used in the sense of 'or', to express different alternatives, and is, in this sense, usually the co-relative of **किं** ('whether'), the place of **उत** being also taken by **आहो, उताहो, आहोस्वित्.**" અહીં પણ વિકલ્પ–alternative–બતાવવા **उताहो** નો ઉપયોગ છે. **प्रवहणस्वामिनम्**–ગાડીના માલિકને. **कृतम्**–બસ. **अलम्**ની માફક તે તૃતીયા લે છે; જુઓ Apte's Guide §57. **अभ्युपपन्नवत्सलः**–**अभि+उप+पद्** ગ. ૪, આત્મને. નું કર્મ. ભૂ. કૃ, **अभ्युपपन्न**–શરણે આવેલો. **अभ्युपपन्नेषु वत्सलः** (स० त०), આશ્રયે આવેલા ઉપર માયાળુ. **तत्रभवान्**–પ્રસ્તુત માણસ પાસે હોય તો **भवत्**ને **अत्र** અને તે દૂર હોય તો **तत्र** જોડાય છે: તે માનનીય પુરુષ. **श्रूयते**–સંભળાય છે. **श्रु** ગ. ૫, પરસ્મૈ. નું કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ. **प्रत्यक्षीकृत्य**–નજરોનજર કરીને; **प्रत्यक्ष** ઉપરથી **च्वि** રૂપ **प्रत्यक्षीकरोति** નું સંબંધક ભૂ. કૃ.

[ શ્લોક ૪ ] અન્વય: **अस्मात् व्यसनार्णवोत्थितं [मां] निरीक्ष्य सः साधुः तावत् निर्वृतिं समुपैति। तस्य महात्मनः गुणैः ईदृशीं दशां गतमेतच्छरीरं मया धृतम्॥**

**अस्मात् व्यसनार्णवोत्थितम्**–**व्यसनमेवार्णवः** (કર્મ०), **व्यसनार्णवादुत्थितम्** (पं० त०), **व्यसनार्णवोत्थितम्**–સંકટરૂપી

સમુદ્રમાંથી ઊંચા આવેલા. **अस्मात्–व्यसनार्णव**ની સાથે **'सापेक्षत्वेऽपि गमकत्वात्समासः'** પ્રમાણે લેવાય. **निरीक्ष्य**–જોઈને. **निर्वृतिम्**–સુખને. **समुपैति–सम्+उप+इ** ગ. ૨, પરસ્મૈ., ૩ પુ., વ. કા., એ. વ., પામે છે. **तस्य महात्मनः गुणैः**–તે મહાત્માના ગુણોએ કરીને. **महान् आत्मा यस्य** (બ૦ વ્રી૦). જેનો આત્મા મોટો છે તે. **ईदृशीं दशां गतम्**–આ દશાને પામેલું; એટલે કે આ રીતે બંધનમાં પડવાને લીધે ખરાબ દશાને પામેલું. **मया धृतम्**–મારાથી ધારણ કરાયું છે.

**प्रियं ते निवेदयामि**–તને પ્રિય સમાચાર હું કહું; **नि+विद्** ગ. ૧૦, પરસ્મૈ., જણાવવું. **मन्त्रयति**–બોલાવે છે. **आगतया वसन्तसेनया भवितव्यम्**–વસન્તસેના આવી હોવી જોઈએ. **भवितव्यम्–भू** ગ. ૧, પરસ્મૈ., વિધ્યર્થ કૃ., ભાવે પ્રયો[illegible] **दास्याः पुत्रः**–'કમજાત'— એવા ગાળના અર્થમાં વપરાય[illegible]. સરખાવો: Kale's Higher Sanskrit Grammar § 2[illegible]5: "The noun in the genetive may retain its case, ending optionally when followed by **पुत्र** and censure is implied: **दास्याः पुत्रः** or **दासीपुत्रः** a bastard, a knave." **चिरायितः–चिरायते**નું કર્મ. ભૂ. કૃ., વાર થયેલી, મોડો થયેલો.

**पृ. १६ : पं. १–२६**

**आर्यमैत्रेय**–વિદૂષકનું નામ; અને તે નામક ચારુદત્તનો ખરા અર્થમાં મિત્ર છે. **यानास्तरणम्–यानस्य आस्तरणम्** (ષ૦ ત૦), ગાડીમાં મૂકવાનો તકિયો. **विस्मृतम्**–ભુલાયું. **इति कृत्वा**–આ પ્રમાણે વિચાર કરીને. **गतागतिम्–गतं च आगतिं च** (દ્વ૦), જવું અને આવવું. **कुर्वन्**–કરતાં. **परिवर्तय**–ફેરવ; **परि+वृत्** ગ. ૧, આત્મનેનું પ્રેરક, આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ. **सखे**–હે

મિત્ર; **सखि** પુ., સંબો. એ. વ. **अवतारय**–ઉતાર; **अव+तॄ** ગ. ૧૦, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ. **किं निगडेन...नावतरति**–વિદૂષકની મશ્કરી, આપણને માલૂમ પડે છે તેમ, છતી થવાની સાચી વાતના ઓળા જેવી છે. વિદૂષકને ખબર નથી કે ખરેખર બેડીમાં બંધાયેલો માણસ જ ગાડીમાં પડ્યો છે. વિદૂષકની પછીની મશ્કરી જુઓઃ પુરુષ આર્યકને જોઈને—આ તો વસંતસેના નથી પણ વસંતસેન લાગે છે. **अलम्**–તૃતીયા વિભક્તિ લે છે. મશ્કરીથી બસઃ દા. ત., **अलं परिहासेन**; ‘sufficient for’, ‘a match for’ ચતુર્થી વિભક્તિ લે છેઃ દા. ત., **दैत्येभ्यः हरिरलम्** ।–‘હરિ દૈત્ય માટે પૂરતા છે’; **अलमेषा क्षुधितस्य** [illegible] **तृप्त्यै** । ‘એ ભૂખ્યા એવા મારી તૃપ્તિ માટે પૂરતી છે’; **अ[illegible] मल्लो मल्लाय** ! વગેરે. **न कालमपेक्षते स्नेहः**–પ્રેમ વખતની રા[illegible] જોઈ શકતો નથી. ધ્યાનમાં રાખોઃ **न केवलम्–अपि**નો ઉપયોગ, Apte's Guide: §270a; એની કીર્તિ સંભળાય છે તે[illegible] કરીને રમણીય છે, એટલું જ નહિ પણ દૃષ્ટિએ કરીને પણ [illegible]નોહર છે. **हन्त**–હર્ષસૂચક રીતે વપરાયું છે. સરખાવોઃ **हन्त हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयोः** । (अमर०) Apte's Guide : §305.

[શ્લોક ૫] અન્વયઃ **करिकरसमबाहुः सिंहपीनोन्नतांसः पृथुत[illegible]वक्षाः ताम्रलोलायताक्षः—एवंविधः महात्मा कथम् असमानं [पदं] प्राप्तः—यः पादलग्नम् एकं निगडं वहति ॥**

**करिकरसमबाहुः–करिणः कराभ्यां समौ बाहू यस्य सः** (બ૦ વ્રી૦), હાથીની સૂંઢ જેવા જેના મજબૂત હાથ છે તે. **सिंहपीनोन्नतांसः–सिंहस्य इव पीनौ उन्नतौ अंसौ यस्य सः** (બ૦ વ્રી૦), સિંહના જેવા જેના જાડા અને ઊંચા ખભા છે તે. **पृथुतरसमवक्षाः–पृथुतरं समं च वक्षः यस्य सः** (બ૦ વ્રી૦), પહોળી અને સરખી જેની છાતી છે તે. **न समानम्–असमानम्**

(નઞ્૦ ત૦), લાયક નહિ તેવું સ્થાન. **एवंविधः–एवंभूता विधा यस्य सः** (બ૦ વ્રી૦), એવા પ્રકારનો. **पादलग्नम्**–પગને જોડાયેલા. **निगडम्**–બેડી.

**शरणागतः–शरणमागतः** (દ્વિ૦ ત૦), શરણે આવેલો. **गोपालप्रकृतिः–गाः पालयति** (ઉપ૦ત૦), **गोपालः प्रकृतिः यस्य सः** (બ૦ વ્રી૦), ગોવાળની જેની જાત છે તે. **घोषात्**–ગોવાળોના રહેઠાણમાંથી. **राज्ञापालकेन बद्धः**–રાજા પાલકથી બંધાયો હતો. **अथ किम्**–હા.

[શ્લોક ૬] અન્વયઃ **चक्षुर्विषयमागतः विधिना एव उपनीतः त्वम् असि । अहं प्राणान् अपि जह्याम्, तु त्वां शरणागतं न जह्याम् ।**

**चक्षुषः विषयम्–चक्षुर्विषयम्**, દૃષ્ટિની મર્યાદામાં; દૃષ્ટિના પ્રદેશમાં. **उपनीतः**–લવાયો છું. **जह्याम्–हा** ગ. ૩, પરસ્મૈ., વિધ્યર્થ, ૧ પુ., એ. વ., ત્યજું.

**आज्ञापयति–आ+ज्ञा** ગ. ૯, ઉભય.નું પ્રેરક, વ. કા., ૩ પુ., એ. વ., આજ્ઞા કરે. **अपनीतानि निगडानि**–બેડીઓ દૂર કરાઈ છે.

## પૃ. ૧૭ઃ ૧–૨૬

**स्नेहमयानि**–સ્નેહાળ; **मयट्** તદ્ધિત લાગેલો છે. **दृढतराणि**–વધારે મજબૂત. **संगच्छस्व**–ધારણ કર; **सम्+गम्** ગ. ૧, આત્મને., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ. **सांप्रतम्**–હાલ. **व्रजिष्यामः–व्रज्** ગ. ૧, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય., ૧ પુ., બ. વ., જઈશું. **धिक् शान्तम्**–ધિક્કાર હજો તને; છાનો મરને. **प्रणयेन**–પ્રેમથી. **आरूढः**–ચઢ્યો છું. **क्षन्तव्यम्–क्षम्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ, માફ કરવું જોઈએ. **स्वयंग्राहप्रणयेन–गृह्णाति इति ग्राहः**; જો કે કેટલાક વૈયાકરણોને અભિપ્રાયે **ग्रह**

જોઈએ, પરંતુ **ग्राह**નો ઉપયોગ કવિઓએ કર્યો છે. **स्वयं ग्राहः। स्वयंग्राहः प्रणयः येन तेन** (બ० વ્રી०), પોતાની મેળે જ જેણે ભાવ સ્વીકાર્યો છે તે. આર્યક રજા માગ્યા વિના પોતાની મેળે જ ગાડીમાં ચઢી ગયો હતો; એટલે ચારુદત્તની સુજનતાનો પોતાની મેળે સ્વીકાર કર્યો હતો. **अभ्यनुज्ञातः–अभि+अनु+ज्ञा** નું કર્મ. ભૂ. કૃ., રજા મળતાં. **अवतरितव्यम्–अव+तॄ** , ગ. ૧, પરસ્મૈ., વિધ્યર્થ કૃ., ઊતરવું જોઈએ. **प्रत्यग्रापनीतसंयमनस्य–प्रत्यग्रमपनीतं संयमनं यस्य** (બ० વ્રી.), તાજેતર જ જેનું બંધન દૂર કરવામાં આવ્યું છે તેવા. **अलघुसंचारा–न लघुः अलघुः** (નञ् ત.), **अलघुः संचारः यस्याः सा** (બ० વ્રી०), જેને સંતાડવી સહેલી નથી. કારણ કે તાજેતરમાં જ કેદી છૂટી નાસી ગયો હોય તો આગળપાછળ શોધખોળ ચાલી રહી હોય તેથી પગપાળા બધાના દેખતાં જવું સહેલું ન થાય. **गतिः** જવું તે.–**सुलभपुरुषसंचारे–सुखेन लभ्यते इति सुलभः। सुलभः पुरुषाणां संचारः यस्मिन् तस्मिन्** (બ०વ્રી०), માણસોનું જવુંઆવવું જ્યાં સુલભ છે. **प्रवहणं विश्वासम् उत्पादयति**–ગાડી વિશ્વાસ ઉત્પન્ન કરે છે.

[શ્લોક ૭] આ શ્લોક શાર્દૂલવિક્રીડિત છંદમાં છે અને પાત્રો બોલે છે તે પ્રમાણે તેના ભાગલા પાડી નાખવામાં આવ્યા છે. આ જાતની પદ્ધતિ સંસ્કૃત નાટકના લખનારાઓમાં સારી રીતે પ્રચલિત છે. **क्षेमेण बान्धवान् व्रज**–સુખે તું સગાંઓ પાસે જા. **लब्धः–लभ्** ગ. ૧, આત્મને.નું કર્મ. ભૂ. કૃ., મેળવાયો. **स्मर्तव्यः–स्मृ** ગ. ૧, પરસ્મૈ. નું વિધ્યર્થ, સ્મરાવો જોઈએ. **कथान्तरेषु–अन्यासु कथासु,** બીજી વાતચીતોમાં (અનિયમિત કર્મ.). **स्वात्मा अपि विस्मर्यते**–પોતાની જાત પણ શું ભૂલી જવાય? એટલે કે હું તમને ભૂલું તો મારી પોતાની જાત પણ ભૂલી જાઉં; એટલે તમને ભૂલવું મારે માટે બને જ નહિ. **पथि–**

**पथिन्** પુલ્લિંગ, સપ્તમી એ. વ., માર્ગમાં. **प्रयान्तम्**-જતા; **प्र+या** ગ. ૨, પરસ્મૈ. નું વ. કૃ., દ્વિતીયા એ. વ., જતો. **अमराः**-દેવો.

**पृ. १८ : पं. १–११**

**उद्यते पालके**-પાલક જ્યારે આ બાબતમાં બહુ જ તૈયાર થયો છે ત્યારે (સતિ સપ્તમી.), **महती रक्षा न वर्तते**-મોટી રક્ષા થઈ શકશે નહિ. **एवं पुनर्दर्शनाय**-તો એમ જ ફરી મળવા માટે જાઉં છું.

[શ્લોક ૮] અન્વય: **[हि] मनुजपतेः एवम् महत् व्यलीकं कृत्वा अस्मिन् क्षणमपि स्थातुं न प्रशस्तम्। हे मैत्रेय, पुराणकूपे निगडं क्षिप; हि चारदृष्ट्या क्षितिपतयः पश्येयुः ।**

**मनोः जायते** (ઉપ૦ ત૦) **मनुजः**, **मनुजानाम् पतिः** (ષ૦ ત૦), **तस्य**, માણસોને નાથઃ રાજા. **व्यलीकम्–विशिष्टम् अलीकम्** (પ્રાદિ૦ કર્મ૦), બહુ જ ખરાબ ગુનો. **न प्रशस्तम्**-વખાણવા લાયક નથી; **प्र+शंस्** ગ. ૧, પરસ્મૈ., કર્મણિ ભૂ. કૃ. **पुराणकूपे**–જૂના કૂવામાં. **पश्येयुः–दृश्** ગ. ૧, પરસ્મૈ. નું વિધ્યર્થ, ૩ પુ., બ. વ., જુએ. **क्षितिपतयः–क्षितेः पतयः** (ષ૦ ત૦), પૃથ્વીના પતિઓ; રાજાઓ. **चारदृष्ट्या–चाराणां दृष्ट्या** (ષ૦ત૦), ચારોની દૃષ્ટિએ; જાસૂસોની દૃષ્ટિએ. સરખાવો : **गन्धेन गावः पश्यन्ति वेदैः पश्यन्ति च द्विजाः । चारैः पश्यन्ति राजानः चक्षुर्भ्यामितरे जनाः ॥** (મહાભારત). **यस्मात्पश्यन्ति दूरस्थाः सर्वानर्थान्नराधिपः । चारेण तस्मादुच्यन्ते राजानश्चार-चक्षुषः ॥** (રામાયણ). **क्रियासु युक्तैः नृप चारचक्षुषः न वञ्चनीया प्रभवोऽनुजीविभिः ॥** (કીરાતાર્જુનીય, ૧. ૪.)

**वामाक्षिस्पंदनम्–वाममक्षि** (કર્મ૦), **वामाक्ष्णः स्पन्दनम्** (ષ૦ ત૦), ડાબી આંખનું ફરકવું; પુરુષની જમણી આંખ ફરકે તે

શુભસૂચક છે, જ્યારે ડાબી આંખ ફરકે તે અશુભસૂચક છે. **सूचयित्वा**–સૂચવીને. **वसंतसेनादर्शनोत्सुकः–वसंतसेनायाः दर्शने उत्सुकः** (સ૦ ત૦), વસંતસેનાને જોવા માટે ઉત્સુક. **अयं जनः**–ચારુદત્ત પોતાનો ઉલ્લેખ કરે છે.

[શ્લોક ૯] અન્વયઃ–**तां कान्तामद्यापश्यतः [मम] वामं लोचनं स्फुरति; मम अकारणत्रस्तं हृदयं व्यथते ॥**

**अपश्यतः**–**दृश्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., **पश्यत्, न पश्यतः**, ષષ્ઠી એ. વ., પુ. **अपश्यतः**, ન જોતા. **अकारणत्रस्तम्–न कारणमकारणम्** (નઞ્૦ ત૦), **अकारणेन त्रस्तम्** (તૃ૦ ત૦), કારણ વિના ત્રાસ પામેલું. **व्यथते**–દુઃખ પામે છે.

**अभिमुखम्**–મોં સામે; **अनाभ्युदयिकम्–अभ्युदयाय इदम् आभ्युदयिकम्, न आभ्युदयिकम्**, શુભ વસ્તુને ન લાવનાર. **अनेन पथा**–આ માર્ગે. **श्रवणकदर्शनम्**–બૌદ્ધ સાધુનું દર્શન. બૌદ્ધ સાધુ સામો મળે તે અપશુકન ગણાતું હતું. બીજા અંકમાં હારેલો જુગારી સંવાહક જેને વસંતસેનાએ આશ્રય આપ્યો હતો તે જ બૌદ્ધ સાધુ બની ગયો હતો. આ બૌદ્ધ સાધુ તે જ સંવાહક.

## ૪

## આર્યકનું અપહરણ

[પછીથી ચારુદત્ત અને વિદૂષક પ્રવેશ કરે છે.]

**વિદૂષક**—અરે, જો જો, આ પુષ્પકરંડક નામે જીર્ણ થયેલા બાગનું સૌન્દર્ય !

**ચારુદત્ત**—મિત્ર, એ એમ જ છે; દાખલા તરીકે,

વૃક્ષો વેપારી જેવાં લાગે છે; અને ફૂલો વેચવાની વસ્તુઓ જેવાં છે; ભમરારૂપી રાજપુરુષો જાણે કર ભેગો કરતા હોય તેમ ફરી રહ્યા છે. (૧)

**વિદૂષક**—અરે, આ સુશોભન ન કરવા છતાંય રમણીય શિલાપટ્ટક ઉપર આપ બેસો.

**ચારુદત્ત**—(બેસીને) મિત્ર, વર્ધમાનક વાર કરે છે!

**વિદૂષક**—મેં વર્ધમાનકને કહ્યું છે કે 'તું વસંતસેનાને લઈ જલદીજલદી આવજે.'

**ચારુદત્ત**—તો તે કેમ વાર કરે છે?

શું એની આગળ કોઈ વાહન ધીમેધીમે જાય છે!
અથવા તો તેની પાસે તે જગા માગી રહ્યો છે? ધરી ભાગી
જતાં, શું તે તેને બદલી રહ્યો છે? અથવા તો (બળદને
હાંકવાનું) દોરડું તૂટી ગયું છે? કામ પૂરું થયા પછી પડી
રહેલાં લાકડાનાં ગચિયાંને લીધે જેની ગતિ અટકાવાઈ છે
એવો તે રસ્તામાં માગ માગે છે? અથવા તો, પોતાને મન
ફાવે તેમ બળદની જોડ હાંકતો તે સ્વચ્છંદે આવે છે? (૨)

[સંતાઈ ગયેલા આર્યકવાળા ગાડામાં બેઠેલો પ્રવેશ કરીને]

**ચેટ**—ચાલો, બળદ, ચાલો.

**આર્યક**—(પોતાના મનમાં)

રાજાના અમલદારોને દેખવાથી બહુ જ બીનેલો,
બેડીવાળા પગ હોવાથી જેનું નાસી જવાનું પૂરું બન્યું નથી
તેવો, જાણ્યા વિના કોઈક સજ્જનની ગાડીમાં ચઢીને હું,
કાગડીઓથી માળામાં રક્ષાયેલા કોકિલની માફક જાઉં છું. (૩)

અહો, નગરથી બહુ જ દૂર હું આવી ગયો છું. તો શું આ ગાડીમાંથી ઊતરી આ વૃક્ષવાટિકાની ઝાડીમાં હું પ્રવેશું, કે ગાડીના માલિકને મળું? અથવા તો વૃક્ષવાટિકાની ઝાડીને જવા દઉં. ખરેખર, એ માનનીય સજ્જન ચારુદત્ત શરણે આવેલા ઉપર પ્રેમ રાખનાર છે એમ સંભળાય છે. માટે તેને નજરે જોઈને જ હું જાઉં.

તે સજ્જન (તાજી) વિપત્તિના સમુદ્રમાંથી ઊંચે આવેલા મને જોઈ ખરેખર શાંતિ પામશે; આ પ્રકારની દશાને પામેલું શરીર તે મહાત્માના ગુણો વડે મેં ધારણ કરેલું છે. (૪)

**ચેટ**—આ એ બાગ; તો હું પાસે જાઉં. (પાસે જઈને) આર્ય મૈત્રેય!

**વિદૂષક**—અરે તમને પ્રિય સમાચાર કહું! વર્ધમાનક બોલાવે છે. વસંતસેના આવી હોવી જોઈએ!

**ચારુદત્ત**—પ્રિય, અમને પ્રિય (સમાચાર)!

**વિદૂષક**—નોકરડીના છોકરા, કેમ આટલું મોડું કર્યું?

**ચેટ**—આર્ય મૈત્રેય, ગુસ્સે મા થાઓ! ગાડીમાં (મૂકવાનો) તકિયો ભૂલી ગયો—એટલે જઈને પાછા આવતાં મોડું થયું.

**ચારુદત્ત**—વર્ધમાનક, ગાડી ફેરવ. મિત્ર મૈત્રેય, વસંતસેનાને ઉતાર.

**વિદૂષક**—શું એના પગ બેડીથી બાંધ્યા છે કે જાતે ઊતરતી નથી? (ઊઠીને ગાડી ઉઘાડી) અરે, આ તો વસંતસેના નથી, ખરેખર આ તો વસંતસેન છે!

**ચારુદત્ત**—મિત્ર, મશ્કરી શું કરવા કરે છે? પ્રેમ રાહ જોઈ શકતો નથી; અથવા તો જાતે જ ઉતારીશ. (એમ કરી ઊભો થાય છે.)

**આર્યક**—અરે, આ જ ગાડીનો માલિક! (એના ગુણની કીર્તિને લીધે) સાંભળ્યાએ કરીને તે રમણીય છે, એટલું જ નહિ પણ દેખાવેય એવો જ તે રમણીય છે! હાશ, મારું રક્ષણ થવાનું!

**ચારુદત્ત**—(ગાડીમાં ચઢીને અને જોઈને) અરે, આ તે કોણ છે?

હાથીની સૂંઢ જેવા હાથ, સિંહના જેવા જાડા અને ઊંચા ખભા, બહુ પહોળી અને સરખી છાતી, રાતી, ચપળ

અને દીર્ઘ આંખો, જેને છે એવા પ્રકારનો આ મહાત્મા
અણછાજતી સ્થિતિને પામ્યો છે—જેથી પગે બાંધેલી એક
બેડી ધારણ કરે છે? (૫)

તો આપ કોણ છો?

**આર્યક**—ગોવાળિયાની જાતનો (તમારે) શરણે આવેલો હું આર્યક છું.

**ચારુદત્ત**—કેમ જેને ગોવાળિયાઓના વાસમાંથી આણી રાજા પાલકે બંધનમાં નાખ્યો હતો તે?

**આર્યક**—હા, એ જ.

**ચારુદત્ત**—નેત્રની મર્યાદામાં આવેલા તને નસીબે જ
આણ્યો છે; પ્રાણને હું ત્યજું પણ શરણે આવેલા તને
(ત્યજીશ) નહિ. (૬)

[ આર્યક આનંદ બતાવે છે. ]

**ચારુદત્ત**—વર્ધમાનક, પગમાંથી બેડી દૂર કર.

**ચેટ**—જેવી આપની આજ્ઞા. (તેમ કરીને) આર્ય, બેડીઓ દૂર કરી.

**આર્યક**—સ્નેહની બનાવેલી બીજી વધારે મજબૂત (બેડીઓ) નાખી છે.

**વિદૂષક**—(તો એ) બેડીઓ પહેરી લે! એય છૂટો થયો છે. ત્યારે આપણે જઈએ.

**ચારુદત્ત**—છાનો મરને!

**આર્યક**—મિત્ર ચારુદત્ત, તમારા તરફના પ્રેમને લીધે હું ગાડી ઉપર ચઢ્યો છું. તો માફ કરજો!

**ચારુદત્ત**—પોતાની મેળે જ (મારા તરફ) પ્રેમ ધારણ કરતા તમારાથી હું માનપાત્ર (=અલંકૃત) બન્યો છું.

**આર્યક**—આપની રજા હોય તો હું જાઉં.

**ચારુદત્ત**—જાઓ.

**આર્યક**—સારું; ત્યારે હું ઊતરું.

**ચારુદત્ત**—મિત્ર, ઊતરવાની જરૂર નથી. તાજેતર જ બેડીઓ દૂર થયેલી છે એને લીધે તમારું જવાનું સહેલાઈથી રક્ષાયેલું નથી. માણસો સહેલાઈથી ફરી શકે એવા આ પ્રદેશમાં ગાડી વિશ્વાસ ઉત્પન્ન કરશે. તો ગાડીથી જ જાઓ.

**આર્યક**—જેમ આપ કહો તેમ.

**ચારુદત્ત**—સુખેથી સગાંઓ તરફ જાઓ;

**આર્યક**—મને તો ખરેખર તમે જ સગા મળ્યા છો.

**ચારુદત્ત**—તો વાતોમાં વચ્ચેવચ્ચે મને તમે સંભારજો;

**આર્યક**—શું મારી જાતનેય હું ભૂલી જઈશ?

**ચારુદત્ત**—રસ્તે જતા એવા તમારું દેવો રક્ષણ કરો;

**આર્યક**—હું તો તમારાથી રક્ષાયો છું.

**ચારુદત્ત**—તમે તમારા નસીબથી રક્ષાયા છો;

**આર્યક**—ખરેખર, અરે, તેમાં તમે જ કારણભૂત છો. (૭)

**ચારુદત્ત**—જ્યાં પાલક તૈયાર થયો ત્યાં બહુ રક્ષણ થઈ શકવાનું નથી; તો આપ જલદી જતા રહો.

**આર્યક**—તો આમ જ ફરીથી મળીશ. (એમ કહી તે જતો રહે છે.)

**ચારુદત્ત**—આ પ્રમાણે રાજાનો મોટો અપરાધ કરીને
ક્ષણવાર પણ અહીં રહેવું સલામત નથી; હે મૈત્રેય, બેડીને
પુરાણા કૂવામાં ફેંકી દે; કારણકે જાસૂસની દૃષ્ટિએ રાજાઓ
જુએ છે. (૮)

(ડાબી આંખ ફરકતી સૂચવી) મિત્ર મૈત્રેય, વસંતસેનાને જોવા આ માણસ (એટલે, હું) ઉત્સુક બન્યો છે: જો,

તે પ્રિયાને આજે ન જોતાં મારી ડાબી આંખ ફરકે
છે; કારણ વિના ત્રાસ પામેલું મારું હૃદય દુઃખ પામે છે. (૯)

તો આવ; આપણે બે જઈએ. (ફરીને) આ સામે જ અપશુકનિયાળ શ્રમણકનું દર્શન ક્યાં થયું? (વિચારીને) એને આ રસ્તે દાખલ થવા દે. આપણે પણ આ માર્ગે જઈએ. (જાય છે).

—મૃચ્છકટિક: સાતમો અંક

## 4. The Escape of Aryaka

(Then enter Charudatta and Vidushaka)

Vidushaka—Oh, look at the beauty of this old Pushpa-karandaka garden.

Charudatta—Friend, it is just so; for,

The trees appear like merchants; the flowers stand forth like the articles for sale; and the bees in the form of (king's) men move about as if collecting toll. (1)

Vidushaka—Sir, you may sit down on this stone-slab which is charming without any decoration.

Charudatta—(Having sat there) Friend, Vardhamanaka lingers very long!

Vidushaka—Vardhamanaka was asked by me, 'Having taken Vasantasena, come very quickly.'

Charudatta—Why then does he linger?

Can it be that another vehicle is slowly moving in front of him and that he is seeking room to pass it? Or, the axle

being broken, he is changing it? Or, have the reins snapped? Or, is he waiting to have the road cleared, his path being blocked by the logs of wood left at the end of work? Or, is it that he is driving his two bullocks slowly and is coming leisurely as he pleases? (2)

[ Entering with the carriage with Aryaka concealed therein. ]

Cheta—Go on, bullocks, go on.

Aryaka—( To himself )

Greatly afraid at the sight of king's officers, and my escape yet not fully effected owing to my feet being (still) in fetters, I have got into the carriage of that noble personage without his knowledge—like a cuckoo reared by the female crows in their nests. (3)

Oh, I have come quite far from the city; now shall I get out of the carriage and enter the dense grove of trees? Or, shall I see the master of the carriage? Or, enough of this dense grove of trees. It is reported that the noble Charudatta is really kind to those who seek his help. So I shall depart after seeing him personally.

That good man will surely be happy to see me, recently come up (i. e., freed) from the ocean of calamity. It is owing to the virtues of that high-souled person that this body, which has attained such a condition, was saved by me. (4)

Cheta—This is that garden. So I'll go near. (Approaching) Noble Maitreya!

Vidushaka—Oh, I shall tell you something good! Vardhamanaka is calling. So Vasantasena must have arrived.

Charudatta—Something good, something good to us!

Vidushaka—You, son of a slave-girl, why are you late?

Cheta—Noble Maitreya, don't get angry! I was delayed as I had to go back and return, because of my having forgotten the carriage-cushions.

Charudatta—Vardhamanaka, turn the carriage round. Friend Maitreya, you may help Vasantasena to get down.

Vidushaka—Are her feet tied by fetters that she cannot get down herself? (Having got up, he opens the carriage). Oh, this is not Vasantasenā; this is indeed, Vasantasena.

Charudatta—Friend, enough of joke! Love

brooks no delay. Or, I shall myself bring her down. (Then he gets up.)

Aryaka—This is indeed the master of the carriage. He is charming not only to ears but also to eyes. Ah, I am saved!

Charudatta—(Climbing the carriage, he sees.) Ah, who is this?

Having arms resembling an elephant's trunk, shoulders plump and lofty like those of a lion, chest very broad and even, and eyes reddish and restless—how did this highsouled person of such a type come to such an unbefitting state that he should be carrying a chain tied to his feet? (5)

Who are you, Sir?

Aryaka—I am Aryaka, a cowherd by birth, seeking your protection.

Charudatta—Are you the same who was brought from the hamlet of cowherds and put into chains by king Palaka?

Aryaka—Yes.

Charudatra — Fate itself has brought you here, as you have come within the range of my sight (in this condition); I shall abandon my life even, but not you seeking my protection. (6)

[Aryaka gesticulates joy.]

Charudatta—Vardhamanaka, remove the chain from (his) feet.

Cheta—As Your Honour orders. (Does accordingly.) Sir, the fetters are removed.

Aryaka—And the others of affection far stronger are put on.

Vidushake—Take up those fetters. He too has been set free; let us now depart.

Charudatta—Fie! keep quiet!

Aryaka—Friend Charudatta, I too got into this carriage out of affection.

Charudatta—I am honoured (lit., adorned) by you thus yourself accepting me with affection.

Aryaka—Being permitted by you I desire to go.

Charudatta—You go.

Aryaka—Let it be; I get down.

Charudatta—Friend, you should not get down. Your fetters being just removed, your movement will not be easy to conceal. In this spot where people can very easily move about, a carriage inspires confidence. Hence go by a carriage.

Aryaka—Just as your honour says.

Charudatta—Go to your relatives in safety;

Aryaka—Really I have got a relative in you.

Charudatta—I should be remembered by you during the course of conversation;

Aryaka—Can I forget my own self ?

Charudatta—May gods protect you, going on your way;

Aryaka—I am protected by you.

Charudatta—You are protected by your good luck;

Aryaka—Verily, eh, therein even you are the cause. (7)

Charudatta—When Palaka is up, there cannot be great protection; therefore, may you get off quickly.

Aryaka—So (I go) to see you again. (He goes away.)

Charudatta—Having thus committed a
grave offence against the king, it is not
desirable to stand even for a moment
here. Maitreya, throw this chain in an
old well; for, the kings may observe through
the eyes of their spies. (8)

[Showing the throbbing of his left eye.] Friend Maitreya, this person (i. e., myself) is eager to see Vasantasena. See,

As I have not seen the beloved, my
left eye throbs; my heart, tormented
without cause, feels pain. (9)

So come. Let us both go. (Having turned round.) How is it that the sight of a Buddhist mendicant foreboding evil fortune is just before me? (Having thought) Let him enter by that path. (Thus he goes away.)

—**Mrichchhakatika: Act VII**



**Questions:**

I Illustrate the uses of the following:

**उताहो; कृतम्; अलम्; न केवलम्–अपि; हन्त; धिक्.**

II Dissolve the following compounds:

**कर्मान्तोज्झितदारुवारितगतिः; सावशेषापसारः; अस्मात् व्यसनार्णवोत्थितम्; करिकर . . . लोलायताक्षः; स्वयंग्राहप्रणयेन; सुलभपुरुषसंचारे; गोपालप्रकृतिः; कथान्तरेषु.**

III Recognise the following forms:

**यातम्; प्रत्यक्षीकृत्य; समुपैति; भवितव्यम्; चिरायितः; उत्थाय; स्नेहमयानि; अवतरितव्यम्; विस्मर्यते; अनाभ्युदयिकम्.**

IV Translate the following into Sanskrit:

(1) He is kind to those who seek his shelter. (2) That man has gone very far. (3) He felt happy on seing that good man. (4) I shall tell you good news. (5) Love cannot brook delay. (6) You should remember me in course of conversation. (7) We go by this way.



# ૫

## कृतककलहः

## [બનાવટી તકરાર]

**પ્રાસ્તાવિક:** 'મુદ્રારાક્ષસ' નાટક ચંદ્રગુપ્તના પ્રધાન ચાણક્યની રાજરમતને આલેખે છે. ચાણક્યનો મુખ્ય હેતુ નન્દ રાજાઓના પ્રધાન રાક્ષસને ચંદ્રગુપ્તની બાજુએ લાવી દેવાનો છે. રાક્ષસ હજુ નન્દ રાજાઓના કુટુંબ તરફ વફાદારી ધરાવતો હતો — અને તે હિસાબે નંદવંશના મલયકેતુને રાજા બનાવવાની કોશિશો કરતો હતો. મલયકેતુની બાજુ ઉપરથી રાક્ષસને ખસેડી, રાક્ષસને ચંદ્રગુપ્તની બાજુએ લાવવા માટે ચંદ્રગુપ્ત રાક્ષસની મુદ્રાનો ઉપયોગ કરે છે; એટલે નાટકનું નામ 'મુદ્રારાક્ષસ' રાખવામાં આવ્યું છે.

રાક્ષસના કુટુંબને તેના મિત્ર ચંદનદાસે આશ્રય આપ્યો હતો; તે ચન્દનદાસને ચાણક્ય પકડી મંગાવે છે અને કાચી જેલમાં રાખે છે. રાક્ષસ તથા મલયકેતુ વચ્ચે વિક્ષેપ કરાવવા પોતાના જાસૂસો મારફતે એવા તો સજ્જડ પુરાવા ચાણક્ય ગોઠવે છે કે છેવટે મલયકેતુ એમ જ માને છે કે રાક્ષસ પોતાને વફાદાર નથી. રાક્ષસ પોતાની વફાદારીના પુરાવા પણ આપી શકતો નથી. આ બાજુએ મલયકેતુ પોતાના જ અનુયાયીમાં ભેદ પડવાથી હારે છે. રાક્ષસને કશો આરો રહેતો નથી — એટલે ચન્દનદાસ, જેને શૂળીએ લટકાવવાની તૈયારી કરવામાં આવી છે, તેને બચાવવા પોતે જ રજૂ થઈ જાય છે. ચાણક્ય આગળ તેને લાવવામાં આવે છે, અને પોતાની ઇચ્છા સિદ્ધ કરવા આ બધી યુક્તિઓ ગોઠવી હતી એમ ચાણક્ય તેને સમજાવે છે. છેવટે રાક્ષસ ચંદ્રગુપ્તનો પ્રધાન બને છે, અને નાટક સુખી અન્તમાં આવે છે.

**સાર :** આપણા પાઠમાં ચંદ્રગુપ્ત અને ચાણુક્યને કૌમુદી-મહોત્સવની બાબતમાં તકરાર કરતા ચીતરવામાં આવ્યા છે. રાક્ષસ પોતાના જાસૂસો મારફતે રાજા અને મંત્રી વચ્ચે વિક્ષેપ પડાવવા યત્ન કરી રહ્યો છે. તેને ખોટી માન્યતા ઉપર ચઢાવવા માટે આ બનાવટી તકરાર ગોઠવવામાં આવી છે. ચંદ્રગુપ્તે કૌમુદી-મહોત્સવની બધી ગોઠવણુ કરી છે. ચાણુક્યે તે ગોઠવણુ અટકાવી દીધી છે અને તેના હુકમથી ઉત્સવ બંધ પડચો છે. કંચુકી મારફતે ચંદ્રગુપ્ત ચાણુક્યને બોલાવે છે. એ બંને વચ્ચે એવી તો સરસ રીતે તકરાર ગોઠવાઈ જાય છે કે અંદરનો ભેદ ન જાણુનાર તો ખરેખર જ આ તકરારને સાચી માને. ચાણુક્યને બોલાવી ચંદ્રગુપ્ત તેને કૌમુદીમહોત્સવના પ્રતિષેધ માટે ઠપકો આપે છે. ચાણુક્ય તેને સામો ઉત્તર આપે છે—અને ચંદ્રગુપ્તને સ્વતંત્ર વર્તવું હોય તો પોતાને મંત્રીપદની જરૂર નથી, એમ ચંદ્રગુપ્તને જણાવી દે છે. ચંદ્રગુપ્ત પણુ પોતે રાજા છે, અને પોતે સત્તા વાપરી પોતાની ફરજો બજાવશે, એમ જણાવે છે. ચાણુક્ય પણુ પોતાનું મંત્રીપદ છોડી ચાલી નીકળે છે. આખો દેખાવ જાણે બે વચ્ચે ખરે જ વિરોધ પડી ગયો હોય તેવો જણાય છે.

વચ્ચે બે વૈતાલિકોનો પ્રસંગ મૂક્યો છે, તે પણુ સૂચક છે. વૈતાલિકો રાક્ષસના જાસૂસો છે, અને રાજાને મંત્રીથી સ્વતંત્ર થવા ઉશ્કેરે તેવા શ્લોકો બોલે છે. ચંદ્રગુપ્ત તેમને એક લાખ સોનામહોરો અપાવે છે—એટલે રાક્ષસ વગેરેને પૂરેપૂરી ખાતરી થાય કે ચાણુક્ય અને ચંદ્રગુપ્ત વચ્ચે પ્રબળ વિરોધ જાગ્યો છે.

બીજાં સંસ્કૃત નાટકોની માફક 'મુદ્રારાક્ષસ' નાટકનો રસ શૃંગાર ઉપર નથી—પરંતુ રાજરમત ઉપર છે. આખો વિષય ઇતિહાસમાંથી લેવામાં આવ્યો છે; અને જાણે શેતરંજની રમત ચાલી રહી હોય તેમ ચાણુક્ય અને રાક્ષસ એકબીજા સામે રમતો કરે છે, અને છેવટે રાક્ષસ ચાણુક્યના હાથમાં આવી પડે

છે. વિશાખદત્તની ભાષા સચોટ અને શક્તિવાળી છે. પ્રોફેસર કીથના શબ્દોમાં :

"Vishakhadatta's diction is admirably forcible and direct; the martial character of his drama reflects itself in clearness and rapidity of his style. An artist in essentials he uses images, metaphors and similes with tasteful moderation; alone of the later dramatists, he realises, that he is writing a drama, not composing acts of elegant extracts."

વિશાખદત્ત છઠ્ઠાથી સાતમા સકામાં પ્રવર્તમાન થયો હોવો જોઈએ. તેણે 'મુદ્રારાક્ષસ' નામે નાટક લખ્યું છે—અને 'દેવી-ચંદ્રગુપ્ત' નામે નાટકના કેટલાક ભાગ પણ બહાર આવ્યા છે.

पृ ११ : पं. १–२८

**कष्टम्**–સંકટ, નપું., પ્રથમા. એ. વ., અરેરે !

[શ્લોક ૧૪ ] અન્વય–**नृपतेः ततः सचिवतः ततः राज्ञः वल्लभात्, [ततः] च ये लब्धप्रासादाः विटाः अस्य भवने वसन्ति [तेभ्यः] अन्येभ्यः भेतव्यम्। स्थाने–दैन्याद् उन्मुख-दर्शनापलपनैः पिण्डार्थमायस्यतः [जनस्य] लाघवकारिणीं सेवां कृतधियः श्ववृत्तिं विदुः ॥**

**नृणाम् पतिः** (ष० त०), **तस्मात्**, રાજા તરફથી. **ततः**–પછી. **सचिवतः**–પ્રધાન તરફથી. **राज्ञः वल्लभात्**–રાજાના સ્નેહી-જન તરફથી. **लब्धप्रसादाः**–**लब्धः प्रसादः यैः ते** (બ० વ્રી०), જેમણે મહેરબાની પ્રાપ્ત કરી છે તે. **विटाः**–વિલાસના તથા મોજ-મઝાના ગોઠિયાઓ. **ततः**–પછીથી. **सचिवतः**–પ્રધાનથી; +**तस्** (પંચમી વિભક્તિનો પ્રત્યય). **राज्ञः वल्लभात्**–રાજાના સ્નેહીજન તરફથી. **भेतव्यम्**–**भी** ગ. ૩, પરસ્મૈ. નું વિધ્યર્થ કૃદંત, પાંચમી

વિભક્તિ લે છે. **स्थाने**–સરખાવો: Apte's Guide §304: **स्थाने**–is used as an adverb in the sense of–'justly, properly, it is quite proper that.' **दैन्यात्**–**दीनस्य भावः दैन्यम् । तस्मात्**–દીનતાથી. **उन्मुखदर्शनापलपनैः–उद्गतं मुखं यस्मिन् तद्** (બ૦ વ્રી૦), **उन्मुखं दर्शनम्** (કર્મ૦), ઊંચું મુખ કરીને જોવું; **अपलपनैः अप+लप्** ગ. ૧, પરસ્મૈ., સત્યને સંતાડીને રાજાને પ્રસન્ન કરવા તેને ગમે તેવું બોલવું; સાચુંખોટું બોલવું; ખુશામતના બોલ બોલવા. **उन्मुखदर्शनानि च अपलपनानि च** (દ્વંદ્વ), **तैः. पिण्डार्थम्**–ખોરાક માટે; રોટલા માટે; સરખાવો: **लाङ्गूलचालनमधश्चरणावपातं भूमौ निपत्यवदनोदरदर्शनं च । श्वा पिण्डदस्य कुरुते गजपुङ्गवस्तु धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ।** **आयस्यतः–आ+यस्** ગ. ૪, પરસ્મૈ., 'યત્ન કરવો'નું વ. કૃ. **आयस्यत्** નું ષષ્ઠી એ. વ., પુલ્લિંગ, મહેનત કરતા. **लाघवकारिणीं**–લઘુતાને લાવનાર. **लघोः भावः लाघवम्**–લઘુતા; હલકાશ. **कृतधियः–कृता धीः येषाम् ते** (બ૦ વ્રી૦), જેની બુદ્ધિ શિક્ષિત છે–અને તેથી વિચક્ષણ છે. **श्ववृत्तिम्**–કૂતરાની આજીવિકા; **शुनः वृत्तिम्** (ષ૦ ત૦), સરખાવો: 'મનુસ્મૃતિ': ૪:૬: **सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ।**

**परिक्रम्य**–ફરીને; **परि+क्रम्**નું સંબંધક ભૂ. કૃ. **आर्यचाणक्यगृहम्**–આર્ય ચાણક્યનું ઘર: **आर्य**ની વ્યાખ્યા–**कुलं शीलं दया दानं धर्मः सत्यं कृतज्ञता । अद्रोह इति येष्वेतत्तानार्यान् संप्रचक्षते ॥ राजाधिराजमन्त्रिणः–अधिकः राजा** (કર્મ૦), **अधिराजः । राज्ञाम् अधिराजः** (ષ૦ત૦), **राजाधिराजस्य मन्त्रिणः** (ષ૦ત૦), રાજાધિરાજના મંત્રીની. **विभूतिः**–સમૃદ્ધિ; દમામ. **तथाहि**–દાખલા તરીકે; જુઓ તેના ઉપયોગ માટે Apte's Guide: § 277.

[શ્લોક ૧૫] અન્વય:–**एतद् गोमयानां भेदकमुपलशकलम् [अस्ति]। एतत् बटुभिः उपहृतानां बर्हिषां स्तूपम् [अस्ति]। जीर्णकुडयम् शरणम् अपि आभिः शुष्यमाणाभिः समिद्भिः विनमितपटलान्तं दृश्यते ॥**

**गोमयानां**–છાણાંના; **गो+मय** તદ્ધિતનો સામાન્ય અર્થ 'છાણ' થાય છે. **भेदकम्**–ભાગનાર. **उपलशकलम्**–**उपलस्य शकलम्** (ષ૦ ત૦), પથ્થરનો કટકો. **बटुभिः**–વિદ્યાર્થીઓથી. **उपहृतानाम्**–લવાયેલા. **बर्हिषाम्**–દર્ભ ઘાસના; **बर्हिष्** નપું., ષષ્ઠી બ. વ. **स्तूपम्**–ઢગલો; **स्तूप्**–'to raise' ગ. ૧૦, ઉભય. **जीर्णकुडयम्**–**जीर्णाः कुडयाः यस्य तत्** (બ૦ વ્રી૦), જેની ભીંતો જીર્ણ થઈ ગઈ છે તે. **शरणम्**–ઘર. **आभिः शुष्यमाणाभिः समिद्भिः**–આ સુકાતી સમિધની લાકડીઓ. **विनमितपटलान्तम्**–**विनमितः पटलस्य अन्तः यस्य तद्** (બ૦વ્રી૦), જેના છાપરાનો છેડો નમી ગયો છે તેવું. **दृश्यते**–**दृश्** કર્મ., વ. કા., ૩ પુ., એ. વ., દેખાય છે. આ શ્લોક ચાણક્યનું અગ્નિહોત્રીનું સાદું જીવન બતાવે છે. **वृषलः**–શૂદ્ર; ચંદ્રગુપ્તની મા મુરા–શૂદ્ર હતી તેથી ચંદ્રગુપ્તનું કુળ હલકું હતું; તેથી ચાણક્ય તેને વૃષલ કહીને બોલાવે છે; ચાણક્યની શક્તિ અને કાબૂ કેટલાં હતાં તે 'વૃષલ' શબ્દથી તે ચંદ્રગુપ્તને બોલાવે છે એના ઉપરથી સમજાય છે.

[શ્લોક ૧૬] અન્વય: **अवितथवाचोऽपि पुरुषाः कार्पण्यात् प्रवाचः श्रान्तास्याः अभूतैः अपि गुणैः क्षितिपतिं स्तुवन्ति। स खलु सकलः तृष्णायाः प्रभावः स्यात्। इतरथा, ईशः तृणमिव निरीहाणां तिरस्कारविषयः।**

**अवितथवाचः**–**विगतं तथा यस्याः** (બ૦વ્રી૦), **न वितथा अवितथा** (નઞ્ ત૦), **अवितथाः वाचः येषां ते** (બ૦વ્રી૦), જેમની વાણી સાચી છે તે. **कार्पण्यात्**–**कृपणस्य भावः कार्पण्यम्, तस्मात्**; દીનતાને લીધે; અસહાય સ્થિતિને લીધે.

**प्रवाचः**—**प्रभूताः वाचः येषाम् ते** (બ૦વ્રી૦), જેની વાણી બહુ છે તે. **श्रान्तास्याः**—**श्रान्तमास्यं येषाम् ते** (બ૦વ્રી૦), જેનાં મુખ થાકી ગયાં છે તે. **अभूतैः अपि गुणैः**—ન હોય તે ગુણથી પણ. **प्रभाव...स्यात्**—એ બધી તૃષ્ણાની જ શક્તિ હોય. **इतरथा**—નહિ તો. **निरीहाणाम्**—**निर्गता ईहा येषां तेषाम्** (બ૦વ્રી૦), જેની ઇચ્છાઓ જતી રહી છે તે; નિઃસ્પૃહ. **ईशः**—રાજા; માલિક. **तृणम् इव**—તણખલાની માફક. **तिरस्कारविषयः**—**तिरस्कारस्य विषयः** (ષ૦ત૦), તિરસ્કારનો વિષય. સરખાવો: **तृणमिव लघु लक्ष्मीः नैव तान् संरुणद्धि ।** (ભર્તૃહરિ). **निःस्पृहस्य तृणं जगत् ।** (સુભાષિત). **सभयम्**—ભયપૂર્વક.

[ શ્લોક ૧૭ ] અન્વય : **यः लोकं परिभूय नन्दमौर्यनृपयोः अस्तोदयौ अप्रतिभिन्नकालम् अदिशत् सः पर्यायपातितहिमोष्णं असर्वगामि सहस्रधाम्नः धाम धाम्ना अतिशाययति ॥**

**लोकं परिभूय**—જગતને કાબૂમાં લાવીને; **परि+भू** ગ. ૧, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ. **नन्दमौर्यनृपयोः**—**नन्दश्च मौर्यश्च** (દ્વંદ્વ), **नन्दमौर्यौ नृपौ** (કર્મ૦), **तयोः**, નન્દ અને મૌર્ય (=ચંદ્રગુપ્ત) રાજાઓનો. **अस्तोदयौ**—**अस्तं च उदयश्च** (દ્વં૦), અસ્ત અને ઉદય, પડતી અને ચઢતી. **अविभिन्नकालम्**—**न विभिन्नं कालं यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી), છૂટા વખતે નહિ; એટલે, એક જ વખતે. **अदिशत्**—**अ+दिश्** ગ. ૬, પરસ્મૈ., હ્યસ્તનભૂ, ૩ પુ., એ. વ., બતાવ્યો. **पर्यायपातितहिमोष्णम्**—**पर्यायेण पातितं हिममुष्णं वा येन तद्** (બ૦ વ્રી૦), અનુક્રમે ઠંડી અને ગરમી જેણે નાખી છે તે. **असर्वगामि**—બધેય ન જઈ શકતું. કારણ કે સૂર્યનું તેજ ગુફાઓમાં કે અંધારી જગાઓમાં જઈ શકતું નથી. **धाम्ना**—**धामन्** નપું., તૃતીયા એ. વ., શક્તિથી. **अतिशाययति**—**अति+शी** ગ. ૨,

આત્મને., પ્રેરક; પરંતુ પ્રેરક સ્વાર્થે લઈ **अतिशेते**નો અર્થ લેવો તે જ યોગ્ય છે. **सहस्रधाम्नः-सहस्राणि धामानि यस्य तस्य** (બ૦ વ્રી૦), સહસ્ર કિરણો જેને છે તે સૂર્ય.

**जानुभ्याम्**-ઘૂંટણિયે. **भूमौ निपत्य**-જમીન ઉપર પડીને. **वैहीनरि**-કંચુકીનું નામ છે. **आगमनप्रयोजनम्-आगमनस्य प्रयोजनम्** (ષ૦ત૦), આવવાનું પ્રયોજન. **प्रणत...युगलः-संभ्रममपरित्यज्य** (અવ્યયી), **ससंभ्रममुच्चलिताः** (કેવળસમાસ), **ससंभ्रमोच्चलिताः । भूमिं पालयति** (ઉપ.ત૦) **असौ भूमिपालः। भूमिपालानां मौलयः** (ષ૦ત૦) **आदौ प्रणताश्च पश्चात्ससंभ्रमोच्चलिताः** (કર્મ૦), **प्रणतससंभ्रमोच्चलिताः** (કર્મ૦), **प्रणत. . . मौलिनाम मालासु मणीनाम् शकलानाम् शिखाभिः पिशङ्गीकृतं पादपङ्कयोर्युगलं यस्य सः** (બ૦વ્રી૦), નમેલાં અને ઉતાવળને લીધે હાલી ઊઠેલાં રાજાઓનાં માથાંની માળાના માણેકનાં નંગ (શબ્દશઃ-કકડા)ની જ્યોતિથી જેના ચરણકમલનું યુગલ રાતું થયું છે તે. **पिशङ्गीकृत**-રાતું અને જરાક ભૂખરા રંગનું બનેલું **पिशङ्ग** ઉપરથી **च्वि** રૂપવાળા ક્રિયાપદનું કર્મ. ભૂ. કૃ.

## पृ. २० : पं. १-२५.

**सुगृहीतनामधेयः—सुगृहीतं नामधेयं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું નામ સુખપૂર્વક લેવાયું છે તે; એટલે કે જેનું નામ દેવાથી સુખ પ્રાપ્ત થાય છે. **विज्ञापयति-वि+ज्ञा** નું પ્રેરક **विज्ञापयति**, અરજ કરે છે; વિનતિ કરે છે. **अकृतक्रियान्तरायम्-न कृतः क्रियायामन्तरायो यस्य तम्** (બ૦ વ્રી૦), જેમના કાર્યમાં વિઘ્ન નખાયું નથી તેવા. **वृषलश्रवणपथं गतः**-વૃષલના કર્ણમાર્ગે પહોંચેલો છે. **मत्कृत-मया कृतः. कौमुदीमहोत्सवप्रतिषेधः-कौमुद्याः उत्सवस्य प्रतिषेधः** (ષ૦ ત૦), કૌમુદીના મોટા

ઉત્સવના પ્રતિબંધ. કૌમુદીમહોત્સવ, સામાન્ય માન્યતા પ્રમાણે, આસો સુદ પૂનમ ઉપર આવે; પરંતુ 'માલતીમાધવ'ના ટીકાકાર જગદ્ધરના કહેવા પ્રમાણે કાર્તિક સુદ પૂનમ છે. વૈતાલિકના કેટલાક શ્લોકો, જે આપણા પાઠમાંથી છોડી દેવામાં આવ્યા છે, તેમાં એક શ્લોક આવે છે તેમાં વિષ્ણુની પ્રબોધએકાદશીનો ઉલ્લેખ છે; એટલે વિશાખદત્તની પણ કૌમુદીમહોત્સવ પરત્વે સમજ કારતક સુદ પૂનમની છે. **सुगाङ्गप्रासादगतेन–सुगाङ्गः इति प्रासादः, सुगाङ्गप्रासादे गतेन।** (દ્વિ૦ ત૦), સુગાંગ નામે મહેલ ઉપર ગયેલા. **अवलोकितम्**–જોવાયું. **अप्रवृत्तकौमुदीमहोत्सवम्–न प्रवृत्तः कौमुद्याः महान् उत्सवः यस्मिन् तद्** (બ૦ વ્રી૦), જ્યાં કૌમુદી-મહોત્સવ પ્રવર્ત્યો રહ્યો નથી તે. **भवद्भिः**–આપથી. **अन्तरा**–વચમાંથી જ; એટલે કે મારી જાણ સિવાય; છૂપી રીતે. **कोपित–कुप्** ગ. ૪. પરસ્મૈ.નું પ્રેરક **कोपयति**નું કર્મ ભૂ. કૃ., ગુસ્સે કરાયેલો. **प्रोत्साह्य**–ઉશ્કેરીને; **प्र+उत्+सह्** ગ. ૧, આત્મને.નું પ્રેરક **प्रोत्साहयति**નું સંબંધક ભૂ. કૃ. **तूष्णीम्**–શાંત. **अधोमुखः–अधः मुखं यस्य सः** (બ૦ વ્રી), જેનું મોં નીચે છે તે. **राजपरिजनस्य–राज्ञः परिजनस्य** (ષ૦ ત૦), રાજાના સેવકવર્ગનો. **प्रद्वेषपक्षपातः**–દ્વેષ કરવા તરફની સખત લાગણી. **आर्यपादमूलं प्रेषितः**–આર્યના ચરણના મૂલમાં મોકલાયો છું. **इतः**–અહીં થઈને. **सिंहासनमध्यास्ते–अधि+आस्** ગ. ૨, આત્મને., વ. કા., ૩ પુ., એ. વ., બેસે છે; **अधि+आस्** બીજી વિભક્તિ લે છે; જુઓ Apte's Guide §31. **पाणौ गृहीत्वा**–હાથે પકડીને.

## पृ. २१ : पं. ६–२६

**यथोचितम्–उचितमनतिक्रम्य** (અવ્યયી.), યોગ્ય રીતે. **उपविष्टौ**–બન્ને બેઠેલા છે. **आहूताः–आ+ह्वे** ગ. ૧, પરસ્મૈ. નું કર્મ. ભૂ. કૃ. **आहूत** નું પ્રથમા બ. વ., બોલાવાયેલા (છીએ).

**अनुग्राहयितुम्–अनु+ग्रह्** ગ. ૯, પરસ્મૈ. નું પ્રેરક **अनुग्राहयति**-નું હેત્વર્થ કૃદન્ત, કૃપાપાત્ર બનાવવા માટે. **अलम् अनेन प्रश्रयेण**–આ વિનયથી બસ. **निष्प्रयोजनम्–निर्गतं प्रयोजनं यस्मिन् कर्मणि यथा स्यात्तथा** (અવ્યયી.), વિના પ્રયોજન. **अधिकारवन्तः–अधिकार+वत्** નું પ્રથમા બ. વ., પુલ્લિંગ, અધિકારને ધારણ કરનારાઓ; અધિકારીઓ. **आहूयन्ते–आ+ह्वे** ગ. ૧, પરસ્મૈ. નું કર્મણિ. વ. કા., ૩ પુ., બ. વ., બોલાવાય છે. **किं फलमार्यः पश्यति**–આર્ય એમાં શું ફળ જુએ છે; એટલે કે કૌમુદીમહોત્સવને અટકાવી તે મારફતે શો હેતુ સિદ્ધ કરવા આર્ય ચાણક્ય માગે છે? **उपालब्धुम्–उप+आ+लभ्** ગ ૧, આત્મને.-નું હેત્વર્થ, ઠપકો આપવા માટે. **शान्तं पापम्**–આ શબ્દસમૂહ (phrase) કોઈ અશુભ વાત—સામાને ન ગમે તે—આવે તો તેને માટે માફી માગી અટકાવવા માટે વપરાય છે. **शान्तं पापं**–'પાપ શાંત થઈ જાઓ'—એટલે ગુજરાતીમાં ક્ષમા કરો, ક્ષમા કરો; એ અર્થમાં. **विज्ञापयितुम्**–વિનતિ કરવા માટે; અરજ કરવા માટે; **वि+ज्ञा**ના પ્રેરકનું હેત્વર્થ કૃદંત. **यदि एवम्**–જો તે પ્રમાણે હોય તો. **विज्ञापनीयानाम्**–અરજ કરવા યોગ્ય; **वि+ज्ञा**ના પ્રેરક **विज्ञापयति**નું વિધ્યર્થ કૃદંત **विज्ञापनीय**નું ષષ્ઠી બ. વ, નામ તરીકે ઉપયોગ છે. **अवश्यम्**–ખરેખર જ. **स्वैररुचयः**–મનને ફાવે તે ગમતી બાબતો. **न रोद्धव्याः–रुध्** ગ. ૭, પરસ્મૈ.નું વિધ્યર્થ, અટકાવાવી ન જોઈએ. **निष्प्रयोजना प्रवृत्तिः–निर्गतं प्रयोजनं यस्याः सा** (બ૦ વ્રી૦), જેમાંથી પ્રયોજન જતું રહ્યું છે તેવી; એટલે, પ્રયોજન વિનાની. ચાણક્યની કોઈ પણ પ્રવૃત્તિ પાછળ પ્રયોજન રહેલું જ હોય છે, તે સૂચવવાનો અહીં ઉદ્દેશ છે. **प्रश्नावकाशः–प्रश्नस्य अवकाशः** (ષ૦ ત૦), પ્રશ્ન માટે અવકાશ; પ્રશ્નનું કારણ. **सम्यग्**–સારી રીતે. **गृहीतवान्–ग्रह्** ગ. ૯, પરસ્મૈ નું કર્તરિ

भू. कृ. **गृहीत+वत्** પ્રથમા એ. વ., પુલ્લિંગ, સમજ્યો. **प्रयोजनम् अन्तरा**–પ્રયોજન સિવાય; **अन्तरा** બીજી વિભક્તિ લે છે; સરખાવો: Apte's Guide: § 35, **स्वप्नेऽपि न चेष्टते**–સ્વપ્નમાં પણ પ્રવૃત્તિ કરતો નથી. **शुश्रूषा–श्रु** ગ. ૫, પરસ્મૈ.નું ઇચ્છાદર્શક નામ, સાંભળવાની ઇચ્છા. **मुखरयति**–**मुखर** 'બોલકણો; બહુ અવાજ કરનાર' ઉપરથી નામ–ધાતુ 'બોલતો કરે છે, બોલાવે છે' એ અર્થમાં. **अर्थशास्त्रकाराः**–**अर्यते इति अर्थः । अर्थानाम् शास्त्रम् । तानि कुर्वन्ति ते अर्थशास्त्रकाराः**–રાજનીતિના શાસ્ત્રના લખનારાઓ. **सिद्धि**–કાર્યને સિદ્ધ કરવું તે; એટલે કે રાજ્ય ચલાવવું તે; રાજ્યતંત્ર. **उपवर्णयन्ति**–વર્ણવે છે. **राजायत्ताम्–राजनि आयत्ताम्** (સ૦ત૦), રાજાને અધીન; રાજાના સીધા વહીવટ હેઠળનું (રાજ્યતંત્ર)., **सचिवायत्ताम्** (**सिद्धिम्**)–પ્રધાનને અધીન (રાજ્યતંત્ર), **उभयायत्ताम्**–બન્નેને એટલે રાજા અને પ્રધાન બન્નેને અધીન. **सचिवायत्तसिद्धेः–सचिवायत्ता सिद्धिः यस्य तस्य** (બ૦ વ્રી૦), મંત્રીને અધીન જેનું રાજ્યતંત્ર છે એવા (તારે)., **प्रयोजनान्वेषणेन–प्रयोजनस्य अन्वेषणेन** (ષ૦ ત૦), પ્રયોજન શોધવાથી: કૌમુદીમહોત્સવનો પ્રતિષેધ કરવાનું કારણ જાણ્યાથી. **अत्र नियुक्ताः**–આ સ્થાને નિમાયેલા; **नि+युज्** ગ. ૭, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ. **वेत्स्यामः**–આ રૂપ વ્યાકરણની દૃષ્ટિએ બરોબર નથી; **विद्** ગ. ૨, જાણવું–એ અનિટ્ ધાતુ નથી એટલે '**वेदिष्यामः**' રૂપ થાય; આથી **वेत्स्यामः** ની સામે બીજાં પાઠાંતરો ઊભાં થયાં છે. **विद्** ગ. ૪ અને ગ. ૭, અનિટ્ છે, પરંતુ તેનો અર્થ 'જાણવું' થતો નથી; એટલે પ્રસ્તુત સ્થાન માટે તેનું રૂપ ગણવું એ ઠીક નથી. **परावर्तयति**–ફેરવે છે. **नेपथ्ये**–પડદા પાછળ; **नेः** (=**नेत्रस्य, नेतुर्वा**) **पथ्यम्** એ પ્રમાણે તેની પરંપરાગત વ્યુત્પત્તિ છે; આ વ્યુત્પત્તિને હિસાબે તેના ચાર અર્થ સાહિત્યમાં પ્રચલિત છે: (૧) નટનાં

પહેરવાનાં કપડાં; (૨) નટના અલંકારો; (૩) નટને માટે વેશ બદલવાનો ઓરડો; અને (૪) પડદો. **वैतालिकौ–विविधेन तालेन चरति इति वैतालिकः**, જે જુદાજુદા તાલોમાં ગાય તે વૈતાલિક; એટલે કે, ભાટ — જે રાજાને તેના નક્કી કરેલા સમયવિભાગ પ્રમાણે સમય જણાવે છે, તથા નિદ્રામાંથી જાગૃત કરવાનું કાર્ય કરે છે. સંસ્કૃત નાટકોમાં સામાન્ય રીતે બે ભાટ હોય છે, અને તેઓ તે તે સમયને લગતા બેચાર શ્લોકો બોલે છે. આપણા પાઠમાંથી પહેલા વૈતાલિકના શ્લોકો કાઢી નાખ્યા છે. **पठतः**–બે સાથે બોલે છે.

[શ્લોક ૨૨] અન્વય–**हे नृवर**. [यथा] **व्यक्तमानावलेपाः कस्यापि हेतोः केऽपि धात्रा सत्त्वोत्कर्षस्य निधयः इव कृताः–स्वेन धाम्ना मदसलिलमुचां नागयूथेश्वराणाम् जेतारः मृगाणाम् अधिपतयः दंष्ट्राभंगं न सहन्ते [तथा] व्यक्तमानावलेपाः, कस्यापि हेतो केऽपि धात्रा सत्त्वोत्कर्षस्य निधयः इव कृताः, स्वेन धाम्ना मदसलिलमुचां नागयूथेश्वराणाम् जेतारः त्वादृशाः सार्वभौमाः नृपतयः आज्ञाभङ्गं न सहन्ते ॥**

**नृणाम् नृषु वा वर** (ष०त०; અથવા તો સપ્તમી ત૦), મનુષ્યોમાં શ્રેષ્ઠ **व्यक्तमानावलेपाः–व्यक्तौ मानावलेपौ येषाम् ते** (બ૦વ્રી૦), **मानं च अवलेपश्च** (દ્વન્દ્વ); **मान–मन** ગ. ૪, આત્મને. ઉપરથી નીકળેલું છે; એટલે 'મનનું અભિમાન', ego–અહંભાવ એ અર્થ થાય; જ્યારે **अवलेप अव+लिप्** ગ. ૬, ઉભય., બહારથી લેપ કરવો–એટલે બાહ્ય દમામ. આ વિશેષણ સિંહોને તેમ જ રાજાઓને બંનેયને લાગે છે. **कस्याऽपि हेतोः**–કોઈક અગમ્ય, અવર્ણનીય હેતુથી. **केऽपि**–કોઈક અવર્ણનીય. **सत्त्वोत्कर्षस्य–सत्त्वस्य उत्कर्षः** (ष० त०), **तस्य**; રાજાઓના સંબંધે (૧) અંદરની પ્રબળ પ્રેરણાશક્તિ; સિંહના

સંબંધે (૨) તેમનું પ્રચંડ બળ. **उत्कर्ष**–મહત્તા, બહુપણું. **निधयः**– ભંડારો. **स्वेन धाम्ना**–પોતાની શક્તિથી. **मदसलिलमुचाम्**–રાજાપક્ષે—**नागयूथ** સાથે **सापेक्षत्वेऽपि गमकत्वात् समासः** એ રીતે **सापेक्षसमास** લેવાનો : મદરૂપી પાણીને ઝરાવતા હાથીના સમૂહના માલિક–એવા રાજાઓ; સિંહપક્ષે–મદરૂપી પાણીને ઝરાવતા હાથીના ટોળાના ઉપરી એવા (મોટા હાથીઓ)ના. **मदः सलिलम् इव** (કર્મ૦), **मदसलिल मुञ्चति** (ઉપ૦ ત૦), **मदसलिलमुच्**નું છઠ્ઠી બ. વ., પુલ્લિંગ. **नागयूथेश्वराणाम्**– **नागानां यूथानि** (ષ૦ ત૦), **नागयूथानामिश्वराणाम्**– હાથીઓના નાયકો—અથવા રાજાપક્ષે માલિકો. **जेतारः**–જીતનારા. **मृगाणाम् अधिपतयः**–પ્રાણીઓના રાજાઓ—એટલે, સિંહો. **दंष्ट्राभङ्गम्**–**दंष्ट्राणाम् भङ्गम्** (ષ૦ ત૦), દાઢને તોડી નાખે તે. **न सहन्ते**-સહન કરતા નથી. **आज्ञाभङ्गम्**–પોતાના હુકમનો ભંગ. **त्वादृशाः**–તારા જેવા. સરખાવો : **सदृश, यादृश. कीदृश, ईदृश** વગેરે. **सार्वभौमाः**–**सर्वा भूमिः** (કર્મ૦), **सर्वभूमेः ईश्वरः सर्वभूमौ विदितो वा**–**सार्वभौमः**, આખી પૃથ્વી ઉપર ચક્રવર્તી. **नृपतयः**–**नृणां पतयः** (ષ૦ત૦), માણસોના નાથ; રાજાઓ.

**पृ. २०: पं. १–१४**

[શ્લોક ૨૩] અન્વય–**भूषणाद्युपभोगेन प्रभुः प्रभुः न भवति; त्वम् इव परैः अपरिभूताज्ञः प्रभुः उच्यते ॥**

**भूषणाद्युपभोगेन**–**भूषणानि आदौ यस्य सः भूषणादिः** (બ૦ વ્રી૦), **भूषणादीनामुपभोगेन** (ષ૦ ત૦), ભૂષણ વગેરેના બાહ્ય ઉપભોગોથી. **प्रभु...भवति**–રાજા રાજા થતો નથી. **परैः**– અન્યથી, શત્રુઓથી. **अपरिभूताज्ञः**–**न परिभूताः आज्ञाः यस्य सः** (બ૦ વ્રી૦), જેની આજ્ઞાની અવગણના કરાઈ નથી. **त्वमिव**– તારા જેવો. **उच्यते**–**वच्** ગ. ૨, પરસ્મૈ., કર્મણિ, ૩ પુ., એ. વ., કહેવાય છે.

**सुवर्णशतसहस्रम्**–સો હજાર–એક લાખ સોનામહોરો. **दापय–दा** ગ. ૩, ઉભય.નું પ્રેરક **दापयति**નું આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., અપાવો; આપવાનું કહો. **परिक्रामति**–ફરે છે. **गन्तव्यम्–गम्** ગ. ૧, પરસ્મૈ.નું વિધ્યર્થ, જવું જોઈએ. **अस्थाने** –યોગ્ય સ્થાનમાં નહિ; અયોગ્ય સ્થાને. **अर्थोत्सर्गः–अर्थस्य उत्सर्गः**, પૈસાને આપી દેવો તે; પૈસાનું ખર્ચ. **सर्वत्र**–બધેયથી. **निरुद्धचेष्टाप्रसरस्य–निरुद्धः चेष्टाणाम् प्रसरः यस्य सः** (બ૦વ્રી૦), જેની પ્રવૃત્તિ માટેની હિલચાલો અટકાવવામાં આવી છે તે. **स्वयम्**–પોતે જ. **अनभियुक्तानाम्–न अभियुक्तानाम्**, પોતાની ફરજમાં નહિ લાગેલા; **अभि+युज्** ગ. ૭, પરસ્મૈ. નું કર્મણિ ભૂ. કૃ. **एते दोषाः**–આ દુઃખો; આ કમનસીબીઓ. **संभवन्ति**–સંભવે છે; ઉત્પન્ન થાય છે. **यदि न सहसे**–જો તું સહન ન કરી શકે તો. **ततः स्वयम् अभियुज्यस्व–अभि+ युज्** ગ. ૪, આત્મને., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., ફરજે લાગી જા. **स्वकर्मणि**–અમારા પોતાના કાર્યમાં. **प्रियं नः**–અમને તો એ પ્રિય છે.

૫

## બનાવટી તકરાર

**કંચુકી**—નોકરી ખરેખર સંકટ છે!

રાજાથી બીવું જોઈએ; પછી (તેના) પ્રધાનથી; પછી (તેના) સ્નેહીજનથી; અને વળી એની કૃપા જેમણે પ્રાપ્ત કરી છે એવા એના ગમ્મતના સાથીઓ, જે એના મહેલમાં વસે છે તેમનાથી પણ (બીવું જોઈએ)! એ બરોબર જ છે કે સ્થિરબુદ્ધિવાળા (ડાહ્યા) માણસો, દીનતાથી, ઊંચે નજર કરીને, સાચુંખોટું બોલીને રોટલા માટે મહેનત

કરતા મનુષ્યને હલકો પાડનારી નોકરીને કૂતરાની આજીવિકા (જેવી) જાણે છે. (૧૪)

(ફરીને તથા જોઈને) આ આર્ય ચાણક્યનું ઘર. તો હું પ્રવેશું. (પ્રવેશ કરીને અને જોઈને) અહો, કેવી રાજાધિરાજના મંત્રીની સમૃદ્ધિ! દાખલા તરીકે,

આ છાણાં ભાગવાનો પથ્થરનો કકડો છે; આ શિષ્યોએ આણેલા દર્ભનો ઢગલો છે; અને જીર્ણ થઈ ગયેલી ભીંતવાળું (તેમનું) ઘર પણ સુકાતી સમિધની લાકડીઓને લીધે છાપરાને એક છેડેથી નમેલું દેખાય છે. (૧૫)

તો એ યોગ્ય જ છે કે ચંદ્રગુપ્ત એમનાથી 'વૃષલ' કહેવાય છે. કેમ જે,

એ બધો તૃષ્ણાનો જ ખરેખર પ્રભાવ છે કે સત્યભાષી માણસો પણ અસહાય સ્થિતિને લીધે મોં થાકી જાય ત્યાં સુધી બહુબહુ બોલી, ન હોય એ ગુણોથી પણ રાજાને વખાણે છે. નહિ તો, જેને તૃષ્ણા નથી, તેમને તો રાજા તણખલાની માફક તિરસ્કારનો વિષય છે. (૧૬)

(જોઈને ભયપૂર્વક) અરે, આ તો આર્ય ચાણક્ય ઊભા છે!

જેણે જગત ઉપર કાબૂ મેળવી એક જ વખતે નન્દ અને મૌર્ય રાજાઓનો અસ્ત અને ઉદય (અનુક્રમે) બતાવ્યો, તે (ચાણક્ય) સહસ્રકિરણોવાળા (સૂર્ય)ના અનુક્રમે ઠંડી અને ગરમી નાખતા — બધે નહિ પહોંચી શકતા તેજને પોતાના તેજથી વટાવી જાય છે. (૧૭)

(જમીન ઉપર ઘૂંટણિયે પડી) આર્યનો વિજય થાઓ!

**ચાણક્ય**—વૈહીનરિ, આવવાનું શું પ્રયોજન?

**કંચુકી**—આર્ય, નમેલાં અને ઉતાવળમાં હાલી ઊઠેલાં રાજાઓનાં મસ્તકની માળાઓનાં માણેકનાં નંગોના તેજથી જેનાં બે ચરણકમળ રાતાં થયાં છે, અને જેનું નામ લેવા યોગ્ય છે

એવા મહારાજ ચંદ્રગુપ્ત આર્યને મસ્તક વડે નમસ્કાર કરી વિનતિ કરે છે—"આપના કામમાં અંતરાય આવે એમ ન હોય તો હું આર્યને જોવા ઇચ્છું છું."

**ચાણક્ય**—વૃષલ મને જોવા ઇચ્છે છે? વૈહીનરિ, મેં કરેલો કૌમુદીમહોત્સવનો એ પ્રતિષેધ વૃષલના કર્ણમાર્ગે ગયો નથી?

**કંચુકી**—આર્ય, હા ગયો છે.

**ચાણક્ય**—(ક્રોધપૂર્વક) હાં, તો કોણે તે કહ્યું?

**કંચુકી**—(ભયપૂર્વક) આર્ય કૃપા કરે. સુગાંગ મહેલ ઉપર ગયેલા મહારાજાએ પોતે જ કૌમુદીમહોત્સવની પ્રવૃત્તિ વિનાનું નગર દીઠું.

**ચાણક્ય**—હાં, જાણ્યું. તો તમે જ વચમાં ઉશ્કેરી વૃષલને ગુસ્સે કર્યો. બીજું શું?

[કંચુકી ભય બતાવતો મુખ નીચું નમાવી શાંત ઊભો રહે છે.]

**ચાણક્ય**—અહો, રાજાના સેવકવર્ગની ચાણક્ય ઉપર દ્વેષની લાગણી છે! તો વૃષલ ક્યાં છે?

**કંચુકી**—(ભયની લાગણી બતાવી) આર્ય, સુગાંગ (મહેલે)-થી મહારાજે મને આર્યનાં ચરણે મોકલ્યો છે.

**ચાણક્ય**—(ઊઠીને) સુગાંગ મહેલનો રસ્તો બતાવો.

**કંચુકી**—આ રસ્તે થઈને, આ રસ્તે થઈને, આર્ય.

[બન્ને ફરે છે.]

**કંચુકી**—આ સુગાંગ મહેલ; આર્ય ધીમેધીમે ચઢો.

**ચાણક્ય**—(ઉપર ચઢવાનું ભજવીને તથા જોઈને) અરે, વૃષલ સિંહાસન ઉપર બેઠો છે! ઠીક, ઠીક. (પાસે આવીને) વૃષલનો વિજય થાઓ!

**રાજા**—(આસન ઉપર ઊઠીને) આર્ય, ચંદ્રગુપ્ત પ્રણામ કરે છે.

[ એમ કહી પગે પડે છે. ]

**ચાણક્ય**—( હાથથી પકડીને ) ભાઈ, ઊભો થા, ઊભો થા.

**રાજા**—તો આર્ય બેસે.

**ચાણક્ય**—વૃષભ, શા માટે અમને બોલાવ્યા ?

**રાજા**—આર્યના દર્શનથી અમારી જાતને કૃપાપાત્ર કરવા.

**ચાણક્ય**—( સ્મિત કરીને ) એ ઉપચાર જવા દોને! અધિકારીઓને ઉપરીઓ કાંઈ પ્રયોજન વિના બોલાવતા નથી.

**રાજા**—આર્ય, કૌમુદીમહોત્સવ અટકાવવામાં આર્ય શું ફળ જુએ છે ?

**ચાણક્ય**—( સ્મિત કરીને ) તો તો અમને ઠપકો આપવા બોલાવ્યા હતા !

**રાજા**—ક્ષમા કરો, ક્ષમા કરો ( શબ્દશ:–પાપ શાન્ત થાઓ, પાપ શાન્ત થાઓ )! ના, ના—વિનતિ કરવા માટે.

**ચાણક્ય**—જો એમ હોય તો જેમને વિનતિ કરવાની હોય તેમની મનસ્વી રુચિઓને શિષ્યે અટકાવવી ન ઘટે.

**રાજા**—એ એમ જ છે. એમાં શંકા શી ? પરંતુ આર્યની પ્રવૃત્તિ કોઈ વાર પણ પ્રયોજનરહિત હોતી નથી—એટલે જ અમારે માટે પ્રશ્નનો અવકાશ રહે છે.

**ચાણક્ય**—વૃષલ, પ્રયોજન વિના ચાણક્ય સ્વપ્ને પણ પ્રવૃત્તિ કરતો નથી એ તમે બરોબર સમજ્યા છો.

**રાજા**—એથી જ ( તે પ્રયોજન ) સાંભળવાની ઇચ્છા મને બોલાવે છે.

**ચાણક્ય**—વૃષલ, સાંભળો. આ બાબતમાં રાજનીતિ-શાસ્ત્રના રચનારાઓ ત્રણ પ્રકારના રાજ્યતંત્રને વર્ણવે છે: (૧)

રાજાને અધીન; (૨) પ્રધાનને અધીન; અને (૩) બન્નેયને અધીન. તો જેનું રાજ્યતંત્ર પ્રધાનને સ્વાધીન છે તેને પ્રયોજન શોધી કાઢવાનું શું કામ છે?

[ રાજા ગુસ્સે થઈ મોં ફેરવે છે ]

[ પડદા પાછળ ભાટો બોલે છે ]

હે નરશ્રેષ્ઠ, જેનાં અભિમાન અને ગર્વ દેખાઈ આવે છે, જેને — તેઓ અપૂર્વ હોઈ — બ્રહ્માએ કોઈક (અગમ્ય) હેતુથી શક્તિની મહત્તાના ભંડાર જેવા કર્યા છે, અને મદરૂપી પાણીને ઝરાવતા હાથીઓના ટોળાના નાયકોને પોતાની શક્તિથી જેણે જીત્યા છે, તેવા પ્રાણીઓના રાજા (=સિંહો) પોતાની દાઢ કોઈ ભાગે તે જેમ સહન કરતા નથી — તેમ જેનાં અભિમાન અને ગર્વ દેખાઈ આવે છે, અપૂર્વ એવા જેમને બ્રહ્માએ કોઈ (અગમ્ય) હેતુથી શક્તિની મહત્તાના ભંડારરૂપ કર્યા છે અને મદરૂપી પાણીને ઝરાવતા એવા હાથીઓનાં ટોળાં જેમની પાસે છે (તેવા રાજાઓને) પોતાની શક્તિથી જેમણે જીત્યા છે, તેવા તમારા જેવા સાર્વભૌમ રાજાઓ (પોતાની) આજ્ઞાનો ભંગ સહન કરી શકતા નથી. (૨૨)

અને વળી,

ભૂષણ વગેરેના ઉપભોગથી રાજા રાજા થતો નથી; બીજાઓથી જેની આજ્ઞા તરછોડાતી નથી એવા તમારા જેવા જ રાજા કહેવાય છે. (૨૩)

**રાજા** — આર્ય વૈહીનરિ, આ બે ભાટોને એક લાખ સોનામહોરો અપાવો.

**કંચુકી** — જેવી દેવની આજ્ઞા. (એમ કહી ઊઠીને ફરે છે.)

**ચાણક્ય** — (ક્રોધપૂર્વક) વૈહીનરિ, ઊભા રહો — જવાનું નથી. વૃષલ, આટલા બધા દ્રવ્યને કેમ અયોગ્ય સ્થાને આપી દીધું?

**રાજા**—(ક્રોધ સહિત) આ પ્રમાણે આર્યે બંધેયથી જેની પ્રવૃત્તિ ઉપર કાબૂ રાખ્યો છે એવો હું—તેનું બંધન જેવું રાજ્ય રાજ્ય જેવું નથી.

**ચાણક્ય**— વૃષલ, પોતાની ફરજમાં નહિ લાગેલા રાજાઓના આ દોષો સંભવે છે. તો જો તમે સહન ન કરી શકતા હો, તો જાતે ફરજ સંભાળી લો.

**રાજા**—તો અમે અમારા પોતાના કાર્યને સંભાળી લઈએ છીએ.

**ચાણક્ય**—અમને તો એ ગમે છે. અમે પણ અમારા કામને સંભાળી લઈશું.

—મુદ્રારાક્ષસ : અંક ૩



## 5. A Feigned Quarrel

Chamberlain—Hard, indeed, is service!

One has to be afraid of the king, then of ministers, after them of the favourites of the king and also of others who are in his household as companions of pleasure who have gained his favour. It is but right that the wise regard the service, which degrades (a person) who out of poverty druges for bread with upturned looks and euphemistic phrases, as a dog's course of life. (14)

(Having turned round and observing.) This is the house of venerable Chanakya. I shall go

in. (Having entered and observing.) Oh. the affluence of the minister of the king of kings!

Here is a piece of stone to break cow-dung cakes; here is the heap of Kusha grass brought by pupils; and the house, also, with its tottering walls, appears to have the end of its roof bent down by these holy Samidh sticks which are being dried. (15)

It is but right that Chandragupta is indeed to be called Vrishala by him. For,

That even persons, (otherwise) speaking truth, praise with voluble speech out of helplessness, the king even with the merits they do not possess, is indeed all the power of desire. Otherwise, to those who are free from desire, a king is the object of disregard as much as a straw. (16)

(Having observed with fear.) Oh, so here stands revered Chanakya;

Who, overpowering the (whole) world brought about at one and the same time, the fall and the rise of Nanda and Maurya kings, makes his splendour surpass the splendour of the thousand-rayed sun which in succession brings down cold and heat

and which does not pervade all space (at the same time.) (17)

(Having fallen on his knees on the ground.) Victory to Your Honour!

Chanakya—Vaihinari, what is the reason that brings you here?

Chamberlain—Revered Sir, His Majesty Chandragupta, of blessed name, whose lotus-like feet are dyed red by the rays of the pieces of rubies on the series of the diadems of kings shaken in the hurry of salutation, bows to Your Honour and makes a request—'I desire to see Your Honour, without causing interruption in your works.'

Chanakya—Vrishala desires to see me. Vaihinari, has not the prohibition of the great full-moon (i. e., Kaumudi) festival made by me reached the path of the ears of Vrishala?

Chamberlain—Revered Sir, yes.

Chanakya—(With anger.) Ah, who told him that?

Chamberlain—(With alarm.) May Your Honour be pleased. The king, while he was on the Suganga palace, himself saw that the city was without the stir of Kaumudi festival.

Chanakya—Yes, I understand. Then you enraged Vrishala by secretly exasperating him! What else can there be?

[ Chamberlain gesticulating fear stands quiet with his face turned down.]

Chanakya—Oh, the feeling of spite is entertained by the servants of the king towards Chanakya! Now where is Vrishala?

Chamberlain—( Gesticulating fear.) Revered Sir, I am sent to the feet of Your Honour by the king who is on the Suganga palace.

Chanakya—( Having got up.) Show me the way to the Suganga palace.

Chamberlain—It is this way, this way, Your Honour.

[ Both of them turn about. ]

Chamberlain—This is the Suganga palace. May you climb it slowly.

Chanakya—(Acting the ascent and observing.) Ah, Vrishala has sat on the throne. Very well, very well. ( Having approached. ) May the Vrishala be victorious.

King—(Having got up from the seat.) Your Honour, Chandragupta bows to you.

[ He falls on his feet. ]

Chanakya—(Having held him by the hand.) Arise, arise, my son!

King—May Your Honour take your seat.

[Both of them sit as is proper for them.]

Chanakya—Vrishala, why did you send for us?

King—To bless myself by the sight of Your Honour.

Chanakya—(With a smile.) Have done with this courtesy! Never are the officers called by the King without reason.

King—What result does your honour perceive in the prohibition of the Kaumudi festival?

Chanakya—(With a smile) Then are we called for a reproof?

King—God forbid, God forbid! No, No! Simply to request!

Chanakya—If it is so, the free likes of those who are to be requested should not be hindered by a pupil.

King—It is so. What doubt is there? There is a scope of question for us as Your Honour never makes any movement without a purpose.

Chanakya—Vrishala, you have understood it aright. Without a purpose, Chanakya does nothing even in a dream.

King—Revered Sir, for this very reason the desire to hear (about the cause of the prohibition of the Kaumudi festival) makes me speak.

Chanakya—Vrishala, hear. In this case, the writers on the science of politics mention three forms of administration—(1) that entirely dependent on the king, (2) that entirely dependent on the minister; (3) that dependent on both. What have you, then, who depend upon your minister, to do with inquiry into the reasons of a thing? Because, we, being made responsible in this matter, shall mind it.

King—(Turns away his face in anger.)

[Behind the curtain, two bards speak.]

O you best of men, the universal sovereigns like you, who are supremely great and made as it were the store-house of an excess of valour by the creator for some reason,—the conquerors by their own might of the kings possessing the herds of elephants shedding water-like ichor—,whose self-esteem and pride are manifest, do not endure the infringement of their order—just like the lords of beasts, who are noble and made as it were the store-house of supreme strength, who, by their own might, conquer the lords of the herds of elephants,

shedding water-like rut and whose haughtiness and pride are obvious, do not endure the breaking of their jaws. (22)

And also,

A lord does not become a lord by the enjoyment of ornaments etc. He is said to be a lord like you whose order is not disregarded by others. (23)

King—Revered Vaihinari, order to give these two bards a hundred thousand gold-coins.

Chamberlain—Whatever Your Majesty orders. (Having got up, he turns round.)

Chanakya—(With anger.) Vaihinari, wait, you should not go. Vrishala, why is this large expenditure of wealth for a paltry thing?

King—(With anger.) The kingdom is to me as no kingdom, but is like a bondage to me whose movements are controlled everywhere thus by Your Honour.

Chanakya—Vrishala, such evils are possible in case of those kings who do not personally mind their own duties. Then if thou canst bear, mind your duties yourself.

King—Here do I take up my duties myself.

Chanakya—It pleases me. I also shall take up my own duties.

— **Mudrarakshasa : Act III**

**Questions :**

I Illustrate the uses of :

**स्थाने; भेतव्यम्; अन्तरा; अधि+आस्; अभि+युज्.**

II Recognise the following forms :

**शुष्यमाणाभिः; अतिशाययति; प्रोत्साह्य; आहूताः; आहूयन्ते; विज्ञापनीयानाम्; गृहीतवान्; वेत्स्यामः; विज्ञापयितुम्; रोद्धव्याः; शुश्रूषा; मुखरयति; अनुग्राहयितुम्; दापय.**

III Dissolve the following compounds :

**अवितथवाचः; अप्रतिभिन्नकालम्; निरीहाणाम्; पर्यायपातितहिमोष्णम्; सहस्रधाम्नः; प्रणतससंभ्रमो . . . पद्मयुगलः; मदसलिलमुचाम्; भूषणाद्युपभोगेन; निष्प्रयोजना; अकृतक्रियान्तशयम्.**

IV Write notes on the following expressions:

**विटाः; अपलपनैः; कृतधियः; श्ववृत्तिम्; गोमयानां; शरणम्; वृषलोध्यः; कौमुदीमहोत्सवः; अर्थशास्त्रकाराः; त्रिविधां सिद्धिम्; वैतालिक; सार्वभौम.**

Translate the following into Sanskrit :

(1) Has he heard of the prohibition of that festival made by me? (2) You instigated and made him angry. (3) He does not make activity even in a dream without motive. (4) What is the need for you to know its purpose? (5) Why have you made such a great expenditure for an improper thing?

૬

## शकुन्तलासंप्रेषणम् ।

## [ શકુંતલાની વિદાય ]

**પ્રાસ્તાવિક :** કાલિદાસ સંસ્કૃત કવિઓનો શિરોમણિ છે. તેના જીવન અને સમય વિષે, તેના જ ગ્રંથો અને સંસ્કૃત સાહિત્યના સામાન્ય ઇતિહાસ ઉપરથી અનુમાન બાંધી શકાય, તે ઉપરાંત આપણી પાસે તેની મુદ્દલ પણ માહિતી નથી. કાલિદાસે જાણે અંધારપિછોડો ઓઢી પોતાના વ્યક્તિત્વને લુપ્ત કરી દીધું છે, અને અણમોલી તેની કલાકૃતિઓને જગત સમક્ષ ઝગઝગવા દીધી છે. પહેલેથી તે છેલ્લે સુધી તેની કૃતિઓમાં બ્રાહ્મણસંસ્કૃતિનો અનુપમ સુવાસ પ્રસરી રહ્યો છે.

તેના જ કહી શકાય એવા તેના ગ્રંથોમાં ત્રણ કાવ્યો : (૧) રઘુવંશ; (૨) કુમારસંભવ, અને (૩) અભિજ્ઞાનશાકુંતલ છે.

'માલવિકાગ્નિમિત્ર' કાલિદાસની પ્રથમકૃતિ છે એમ સર્વ વિદ્વાનોનું માનવું છે. પ્રસંગોની સંકલના કરવાનું ચાતુર્ય આ નાટકમાં સારી રીતે છે. પરંતુ 'વિક્રમોર્વશીય'માં કાલિદાસના કલ્પનાવિકાસનો આપણને સવિશેષ ખ્યાલ આવે છે. છેવટની કાલિદાસની કૃતિ 'શાકુંતલ' તો કળાનો શિરોમુકુટ છે. 'શાકુંતલ'માં કાલિદાસનો પ્રેમનો આદર્શ વ્યક્ત થાય છે. ગાન્ધર્વલગ્નનો રાગોન્માદી પ્રેમ શકુંતલાને ધર્મ ભુલાવે છે. ધર્મલોપને લીધે શકુંતલા ઉપર દુર્વાસાના શાપની જ્વાળા ફરી વળે છે; અને દુષ્યન્ત તેને સ્વીકારતો નથી; આ અસ્વીકારથી ગાંધર્વલગ્નનું દૂષણ બળી ખાખ થઈ જાય છે. જ્યારે છેવટે શકુંતલાનો દુષ્યન્ત સાથે સમાગમ થાય છે, ત્યારે પ્રેમના ઉન્માદની ભડતી જ્વાળાઓથી સળગતી ઘેલી યુવતી આપણી દૃષ્ટિ સમક્ષ નથી; પરંતુ એક તેજસ્વી પુત્રની માતા, અને

આત્મદમન દ્વારા પ્રકૃતિનાં ઊંડાણ અને સૌન્દર્યની અનુભવિચણુ, સ્થિર અને સનાતન પ્રેમથી જ્યોતિર્મય બનેલી શકુંતલા કાલિદાસના લગ્ન અને પ્રેમનો આદર્શ બને છે. આખી કૃતિનું કલાસૌન્દર્ય એટલું અદ્‌ભુત છે કે તેને વર્ણવતાં શબ્દ મોળા પડી જાય એમ છે; એને વાંચીએ તો જ તે અનુપમ કલાસૌન્દર્યના ઉપભોગી બની શકીએ.

'શાકુંતલ'ની વાર્તા નીચે પ્રમાણે છે :

એક વાર પુરુવંશનો રાજા દુષ્યન્ત મૃગયા માટે અરણ્યમાં ગયો. મૃગની પાછળ જતાં તે કણ્વઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. વિશ્વામિત્ર અને મેનકાથી ઉત્પન્ન થયેલી અને કણ્વ ઋષિના આશ્રમમાં મોટી થતી શકુંતલા નામની કન્યાને ત્યાં તેણે જોઈ. ઋષિ તે સમયે ત્યાં હતા નહિ. શકુંતલાએ રાજાનો આદરસત્કાર કર્યો. રાજા શકુંતલાનું અદ્‌ભુત રૂપ જોઈ તેની સાથે પ્રેમમાં પડ્યો—અને ગાંધર્વવિધિથી તેની સાથે લગ્ન કરી તેની સાથે આશ્રમનાં વનોમાં કેટલોક સમય ક્રીડા કરતો રહ્યો. પોતાના પ્રેમના સંભારણુ તરીકે દુષ્યન્ત શકુન્તલાને પોતાની મુદ્રાવાળી વીંટી આપી પોતાના નગરે ગયો.

શકુન્તલાને દુષ્યન્તથી ગર્ભ રહ્યો. એટલામાં દુર્વાસા મુનિ આશ્રમમાં આવે છે. દુષ્યન્તના વિચારમાં મગ્ન બની ગયેલી શકુન્તલાને તેમનો આદરસત્કાર કરવાનું ભાન રહેતું નથી. તે ઉગ્ર ઋષિ તેને શાપ આપે છે કે જેને તું આટલા અનન્યભાવે સ્મરે છે તે તને ભૂલી જશે. પ્રિયવંદા અને અનસૂયાની આજીજીથી છેવટ દુર્વાસા પોતાના શાપનો અનુનય કરી કહે છે કે જ્યારે વીંટી દુષ્યંત જોશે ત્યારે જ તેને શકુન્તલાનું સ્મરણ થશે. એટલામાં ઋષિ આશ્રમમાં આવે છે. શકુન્તલાના ગાંધર્વલગ્નની અને ગર્ભની તેમને ખબર પડે છે અને તેને સાસરે વિદાય આપવામાં આવે છે. રસ્તામાં જતાં જતાં વીંટી પાણીમાં પડી

જાય છે. જ્યારે રાજસભામાં શકુન્તલા જાય છે ત્યારે દુષ્યન્ત બધું ભૂલી ગયો હોય છે. સંભારી આપવાના બધા પ્રયત્નો વ્યર્થ જાય છે. છેવટે વીંટી બતાવવા યત્ન કરે છે તો માલમ પડે છે કે વીંટી આંગળી ઉપર નથી. શકુન્તલા હતાશ બની જાય છે. તેની માતા ત્યાંથી તેને આકાશમાર્ગે ઉપાડી જાય છે. પછી કશ્યપઋષિના આશ્રમમાં શકુન્તલા રહે છે. ત્યાં પુત્રનો જન્મ થાય છે. પાણીમાં પડેલી વીંટી માછલાં ગળી જાય છે. તે માછીમારના હાથમાં આવે છે. સિપાઈઓ માછીમારને પકડી દુષ્યંત પાસે લાવે છે. વાટી જેતાં જ દુષ્યંતને શકુન્તલા યાદ આવે છે. આથી તેને બહુ સંતાપ થાય છે. તે પછી સ્વર્ગમાં ઇંદ્રના શત્રુઓને હરાવી પાછા ફરતાં દુષ્યંત કશ્યપઋષિના આશ્રમમાં આવે છે અને ત્યાં તેને શકુન્તલાનો અને પુત્રનો મેળાપ થાય છે.

**સાર**: આપણો પાઠ શકુંતલાને સાસરે વળાવે છે તેનું દશ્ય રજૂ કરે છે. તે દશ્ય શાકુંતલના ચોથા અંકમાં આવે છે. સંસ્કૃતજ્ઞો ચોથા અંકને ઉત્તમ સર્જન તરીકે ગણાવે છે અને કહે છે: **काव्येषु नाटकं रम्यं तत्र रम्या शकुन्तला । तत्रापि चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥** આ ચાર શ્લોક તે ૫, ૧૭, ૧૮, અને ૨૦ સામાન્ય રીતે ગણાય છે; આપણા પાઠમાં જ તેમાંના ૧૭, ૧૮, ૨૦ એ ત્રણ શ્લોકો તો છે જ.

આ આખુંય દશ્ય બહુ અદ્ભુત રીતે કવિએ રજૂ કર્યું છે. તપોવનમાંથી શકુંતલાની વિદાય થતાં, આખા તપોવનમાં વિષાદ વ્યાપે છે. વૃક્ષ, હરણ અને આશ્રમની વનસ્પતિ અને પ્રાણીઓ—જેમની સાથે શકુંતલા પરિચિત હતી તે બધાંયમાં ઉદ્વેગ વ્યાપી જાય છે. કણ્વ તથા અનસૂયા અને પ્રિયંવદા પણ શોકાતુર બની જાય છે. કણ્વે વિદાયવેળા આપેલી શિખામણ એ બહુ જ ઉદાત્ત

અને ગૌરવવાળી છે. શકુંતલા જાય છે, અને છેવટે કણ્વ પોતાનું મન મનાવી લે છે અને શાંત થાય છે.

કાલિદાસના સમય વિષે વિદ્વાનોમાં અનેક મત પ્રચલિત છે. કેટલાક વિદ્વાનો કાલિદાસનો સમય ગુપ્તકાળમાં, ચંદ્રગુપ્ત બીજાના સમયમાં, એટલે ઈ. સ.ના ચોથા સૈકાના અંતમાં અને પાંચમાના આરંભમાં મૂકે છે. પ્રો. રે અને બીજા અનેક વિદ્વાનો કાલિદાસને ઈ. સ. પૂર્વે પહેલા સૈકાની આસપાસ મૂકે છે. છેલ્લો નિર્ણય માની શકાય તેવો છે, પણ આ બાબત કોઈ પણ નિશ્ચય નથી.

## पृ. २२ : पं. १८–२२

**काश्यपः**–કશ્યપકુળના કુલપતિ કણ્વ. **शार्ङ्गरव**–જે તાપસ સાથે શકુંતલાને દુષ્યન્તને ત્યાં મોકલવાની છે તેનું નામ. **इति**–આ પ્રમાણે. **मद्वचनात्**–મારા વચનથી; મારા સંદેશા તરીકે; મારા તરફથી. **त्वया वक्तव्यः**–**वच्** ગ. ૨, પરસ્મૈ.નું વિધ્યર્થ કૃ., તારાથી બોલાવો જોઈએ; તારે કહેવું. **शाकुन्तलां पुरस्कृत्य**–શકુંતલાને આગળ કરી; શકુંતલાને તેની સમક્ષ રજૂ કરી. **पुरस्+कृ** ગ. ૮, ઉભય., સંબંધક ભૂ. કૃ. **स राजा**ની સામે જ પછીના શ્લોકમાં આવતા **संयमधनान्** વચ્ચેનો contrast (વિરોધ) ધ્યાનમાં રાખો. **आज्ञापयतु**–**आ+ज्ञा** ગ. ૯, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ, હુકમ કરો.

[શ્લોક ૧૭] અન્વય: **संयमधनान् अस्मान् साधु विचिन्त्य —आत्मनः च उच्चैः कुलं—कथमपि अबान्धवकृतां अस्याः त्वयि ताम् स्नेहप्रवृत्तिं च [साधु विचिन्त्य], दारेषु त्वया इयं सामान्यप्रतिपत्तिपूर्वकं दृश्या; अतःपरं भाग्यायत्तं; वधूभिर्नतत् खलु वाच्यम् ॥**

**संयमः एव धनं येषां तान्** (બ० વ્રી०), સંયમ એ જ જેમનું ધન છે તે. **साधु**–સારી રીતે. **आत्मनः उच्चैः कुलम्**–તમારું

પોતાનું ઊંચું કુલ. **त्वयि अस्याः स्नेहप्रवृत्तिम्–स्नेहस्य प्रवृत्तिम्** (ષ૦ ત૦), તારામાં એનો સ્નેહનો પ્રવાહ. '**प्रवृत्तिः कथिता वृत्तौ प्रवाहोदन्तयोरपि.**' **स्नेहस्य प्रवृत्तिम्** (ષ૦ત૦), સ્નેહનો પ્રવાહ. **कथमपि**–કોઈક રીતે; કારણ જેનું સમજી શકાય તેમ નથી તેવી રીતે. **अबान्धवकृताम्–न बान्धवैः कृताम्** (તૃ૦ ત૦), સગાંઓ તરફથી નહિ કરાયેલી. શકુંતલાનું દુષ્યન્ત સાથેનું લગ્ન વડીલોને પૂછી તેમની સંમતિથી કરવામાં આવ્યું ન હતું. તે બંનેએ પોતાની સ્વતંત્ર ઇચ્છાથી જ ગાંધર્વવિધિથી લગ્ન કર્યું હતું. **ताम्**–તે સ્નેહપ્રવૃત્તિ જે તને તો બરોબર માલમ જ છે. **सामान्यप्रतिपत्तिपूर्वकम्–सामान्या प्रतिपत्तिः**(કર્મ૦)**सामान्यप्रतिपत्तिः एव पूर्वा यस्मिन् कर्मणि यथा स्यात्तथा** (અવ્યયી.), સામાન્ય માનપૂર્વક. **इयम्**–આ શકુન્તલા. **दारेषु–दार** પુલ્લિંગ, હંમેશાં બ. વ. માં વપરાય છે, તેનું સપ્તમી બ. વ., પત્નીઓમાં. **त्वया द्रष्टव्या**–તારાથી જોવાવી જોઈએ; તારે ગણવી જોઈએ; **दृश्** ગ. ૧: પરસ્મૈ., વિધ્યર્થ કૃ., પ્રથમા એ. વ., સ્ત્રી., જોવાવી જોઈએ. **भाग्यायत्तम्–भाग्ये आयत्तम्** (સ૦ ત૦), ભાગ્ય ઉપર અધીન. **अतः परम**–આથી વધારે; પત્નીપદથી વધારે, એટલે કે પટરાણીનું સ્થાન પ્રાપ્ત કરવું, કે રાજાના વધારે પ્રીતિપાત્ર બનવું. **वाच्यम्**–બોલાવું જોઈએ; વિધ્યર્થ કૃ. **वच्** ગ. ૨, પરસ્મૈ.નું. **वधूबन्धुभिः–वध्वाः बंधुभिः** (ષ૦ ત૦). પત્નીપક્ષનાં સગાંઓથી.

## पृ. २३ : पं. १–२६

**गृहीतः संदेशः–ग्रह्** નું કર્મ. ભૂ. કૃ., **गृहीत** ગ્રહણ કર્યો; સમજ્યો; તમારો સંદેશો સમજ્યો. **इदानीम्**–હવે. **अनुशासनीया–अनु+शास्** ગ. ૨, પરસ્મૈ.નું વિધ્યર્થ કૃ., પ્રથમા એ. વ., સ્ત્રી., ઉપદેશ આપવા યોગ્ય; તને હવે ઉપદેશ આપવાનો છે. **वनौकसः–वनं ओकः येषाम् ते** (બ૦ વ્રી૦), વન એ જ જેનું ઘર છે તે;

વનવાસીઓ. **लौकिकज्ञाः–लोके विदितं लौकिकम्; लोक+ठञ् (i. e., इक suffix); लौकिकं जानन्ति–इति लौकिकज्ञाः,** દુનિયાદારીના વ્યવહારને જાણનાર. **धीमताम्–धीमत्** પુલ્લિંગ, છઠ્ઠી બ. વ., ડાહ્યા માણસોને માટે. **अविषयः**–વિષયબહારનું; તેમની સમજબહારનું. **न खलु कश्चिदस्ति**–કાંઈ પણ હોતું નથી. **इतः** અહીંથી. **पतिकुलम्–पत्युः कुलम्** (ष० त०), પતિના કુટુંબમાં. **प्राप्य–प्र+आप्** ગ. ૫, પરસ્મૈ., નું સંબંધક ભૂ. કૃ., પહોંચીને.

[ શ્લોક ૧૮ ] અન્વયઃ **गुरून् शुश्रूषस्व; सपत्नीजने प्रियसखीवृत्तिं कुरु; विप्रकृता अपि रोषणतया भर्तुः प्रतीपं मा स्म गमः; परिजने भूयिष्ठं दक्षिणा भव; भाग्येषु अनुत्सेकिनी भव;—युवतयः एवं गृहिणीपदं यान्ति; वामाः कुलस्य आधयः [सन्ति]** ॥

**गुरून्**–વડીલોને. **शुश्रूषस्व**–'**श्रु, ज्ञा, स्मृ** અને **दृश्** એ ઇચ્છાદર્શક ક્રિયાપદ બનતાં આત્મને. બને છે.' અહીં ઇચ્છાદર્શક ક્રિયાપદ ઇચ્છા બતાવતું નથી; પણ સામાન્ય અર્થ સૂચવે છે: 'સેવા કરવી'; **श्रु**નું ઇચ્છાદર્શક **शुश्रूषति**નું આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., સેવા કર. વડીલોની સેવા કરવાની ફરજ એ પરણ્યા પછી પત્નીની મુખ્ય ફરજ ગણાતી. દા. ત., ભાસઃ 'પ્રતિજ્ઞા-યૌગન્ધરાયણ': "**श्वसुरपरिचरणसमर्थे वयसि वर्तते वासवदत्ता ।**"–'પ્રતિમા' નાટકઃ "**श्वशुरश्वश्रूशुश्रूषापि ते निवर्तयितव्या ।**" **प्रियसखीवृत्तिम्–प्रिया सखी** (કર્મ.), **प्रियसख्याः वृत्तिम्** (ष० त०), વહાલી સખીનું વર્તન. **सपत्नीजने–समानः पतिः यस्याः सा** (બ० વ્રી०), સમાસ ધ્યાનમાં રાખો; **सपत्नीनां जने** (ष० त०), શોકના સમૂહ ઉપર. **विप्रकृता–वि+प्र+कृ** ગ. ૮, ઉભય., તિરસ્કાર કરવો; તરછોડવું; તિરસ્કારાયા છતાં, તરછોડાયા છતાં (**अपि**); **रोषणतया–रुष्यति तच्छीला**

**रोषणा, रोषणायाः भावः रोषणता, तया**–રોષને લીધે; ગુસ્સાથી. **प्रतीपम्–प्रतिकूलमपाम्; प्रतिगता आपोऽत्र** (અવ્યયી.), પ્રવાહની સામે; તદ્દન વિરોધી રીતે. **मा स्म गमः**– જઈશ નહિ. **अगमः**–અદ્યતન ભૂ., ૨ પુ., એ. વ.નો **मा स्म** આવતાં अ ઊડી જાય છે, અને આજ્ઞાર્થનો અર્થ થાય છે. **भूयिष्ठम्– 'बहु'** વિશેષણનું શ્રેષ્ઠતાદર્શક રૂપ, ક્રિયાવિશેષણ તરીકે, **दक्षिणा** વિશેષણ સાથે જાય છે; બહુ જ પ્રેમાળ; બહુ જ સભ્ય રીતે વર્તનારી. **परिजने**–સેવકવર્ગ તરફ. **भाग्येषु**–સારી સ્થિતિમાં. **अनुत्सेकिनी–उत्सेकः अस्याः अस्ति–उत्सेकिनी; न उत्सेकिनी, अनुत्सेकिनी**–અભિમાનવાળી નહિ–**गृहिणीपदं- गृहिण्याः पदं** (ष० त०), ઉત્તમ ગૃહિણીનું સ્થાન. **युवतयः**–જુવાન સ્ત્રીઓ. **वामाः**–તેથી વિરુદ્ધ વર્તનારી. **आधयः–आधिः** 'માનસિક ચિન્તા'. **कुलस्य आधयः** કુટુંબને પીડા આપનાર. આવું જ ઉપદેશનું સુભાષિતઃ **अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता, तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्या स्वयम् । सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति प्राच्यैः पुत्रि निवेदितः कुलवधूसिद्धान्तधर्मागमः ॥**

**कथं वा गौतमी मन्यते**–ગૌતમીને કેમ લાગે છે? ગૌતમી વૃદ્ધ તાપસી છે, એટલે તેનો અભિપ્રાય પૂછવામાં આવ્યો છે. ગૌતમી શકુંતલા સાથે દુષ્યન્તની રાજસભામાં જાય છે. **एतावान्**– આટલો જ; **एतद्** ઉપરથી પરિમાણસૂચક વિશેષણ; **यावत्, तावत्**ની માફક. **वधूजनस्य उपदेशः**–પત્નીઓને આપવાનો ઉપદેશ. **जाते–जाता** શબ્દથી વૃદ્ધાઓ સ્નેહથી બાળા કે યુવતીને બોલાવે છેઃ હે દીકરી! **अवधारय**–ધ્યાનમાં રાખ; **अव+धृ** ગ. ૧૦, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ. **परिष्वजस्व–परि+स्वञ्ज्** ગ. ૧, આત્મને., આજ્ઞાર્થ., ૨ પુ., એ. વ., ભેટ. **इतः एव**– અહીંથી જ. **प्रियंवदानसूये–प्रियंवदा चानसूया च** (દ્વંદ્વ),

પ્રિયંવદા અને અનસૂયા. **निवर्तिष्येते–नि+वृत्** ગ. ૧, આત્મને., ૩ પુ., દ્વિ. વ., ભવિ. કા., પાછી વળશે. **प्रदेये–प्र+दा**નું વિધ્યર્થ કૃ. **प्रदेय**નું સ્ત્રીલિંગ **प्रदेया**નું પ્રથમા દ્વિવચન, અપાવી જોઈએ; લગ્નમાં અપાવી જોઈએ. **यास्यति–**જશે; **या** ગ. ૨, પરસ્મૈ., ભવિ. કા., ૩ પુ., એ. વ. **आश्लिष्य–**ભેટીને. **तातस्य अङ्कात् परिभ्रष्टा–**પિતાના ખોળામાંથી પડી ગયેલી; **परि+भ्रंश्** ગ. ૧, આત્મને., કર્મ. ભૂ. કૃ., સ્ત્રીલિંગ, પ્રથમા એ. વ., **मलयतरून्मूलिता–मलयस्य तरोः उन्मूलिता** (ષં૦ ત૦) મલય પર્વત ઉપરના વૃક્ષમાંથી ઉખાડી નાખેલી. **चन्दनलता–**ચન્દનની લતા; કદાચ અહીં પાતળી ડાળખીના અર્થમાં લતા શબ્દ યોજ્યો હોય. **देशान्तरे–अन्यस्मिन् देशे** (અનિયમિત કર્મ૦), બીજા દેશમાં. **जीवितं–**જીવનને. **धारयिष्ये–धृ** ગ. ૧૦, આત્મને, ભવિષ્ય કા., ૧ પુ., એ. વ., ધારણ કરીશ. **कातरा–**ભયવાળી.

[શ્લોક ૯] અન્વય: **अभिजनवतः भर्तुः श्लाघ्ये गृहिणीपदे स्थिता–प्रतिक्षणं तस्य विभवगुरुभिः कृत्यैः आकुला–प्राची पावनं अर्कम् इव अचिरात् च पावनं त्वं तनयं प्रसूय, हे वत्से, मम विरहजां शुचं त्वं न गणयिष्यसि ॥**

**अभिजनवतः–अभिजन** (=સારું કુળ)+**वत्**નું ષષ્ઠી એ. વ. પુ., ઉત્તમ કુળવાળા. **भर्तुः–**ષષ્ઠી એ. વ., **भर्तृ** પુ., પતિના. **श्लाघ्ये–श्लाघ्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ કૃ, સપ્તમી એ. વ., વખાણવા લાયક. **गृहिणीपदे–गृहिण्याः पदे–**પત્નીના સ્થાને. **स्थिता–**રહેલી. **विभवगुरुभिः–विभवेन गुरुभिः** (તૃ૦ત૦), વૈભવને લીધે ભારે; ઊંચી સ્થિતિને લીધે મોટાં. **कृत्यैः–**કાર્યોને લીધે. **क्षणे क्षणे प्रतिक्षणम्** (અવ્યયી૦), દરેક ક્ષણે. **आकुला–**રોકાયેલી; મશગૂલ બનેલી. **अचिरात्–**જલદી; થોડા વખતમાં. **प्राची–**પૂર્વદિશા. **अर्कं–**સૂર્યને. **पावनम्–**(૧) સૂર્યપક્ષે: પવિત્ર; (૨) પુત્રપક્ષે: કુલને પવિત્ર કરનાર. **प्रसूय–प्र+सू** ગ. ૨, આત્મને, સંબંધક ભૂ. કૃ.,

જન્મ આપીને. **मम विरहजां–मम विरह**ની સાથે જાય છે એટલે સમાસમાં જોડાવું જોઈએ; છતાં છૂટું છે એટલે **सापेक्षत्वेऽपि गमकत्वात्** હોવાથી સાપેક્ષસમાસ તરીકે લેવો ઘટે છે. **विरहजाम्–विरहात् जायते** (ઉ૦ ત૦), વિરહથી ઉત્પન્ન થયેલી. **शुचम्–शुच्**નું દ્વિતિયા એ. વ., સ્ત્રીલિંગ, શોકને. **न गणयिष्यसि**–તું ગણશે નહિ.

**पादयोः पतति**–પગે પડે છે. **यदिच्छामि**–ઇત્યાદિ બતાવે છે કે કણ્વને શકુંતલાના અંતે આવનાર ઉજ્જ્વલ ભવિષ્યની ખાતરી છે. સરખાવો પછીથી આવતો શ્લોક **भूत्वा चिराय** ઇત્યાદિ, એમાં પણ આ જ ભાવ છે. **हला**–હે સખીઓ; સરખાવો: '**हण्डे हञ्जे हलाह्वाने नीचां चेटीं सखीं प्रति**'— એટલે **हला** એ સખીને બોલાવવાનો પ્રકાર છે. **समम्**–એકસાથે. **परिष्वजेथाम्–परि+स्वञ्ज्** ગ. ૧, આત્મને., આજ્ઞાર્થ, ૨ પુ., દ્વિ. વ., ભેટો.

પૃ. ૨૪: પં. ૧–૨૬

**तथा कृत्वा**–તે પ્રમાણે કરીને ભેટીને. **प्रत्यभिज्ञानमन्थरः**–**प्रत्यभिज्ञाने मंथरः** (સ૦ ત૦), ઓળખવામાં મંદ. **आत्मनामधेयाङ्कितम्**–**आत्मनः नामधेयेन अङ्कितम्** (પ૦ ત૦), પોતાના નામથી અંકિત. **अंगुलीयकम्**–વીંટી. **अनेन संदेहेन वाम्**–તમારા બંનેના (**वाम्=युवयोः**), આ સંદેહથી. **आकम्पिता अस्मि**–હું કંપી જાઉં છું. **मा भैषीः–अभैषीः** અદ્યતનભૂત., ૨ પુ., એ. વ.ની સાથે **मा** વપરાતાં આગળનો **अ** ઊડી જાય છે, અને **मा** સાથે આજ્ઞાર્થનો અર્થ થાય છે: **मा भैषीः**=બીક રાખ નહિ. સરખાવો: અમરકોશ: "**मा स्म मालं च वारणे**–" દા. ત., **मा स्म प्रतीपं गमः** આગળ આવ્યું તે. **अतिस्नेहः पापशङ्की**–અત્યંત સ્નેહ હોય ત્યાં અનિષ્ટની શંકા ઉત્પન્ન થાય છે. સરખાવો: 'કિરાતાર્જુનીય:' સર્ગ ૯, શ્લો. ૭૦: '**प्रेम**

**पश्यति भयान्यपदेऽपि।' पापं शङ्कते** (ઉપ૦ત૦), **पापशंकी,** પાપની–અનિષ્ટની શંકા રાખનારો. **युगान्तरम्–अन्यः युगः** (અનિયમિત કર્મ.) **युग** એટલે ક્ષિતિજ ઉપર ચાર હાથ—એક ધૂસરીની લંબાઈ જેટલો—ઊંચો સૂર્ય ચઢે તે. કેટલાકના અભિપ્રાયે યુગ એટલે ૧૨ કલાકના દિવસનો ચોથો ભાગ; એટલે ૩ કલાક(=એક પ્રહર); આમ સવારનો ૯ વાગ્યાનો વખત થાય. **आरूढः**–ચઢ્યો છે. **सविता**–સૂર્ય. **त्वरताम् अत्रभवती**–તમે તૈયારી કરો; **त्वर्** ગ. ૧, આત્મને., આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., ઉતાવળ કરો. **अत्रभवती**–આપ; હાજર હોય તો **अत्र** અને દૂર હોય તો **तत्र भवत्**ને લગાડવામાં આવે છે. **भूयः**–ફરીથી. **प्रेक्षिष्ये–प्र+ईक्ष्** ગ. ૧, આત્મને., સામાન્યભવિષ્ય., ૧ પુ., એ. વ., જોઈશ. **श्रूयताम्–श्रू**નું કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ, એ. વ.

[શ્લોક ૨૦] અન્વય: **चिराय चतुरन्तमहीसपत्नी भूत्वा–अप्रतिरथं दौष्यन्तिं तनयं निवेश्य–तदर्पितकुटुंब-भरेण भर्त्रा सार्धं अस्मिन् शान्ते आश्रमे पुनः पदं करिष्यसि ॥**

**चिराय**–લાંબા વખત સુધી. **चतुरन्तमहीसपत्नी–चत्वारः अन्ताः यस्याः सा** (બ૦ વ્રી૦), **चतुरन्ता मही** (કર્મ૦), **चतुरन्तमह्याः सपत्नी** (ષ૦ ત૦), ચાર છેડાવાળી પૃથ્વીની શોક; છેડા=સમુદ્ર લેવાના છે-**विशेषणद्वारा विशेष्यप्रति-पत्तिः** એને આધારે. **दौष्यन्तिम्–दुष्यन्तस्य अपत्यं पुमान्, तम्**–દુષ્યન્તનો પુત્ર. **अप्रतिरथम्–अविद्यमानः प्रतिरथः यस्य तम्** (બ૦ વ્રી૦), જેને કોઈ શત્રુ નથી તે; **प्रतिगतः रथः यस्य सः** (પ્રાદિ બ૦ વ્રી૦), જેનો રથ સામો ઊભો રહે છે તે; **शत्रु. निवेश्य–नि+विश्** ગ. ૬, પરસ્મૈ.નું પ્રેરક, સંબંધક ભૂ. કૃ., મૂકીને; ગાદી ઉપર મૂકીને. **भर्त्रा सार्धम्**–પતિ સાથે. **सह, सार्धम्, साकम्, समम्** 'સાથે' તૃતીયા વિભક્તિ લે છે. **तदर्पितकुटुंबभरेण**–

**तस्मिन् (=पुत्रे) अर्पितः कुटुंबस्य भारः येन तेन** (બ० વ્રી०), જેણે કુટુંબનો ભાર તેના ઉપર મૂકી દીધો છે તે. **ऋ** ગ. ૧., પરસ્મૈ.નું પ્રેરક, **अर्पयति**નું કર્મ. ભૂ. કૃ. **अर्पित. पदं करिष्यसि**–સ્થાન કરીશ. સરખાવો: મનુસ્મૃતિ, ૬, ૨-૩: "**गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः। अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥२॥ संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम्। पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥**"

**परिहीयते–परि+हा** ગ. ૩, પરસ્મૈ.નું કર્મણિ, ૩ પુ., એ. વ., **व.** કા., ત્યજાય છે; જતી રહે છે. **गमनवेला–गमनस्य वेला** (ષ० ત०), જવાનો વખત. **निवर्तय**–પાછા વાળ; **नि+वृत्**નું પ્રેરક, આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ. **पुनः पुनः एषा एवं मन्त्रयिष्यते**–વારંવાર આ એમ જ બોલ્યાં કરશે. **निवर्तताम्–नि+वृत्** ગ. ૧., આત્મને., આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., **निवर्तताम् भवान्**–આપ પાછા વળો. **उपरुध्यते–उप+रुध्** ગ. ૭, પરસ્મૈ.નું કર્મણી ૩ પુ., એ. વ., વચ્ચે અંતરાય પામે છે. **तपोऽनुष्ठानम्–तपसः अनुष्ठानम्** (ષ० ત०), તપનું આચરણ. **भूयः पितरम् आश्लिष्य**–ફરીથી પિતાને ભેટીને. **तपश्चरणपीडितम्–तपसः चरणेन पीडितम्**–તપના અનુષ્ઠાનથી પીડા પામેલું. **तातशरीरम्–तातस्य शरीरम्** (ષ० ત०), પિતાનું શરીર. સરખાવો: 'ઉત્તરરામચરિત્ર': ૧: ૮: '**किं त्वनुष्ठाननित्यत्वं स्वातन्त्र्यमपकर्षति।**' **अतिमात्रम्**–બહુ જ; અવ્યય–**अतिक्रान्ता मात्रा यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી.). **मम कृते**–મારે માટે. **उत्कण्ठस्व–उत्+कण्ठ्** ગ. ૧., આત્મને., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., ચિંતા કરો.

[શ્લોક ૨૧] અન્વય: **त्वया रचितपूर्वं उटजद्वारि विरूढं नीवारबलिं विलोकयतः मम शोकः कथं नु शममेष्यति**–

**शमम् एष्यति** શાંતિ પામશે. **एष्यति–इ** ગ. ૨, પરસ્મૈ., સામાન્ય ભવિષ્ય., ૩ પુ., એ. વ., જશે. **कथं नु**–કેવી રીતે? **नु** શંકા અથવા વિકલ્પ બતાવવા માટે વપરાય છે. સરખાવોઃ **नु पृच्छायां विकल्पे च ।** Apte's Guide: §285 (*a*) **नु** is very often compounded with the interrogetive pronoun and its derivaties in the sense of 'possibly' 'indeed.' સરખાવો પાઠ ૩ : પંક્તિ ૪: **कथं नु गुणवद्विन्देयं कलत्रम् ।** **रचितपूर्वम्–पूर्वं रचितः रचितपूर्व+तम्**–પહેલાં રચેલાં. **उटजद्वारि–उटजस्य द्वारि** (ષ૦ત૦), ઝૂંપડીને બારણે; **द्वार्** સ્ત્રી., સપ્તમી. એ. વ., બારણે. **विरूढम्–वि+रुह्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., ઊગેલો. **नीवारबलिम्–नीवाराणां बलिम्** (ષ૦ત૦), જંગલી દાણાનો બલિ. સામાન્ય રીતે ભૂતયજ્ઞમાં રાંધેલું અન્ન બહાર મૂકવામાં આવતું હતું. પરંતુ અહીં પંખીઓ અને પશુઓ માટે બહાર નાખવામાં આવતા દાણાઓનો ઉલ્લેખ હોય એમ લાગે છે. જે દાણા પંખીઓ અને જંતુઓના ખાવામાંથી બચ્યા હોય તે દાણાઓ ઊગી નીકળ્યા હોવા જોઈએ. **विलोकयत**:– **वि+लोक्** ગ. ૧૦, પરસ્મૈ.નું વ. કૃ., **विलोकयत्**નું ષષ્ઠી એ. વ., પુલ્લિંગ, જોતા. **शिवास्ते पन्थानः सन्तु**–આખુંય વાક્ય છૂટા પડતી વખતે સામાન્ય રીતે વપરાય છે—'ફતેહ થાઓ!' **सहयायिनः**–સાથે જનારાઓ. **अन्तर्हिता–अन्तर्+धा** ગ. ૩, ઉભય.નું કર્મ. ભૂ. કૃ., અદૃશ્ય બની ગયેલી. **वनराज्या**–વૃક્ષોની હારથી; વૃક્ષોની ઝાડીથી; શબ્દાર્થ–**वनस्य राज्याः** (ષ૦ ત૦). **गतवती–गत+वती** કર્તરિ ભૂ. કૃ., સ્ત્રીલિંગ, ગઈ. **सहधर्मचारिणी**–સાથે જ ધર્મનું કાર્ય કરનારી. **अनुगच्छतम्– अनु+गम्** આજ્ઞાર્થ, ૨ પુ., દ્વિ. વ., અનુસરો. **प्रस्थितम्– प्र+स्था** કર્મ. ભૂ. કૃ., પાછા જવા માટે ઊપડેલા.

पृ. २५: पं. १–८

**शकुन्तलाविरहितम्–शकुन्तलया विरहितम्** (તૃ૦ ત૦), શકુંતલા વિનાનું. **शून्यम् इव**–જાણે સૂનું હોય તેવું. **प्रविशावः**– અમે બન્ને કેવી રીતે પ્રવેશ કરીશું. **एवंदर्शिनी–एवं पश्यति** (ઉપ૦ ત૦), આ પ્રમાણે જોનારી. **सविमर्शम्**–વિચારપૂર્વક; બધી પરિસ્થિતિ ઉપર વિચાર કરતા. **हन्त**–અહીં સંતોષ બતાવવા માટે વપરાયું છે. **शकुन्तलां पतिकुलं विसृज्य**–બે કર્મો વપરાયાં છે તે જુઓ; લાવવું, લઈ જવું, વહી જવું–એ અર્થનાં ક્રિયાપદો બે કર્મ લે છે. **स्वास्थ्यम्–स्वस्थस्य भावः स्वास्थ्यम्**–શાંતિ.

[શ્લોક ૨૨] અન્વય: **कन्या परकीयः एव अर्थः । ताम् अद्य परिग्रहीतुः संप्रेष्य प्रत्यर्पितन्यासः इव अयं मम अन्तरात्मा प्रकामं विशदः जातः ॥**

**परकीयः**–પારકી. **अर्थः**–મિલકત. **अद्य**–આજે. **परिग्रहीतुः**– **परि+ग्रह्** ગ. ૯, ઉભય. ઉપરથી નામ–'જે પવિત્ર અગ્નિની આગળપાછળ લઈ જાય છે' તે—૨૨. **विशदः**–શાંત, નિર્મળ. **प्रकामम्**–બહુ જ; '**कामं प्रकामं पर्याप्तम्**' (અમર૦). **प्रत्यर्पित-न्यासः–प्रत्यर्पितः न्यासः येन सः** (બ૦ વ્રી૦), જેણે અનામત પાછી આપી દીધી છે તે. **अन्तरात्मा**–અંતઃકરણ.

૬

# શકુંતલાની વિદાય

**કાશ્યપ**—શાર્ઙ્ગરવ, શકુંતલાને આગળ કરી મારા તરફથી તું તે રાજાને આ પ્રમાણે કહેજે.

**શાર્ઙ્ગરવ**—આપ આજ્ઞા આપો.

**કાશ્યપ**—સંયમ એ જ જેનું ધન છે તેવા અમારા તમારા પોતાના ઊંચા કુળનો તથા સગાંના વચ્ચે આવ્યા વિના કોઈ જુદી જ રીતે થયેલી એની તમારા તરફની એ સ્નેહની પ્રવૃત્તિનો ઠીક વિચાર કરી, પત્નીઓમાં એના તરફ સામાન્ય આદરપૂર્વક તમે જોજો. એથી તો વધારે નસીબને અધીન છે; તે ખરેખર કન્યાનાં સગાંએ ન બોલવું જોઈએ. (૧૭)

**શાર્ઙ્ગરવ**—સંદેશો સમજાયો.

**કાશ્યપ**—વત્સે, મારે તને પણ શિખામણ આપવાની છે. વનમાં રહીએ છીએ છતાંય અમે લોકવ્યવહાર જાણીએ છીએ.

**શાર્ઙ્ગરવ**—ખરેખર બુદ્ધિશાળીઓને કોઈ પણ વિષય સમજમાં નથી હોતો એમ નહિ.

**કાશ્યપ**—તો અહીંથી તું પતિના કુટુંબમાં પહોંચી,

વડીલોની સેવા કરજે; સપત્નીઓના સમૂહ સાથે પ્રિય સખીના જેવું વર્તન રાખજે; પતિ તરફથી ખરાબ વર્તન પામ્યા છતાંય ગુસ્સે થઈ તેનાથી વિરુદ્ધ ન જજે; સેવકો પ્રત્યે બહુ જ સભ્ય થજે: આ પ્રમાણે જ (વર્તન રાખી) યુવતીઓ ગૃહિણીના સ્થાનને પામે છે; એથી વિરુદ્ધ વર્તનારી (સ્ત્રીઓ) એ તો કુટુંબની માનસિક ચિંતાઓ છે. (૧૮)

તો ગૌતમી કેમ માને છે?

**ગૌતમી**—આટલો જ વધૂઓને માટે ઉપદેશ છે. દીકરી, ખરેખર આ બધુંય ધ્યાનમાં રાખજે.

**કાશ્યપ**—દીકરી, મને તથા સખીઓને ભેટ.

**શકુન્તલા**—બાપુ, શું અહીંથી જ સખી પ્રિયંવદા અને અનસૂયા પાછી વળશે?

**કાશ્યપ**—દીકરી એમને પણ (લગ્નમાં) આપી દેવાની છે. એ બન્ને માટે ત્યાં જવું યોગ્ય નથી. તારી સાથે ગૌતમી જશે.

**શકુન્તલા**—(પિતાને ભેટી) મલયપર્વત ઉપર ઊગેલા વૃક્ષ ઉપરથી ઉખાડી નાખેલી ચંદનલતા માફક પિતાના ખોળામાંથી પડી ગયેલી હું આમ દૂર પરદેશમાં કેવી રીતે જીવન ટકાવી રાખીશ?

**કાશ્યપ**—દીકરી, તું કેમ આમ બીને છેઃ—

ઊંચા કુળમાં જન્મેલા પતિની ગૃહિણીના પ્રશંસનીય પદે રહેલી અને દરેક પળે વૈભવને લીધે તેનાં ભારે કામોમાં રોકાઈ ગયેલી, તું, પૂર્વ દિશા જેમ પવિત્ર સૂર્યને જન્મ આપે છે તેમ (કુલને) પાવન કરનાર પુત્રને જન્મ આપી, હે દીકરી, મારાથી વિખૂટા પડવાને લીધે ઉત્પન્ન થયેલા શોકને ગણીશ નહિ. (૧૯)

[શકુન્તલા પિતાના પગે પડે છે]

**કાશ્યપ**—હું જે ઇચ્છું છું તે તને મળો.

**શકુન્તલા**—સખી, તમે બન્નેય મને એકસાથે ભેટો.

**બે સખીઓ**—(તે પ્રમાણે કરી) સખી, જો કદી તે રાજા ઓળખવામાં ઢીલ કરે, તો તેમને તેમના પોતાના નામથી અંકિત કરેલી વીંટી બતાવજે.

**શકુન્તલા**—તમારા બન્નેના આ સંદેહથી હું કંપી જાઉં છું.

**બે સખીઓ**—બીનીશ મા; અત્યંત સ્નેહ દુષ્ટ વસ્તુનો વહેમ પેદા કરે છે.

**શાર્ઙ્ગરવ**—સૂર્ય દિવસના બીજા ભાગમાં ચઢ્યો. તમે જલદી કરો.

**શકુન્તલા**—(આશ્રમ તરફ ઊભી રહી) બાપુ, ક્યારે હું ફરી તપોવનને જોઈશ?

**કાશ્યપ**—સાંભળ,

ચાર સમુદ્રે વીંટાયેલી પૃથ્વીની લાંબા કાળ સુધી સપત્ની બની, કોઈ પણ પ્રબળ શત્રુ વિનાના દુષ્યન્તના પુત્રને

(ગાદી ઉપર) મૂકી, તું, પુત્રને જેણે કુટુંબભાર સોંપી દીધો છે તેવા પતિની સાથે, આ શાંત આશ્રમમાં ફરીથી સ્થાન પ્રાપ્ત કરીશ. (૨૦)

**ગૌતમી**—દીકરી, જવાની વેળા જતી રહે છે. બાપુને પાછા વાળ. નહિ તો, લાંબા વખત સુધી પણ ફરીથી અને ફરીથી એ પ્રમાણે જ તે કહેશે. આપ પાછા વળો.

**કાશ્યપ**—દીકરી, તપના આચરણમાં અંતરાય આવે છે.

**શકુન્તલા**—(ફરીથી તેના પિતાને ભેટી) બાપુનું શરીર તપના આચરણથી પીડા પામી રહેલું છે. તેને મારે ખાતર અત્યંત શોકાતુર ન બનાવો.

**કાશ્યપ**—(નિસાસો નાખી)

દીકરી, પહેલાં તેં નાખેલા નીવારના બલિને ઝૂંપડીને બારણે ઊગેલા જોતાં મારો શોક કેવી રીતે શાંતિ પામશે? (૨૧)

જા; તારા માર્ગો સુખદાયી બનો.

[ શકુંતલા અને તેની સાથે જનારાઓ જતા રહે છે.]

**બે સખીઓ**—(શકુંતલાને જોઈને) અરે, અરે, ઝાડના જૂથમાં શકુંતલા અદશ્ય બની ગઈ!

**કાશ્યપ**—(નિસાસા સાથે) અનસૂયા, તમારી સાથે ધાર્મિક કાર્યોમાં ભાગ લેનારી ગઈ. શોકને દબાવી દઈ, (આશ્રમમાં) જતા મારી પાછળ તમે આવો.

**બંને**—પિતા, શકુંતલા વિના જાણે ઉજ્જડ બનેલા તપોવનમાં અમે એ કેવી રીતે પ્રવેશ કરીએ?

**કાશ્યપ**—સ્નેહપ્રવૃત્તિ આ પ્રકારે જ જુએ છે. (વિચાર-વંક ફરીને) હાશ, શકુંતલાને પતિને ઘેર મોકલી, મને હવે શાંતિ મળી. કારણ,

કન્યા તો પારકી જ મિલકત છે; તેને આજ (તેના) પતિને મોકલી આપી, જાણે કોઈ અનામત પાછી આપી હોય એમ મારો આ અંતરાત્મા અત્યંત શાંત થયો છે. (૨૨)

[બધાં જતાં રહે છે.]

**—અભિજ્ઞાનશાકુંતલ : અંક : ૪**



# 6. A Farewell to S'akuntala

Kas'yapa—O S'arngarava, you should speak thus to the king in my name after presenting S'akuntala.

S'arngarava—May your worship command.

Kas'yapa—

Having thought well of us, possessing wealth in self-restraint, your own noble family and that flow of her affection towards you, unaccountably formed without (the intervention of) relatives, you should look upon her among (your) wives with usual respect; further than this is dependent on destiny; it should not be stated indeed by the bride's relatives. (17)

S'arngarava—The message is grasped.

Kas'yapa—Child, you are also to be advised. Though we are dwellers in a forest, we know things appertaining to worldly matters.

S'arngarava—Certainly there is nothing whatsoever which is not (within) the sphere (of comprehension) to the talented.

Kas'yapa—You, then, on reaching your husband's household from here—

Serve your elders; conduct yourself as a dear friend with your co-wives; even though ill-treated by the husband, do not act in a refractory manner (towards him) out of anger; be extremely courteous towards attendants; and unelated in prosperity. Thus do young women attain to the position of a housewife; those opposite in character are the tormenters of the family. (18)

Or, how does Gautami think about this?

Gautami—This is all, the advice that can be given to a young bride. My child, keep in mind all this.

Kas'yapa—Child, embrace me and your friends.

S'akuntala—Father, will my friends, Priyamvada and Anasuya return from this very place!

Kas'yapa—Child, they too are to be given away (in marriage). It is not proper for them to go there. Gautami will go with you.

S'akuntala—( Having embraced her father. ) How shall I bear life in another land, like the sandal-twig dismembered from the tree on the Malaya mountain ?

Kas'yapa—Child, why are you thus alarmed ?

Placed in the laudable position of a wife of a husband of noble birth, engrossed every moment in his affairs weighty on account of dignity and having given birth to a son, the purifier of the family, as does the East to the holy sun, you, my child will not mind grief caused on account of your separation from me. (19)

[ S'akuntala falls at the feet of her father.]

Kas'yapa—May you have what I desire.

S'akuntala—Friends, embrace me, both of you, together.

Two friends—( Having done so.) Friend, if indeed that king is slow to recognise you, then show him this ring marked with his own name.

S'akuntala—I shudder at this doubt of both of you.

Two friends—Don't you be alarmed. Great affection is apt to suspect evil.

S'arngarava—The sun has climbed another division of the sky; may your ladyship hasten.

S'akuntla—( Having stood towards the hermitage.) Father, when shall I again see the penance-grove ?

Kas'yapa—Hear,

Having, for a long time, been the co-wife of the earth engirt with four oceans and then, after settling the son of Dushyanta on the throne, with no rival, you will again set foot in this quiet hermitage with your husband who will have given over all the family-burden to him ( i. e., his son ). (20)

Gautami—Dear child, the hour of departure passes away. Let your father return. Or, she will say the same thing again and again. May your worship return.

Kas'yapa—The practice of penance is obstructed.

S'akuntla—( Again embracing her father. ) Father's body has already suffered by the observance of religious austerities. Do not, therefore, grieve too much for me.

Kas'yapa—( with a sigh. )

How possibly will my grief be soothed, my child, (while I shall be) perceiving the offering of wild rice previously offered by you, and now germinated at the cottage door! (21)

Go; may your path be auspicious to you!

[Exit: S'akuntala with her escort.]

Two friends—(Having seen S'akuntala) Alas, alas, S'akuntala is concealed from view by the forest-grove.

Kas'yapa—(With a sigh) Anasuya, your companion in religious duties is gone. Restraining your grief, you follow me, going (back to the hermitage).

Both—How shall we enter the penance-grove desolate as it were without S'akuntala?

Kas'yapa—The course of affection views thus. (Turning thoughtfully.) Ah, having sent over S'akuntala to her husband's household, I have thus obtained peace. For,

A daughter is another's property; having sent her to-day to her husband, my inner soul has become now extremely peaceful as if it has returned the deposit. (22)

[All go away.]

— **Abhijnana-S'akuntala: Act IV**

**Questions :**

I. Explain the following forms with their grammatical significance:

**दारेषु; लौकिकज्ञाः; शुश्रूषस्व; भूयिष्ठम्, सपत्नी; नामधेय; रचितपूर्वम्; मा स्म गमः; मा भैषीः; गतवती; हला.**

II. (a) Illustrate the uses of:

**मद्वचनात्; न खलु; नाम; नु; धिक्; हन्त; वि+सृज्.**

(b) Explain:

**युगान्तरमारूढः सविता; दौष्यन्तिम्; प्रतीपम्; आधयः; चतुरन्तमहीसपत्नी.**

III. (a) Recognise the following forms: **पुरस्कृत्य; आज्ञापयतु; वक्तव्यः; वाच्यः; अनुशासनीया; निवर्तिष्येते; प्रस्नुय; प्रदेये; प्रेक्षिष्ये.**

(b) Explain the following:

**(१) अतिस्नेहः पापशङ्की।**

**(२) न खलु धीमतां कश्चिदविषयो नाम।**

**(३) अर्थो हि कन्या परकीय एव।**

IV. Dissolve the following compounds:

**सामान्यप्रतिपत्तिपूर्वकम्; वनौकसः; प्रतिक्षणम्; अप्रतिरथम्; चतुरन्तमहीसपत्नी; तदर्पितकुटुंबभरेण; प्रत्यर्पितन्यासः; विरहताम्; भाग्यायत्तम्; प्रत्यभिज्ञानमन्थरः.**

V. Translate the following into Sanskrit:

(1) The time for departure is passing away; ask your father to return. (2) There is nothing beyond the capacity of the talented. (3) Don't you be very anxious for me. (4) If he is slow

to recognise you, show him this ring. (5) Don't be cross with your friend out of anger. (6) My friend, keep all this in your mind.



૭

## वैशंपायनवृत्तान्तः ।

## [વૈશંપાયનનો વૃત્તાન્ત]

**પ્રાસ્તાવિક :** પ્રસ્તુત પાઠ 'કાદંબરી'ના ઉત્તરભાગમાંથી લેવામાં આવ્યો છે. 'કાદંબરી'નો પૂર્વભાગ બાણભટ્ટનો પોતાનો લખેલો છે, જ્યારે ઉત્તરભાગ તેના પુત્રનો છે. ઉત્તરભાગના આરંભમાં જ આ વાતનો ઉલ્લેખ બાણના પુત્રે કર્યો છે :

**याते दिवं पितरि तद्वचसैव सार्धं**
**विच्छेदमाप भुवि यस्तु कथाप्रबंधः ।**
**दुःखं सतां तदसमाप्तिकृतं विलोक्य**
**प्रारब्ध एव स मया न कवित्वदर्पात् ॥**

બાણના પુત્રમાં બાણના જેટલી પ્રૌઢી નથી; પરંતુ એકંદરે તેણે પિતૃઋણ સારી રીતે પૂરું કર્યું છે.

બાણભટ્ટ પ્રખ્યાત રાજા હર્ષદેવના સમયમાં થઈ ગયો. હર્ષનો સમય હ્યુ-એન-સેંગની મુસાફરીના ગ્રંથ ઉપરથી નક્કી કરી શકાય છે. તેને આધારે આપણે સહેલાઈથી કહી શકીએ કે બાણભટ્ટ ઈ. સ. ના છઠ્ઠા સૈકાના અંતમાં અથવા સાતમાના પ્રથમ પચાસ વર્ષમાં પ્રવર્તમાન થયેલો હોવો જોઈએ. બાણભટ્ટને હર્ષરાજાનો આશ્રય હતો. બાણભટ્ટની મુખ્ય કૃતિઓ 'કાદંબરી' અને 'હર્ષચરિત' છે. તેના નામ ઉપર 'પાર્વતીપરિણય' નામે એક

નાટક અને 'ચંડીશતક' નામે એક સ્તોત્ર પણ ગણાવવામાં આવે છે. પૂર્વે જોઈ ગયા તે પ્રમાણે, આ ગ્રંથને તે પોતાના જીવનકાળમાં પૂર્ણ કરી શકયો નહિ. તે અધૂરો ગ્રંથ તેના પુત્ર ભૂષણબાણે પૂરો કર્યો. બાણભટ્ટનો રચેલો ભાગ 'કાદંબરી'ના પૂર્વભાગ તરીકે ઓળખાય છે, જ્યારે તેના પુત્રનો રચેલો ભાગ ઉત્તરભાગ તરીકે ઓળખાય છે.

'કાદંબરી'નું સ્થાન સંસ્કૃત સાહિત્યમાં અનોખું છે. સંસ્કૃત આલંકારિકોએ કહ્યું છે કે ગદ્ય એ તો કવિની કસોટી છે. વળી આલંકારિકોનું એ પણ કહેવું છે કે સમાસની બહુલતાથી ગદ્યમાં તેજ અને શક્તિ આવે છે. આ કથનને હિસાબે બાણની 'કાદંબરી'નું ગદ્ય એક નમૂનેદાર અને ઉત્તમ પ્રકારનું ગદ્ય છે. તેની શૈલીમાં સમાસની પ્રચુરતા છે. ઉપમા, ઉત્પ્રેક્ષા, પ્રાસ, વિરોધાભાસ ઇત્યાદિ તેમાં ઠેરઠેર દેખા દે છે. બાણનાં લખાણમાં વિપુલ વાકયો ઉપરના પ્રભુત્વ જેટલું જ નાનાં વાકયો ઉપરનું તેનું પ્રભુત્વ છે. તેના લખાણમાં કુદરતનું નિરીક્ષણ, ઊંડી કલ્પનાઓ, અને પ્રબળ વિચારશક્તિ વિપુલ પ્રમાણમાં છે. તેની શૈલીમાં વિદ્વત્તા, વૈવિધ્ય અને ભવ્યતા છે. તેવી જ શૈલીનું અનુકરણ તેના પુત્રે કરવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ બાણના જેટલી શક્તિથી તેનું અનુકરણ તે કરી શકયો નથી.

**કથાનું અનુસંધાન :** કાદંબરી ચંદ્રાપીડના વિરહને લીધે વિષમ અવસ્થામાં પડેલી છે, અને તેના સમાચાર કાદંબરી તરફથી પત્રલેખા લાવે છે અને ચંદ્રાપીડને જણાવે છે. ચંદ્રાપીડ પિતાની રજા લઈ કાદંબરી પાસે પાછા જવાનો વિચાર કરે છે; અને પત્રલેખા સાથે પ્રેમપત્ર મોકલે છે : ચંદ્રાપીડ તેના પિતાને મળે છે; અને તે પિતા લગ્નનો વિષય તેની આગળ છેડે છે. રાત્રિ પડે છે, એટલે તે વૈશંપાયનને મળવા જાય છે. ત્યાં ખબર

કાઢતાં, સામંતો વૈશંપાયનની સ્થિતિના સમાચાર કહે છે. અહીંથી આપણા પાઠની વાર્તા શરૂ થાય છે :

**સાર**: પૅરેગ્રાફ ૧ : સેના જાય તે પહેલાં વૈશંપાયન અચ્છોદ સરોવર જોવા જવાની અને ત્યાં દેવાલયમાં મહાદેવને નમસ્કાર કરવા જવાની ઇચ્છા વ્યક્ત કરે છે. વૈશંપાયન ત્યાં જાય છે અને એક લતામંડપ જુએ છે.

પૅરેગ્રાફ ૨ : ત્યાં કાંઇક પૂર્વસ્મરણ થતું હોય તેમ વૈશંપાયન તે સ્થળે જાણે સ્તબ્ધ થઈ જાય છે. તેની આગળ-પાછળના માણસો તેને ઊઠવાનું કહે છે, પણ તે કાંઈ પણ પ્રત્યુત્તર આપતો નથી. [ અત્રે કથાસંબંધને અંગે એ કહેવું જરૂરી છે કે પુંડરીક મહાશ્વેતાને દેખી વિહ્વલ બન્યો હતો ત્યારે અચ્છોદ સરોવર પાસે એક લતામંડપમાં સૂતો હતો અને ત્યાં જ મરણ પામ્યો હતો. આગળ કથામાં આવે છે કે આ વૈશંપાયન પુંડરીકનો જ અવતાર હતો. તેને પૂર્વજન્મનું કાંઇક અવ્યક્ત સ્મરણ જેવું થાય છે, એટલે જ તેનું મન આ પ્રમાણે આ લતા-મંડપ જોઈ વિકાર પામે છે — એમ કવિનો સૂચન કરવાનો ઇરાદો છે. ]

પૅરેગ્રાફ ૩ : ફરીથી તેઓ વૈશંપાયનને ચંદ્રાપીડ પાસે જવા કહે છે; અને ચંદ્રાપીડ તેને નહિ જુએ તો ચંદ્રાપીડને કેમ લાગશે તેનો વિચાર કરવા તેને સૂચવે છે. વૈશંપાયન પોતાના નિશ્ચયમાંથી ડગી શકતો નથી; અને સૈન્યના નાયકોને જવાને માટે કહે છે.

પૅરેગ્રાફ ૪ : કોઈ રીતેય વૈશંપાયનને લતામંડપ છોડવાની ઇચ્છા થતી નથી; એટલે ત્રણ દિવસ સુધી રહી, પછીથી તેના અનુચરોને મૂકી, ખાવા કરવાનો પ્રબંધ કરી, તેઓ ચાલી નીકળે છે. ચંદ્રાપીડને તેઓ આગળથી સંદેશો નથી મોકલતા, કારણ કે કદાચ સંદેશવાહક તેને પહોંચી ન શકે; અને વળી થોડે દિવસે ચંદ્રાપીડ

ઉજ્જયિની પહોંચે ત્યાંથી તેને વળી તરત જ પાછો વાળવો એ ઠીક નહિ. . . . સામન્તો આવી આ બધો વૃત્તાન્ત ચંદ્રાપીડને કહે છે.

પૅરેગ્રાફ ૫ : આ વૃત્તાંત સાંભળી ચંદ્રાપીડ વિમાસણમાં પડે છે. તેને સમજણ પડતી નથી કે આમ યુવાવસ્થાના આરંભમાં જ શા માટે આમ વૈશંપાયન વૈરાગ્યને પ્રાપ્ત કરે છે.

પૅરેગ્રાફ ૬ : પછીથી તે રાજમંડળને વિસર્જન કરી, લતામંડપની બનાવેલી ઝૂંપડીમાં પ્રવેશ કરે છે.

પૅરેગ્રાફ ૭ : માતાપિતાની રજા માગી તે પાછા જવાનો વિચાર કરે છે; કારણ કે એક તો વૈશંપાયનને સાથે લેવાશે અને કાદંબરીને મળાશે. આ નિશ્ચય ઉપર આવતાં તે નિદ્રાસુખ પામી ઊઠે છે.

પૃ. ૨૨: પં. १–१६: [પેરા: ૧]

**पृष्ठतः**–પાછળથી, **आगन्तव्यम्**ની સાથે લેવું–પાછળથી આવવું. आ+गम्નું વિધ્યર્થ કૃ. **स्कन्धावारम्**–સૈન્ય. **अनुपालयद्भिः**–अनु+पा ગ. ૨, પરસ્મૈ.નું પ્રેરક **अनुपालयति**નું વ. કૃ., તૃતીયા બ. વ., પુલ્લિંગ, સંભાળ લેતા; **भवद्भिः** (આપે)ની સાથે લેવું. **शनैः शनैः वैशंपायनेन सह**–ધીમેધીમે વૈશંપાયનની સાથે. **गतवति देवे**–જ્યારે દેવ ચંદ્રાપીડ ગયા ત્યારે; **गम्**નું કર્તરિ ભૂ. કૃ. **गतवत्**નું સપ્તમી એ. વ., પુલ્લિંગ. **घासेन्धनादिकस्य उपकरणजातस्य सुगृहीतत्वात्– घासश्चे-न्धनानि च** (દ્વંદ્વ), **घासेन्धनानि आदौ यस्य तस्य** (બ૦વ્રી૦), ઘાસ અને ઇંધન જેમાં મુખ્ય છે તે. કેટલાક **घास**નો અર્થ 'ખોરાક' લે છે; અને **घस्** 'ખાવું' એ ધાતુ ઉપરથી વ્યુત્પત્તિ લે છે. **उपकरणानां जातस्य** (ષ૦ ત૦), સાધનોનો સમૂહ. **सुगृहीतत्वात्**. સારી રીતે લીધેલાં હોવાને લીધે. **स्कन्धावारेण प्रयाणं न दत्तम्**–સૈન્યે પ્રયાણ ન કર્યું. **अन्यस्मिन् अहनि**–

બીજે દિવસે; **अहन्** નપું., સપ્તમી એ. વ., દિવસે. **आहतायां प्रयाणभेर्याम्**–જ્યારે પ્રયાણ કરવાનું ઢોલ વાગ્યું ત્યારે. **भेरी**–મોટું ઢોલ. **सज्जीक्रियमाणे साधने**–સૈન્ય તૈયાર કરવામાં આવ્યું ત્યારે; **सज्ज** ઉપરથી **च्वि** રૂપ, **सज्जीकरोति**નું વ. કૃ., આત્મને., સપ્તમી એ. વ., કર્મણિનું રૂપ, **सज्जीक्रियमाणे. अभ्यधात्–अभि+धा** ગ. ૩, પરસ્મૈ., અદ્યતનભૂ., ૩ પુ., એ. વ, બોલ્યો. **अतिपुण्यम्**–બહુ પવિત્ર. **अच्छोदाख्यम्–अच्छोदः इति आख्या यस्य तद्** (બ૦ વ્રી૦), જેનું નામ અચ્છોદ છે તે. **पुराणे**–કોઈ એક પુરાણમાં. **श्रूयते–श्रु** ગ. ૫, વ. કા., ૩ પુ., એ. વ., કર્મણિ, સંભળાય છે. **तीरभाजि–तीरं भजति तस्मिन्** (ઉપ૦ ત૦), કાંઠા ઉપર આવેલા. **सिद्धायतनम्–सिद्धम् आयतनम्** (કર્મ૦) સિદ્ધિ આપનાર પવિત્ર સ્થાન. **भवानीप्रभुम्–भवान्याः प्रभुम्** (ષ૦ ત૦), પાર્વતીના નાથ. **महेश्वरम्–महान्तमीश्वरम्** (કર્મ૦), મહાદેવ. **शशाङ्कशकलशेखरम्–शशास्य अङ्कः यस्मिन् सः** (બ૦ વ્રી૦), **शशांकस्य शकलमेव शेखरे यस्य तम्** (બ૦ વ્રી૦), જેના મસ્તક ઉપર ચંદ્રનો વિભાગ અર્ધચંદ્ર છે. **दिव्यजनसेविता-दिव्याः जनाः** (કર્મ૦), **दिव्यजनैः सेविता** (તૃ૦ ત૦), દિવ્યજનોથી સેવાયેલી. **अभिधाय**–બોલીને. **अयासीत्–या** ગ. ૨, પરસ્મૈ., અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., ગયો. **अतिरम्यतया एव**–અત્યંત સૌન્દર્યને લીધે. **सर्वतः दत्तदृष्टिः**–બધેય નજર નાખતો; **दत्ता दृष्टिः येन सः** (બ૦વ્રી૦). આ વાક્યનો સંબંધ આ પ્રમાણે છેઃ **सर्वतः दत्तदृष्टिः संचरन्...... लतामण्डपमद्राक्षीत्**–વચ્ચે લતામંડપનાં વિશેષણો મૂકવામાં આવેલાં છે. **अद्राक्षीत्–दृश्** ગ. ૬, પરસ્મૈ.–નું અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., જોયો. **संचरन्**–ફરતાં ફરતાં. **अमरकामिनी......आह्वयन्तमिव** (લતામંડપનું વિશેષણ) એ ચીજો વડે જાણે લતામંડપ બોલાવતો હતોઃ (૧) **किसलयैः**–

લતાઓથી; (૨) મધુકરોના ગુંજારવોથી. **अमरकामिनी...... प्रणयोचितैः**–**अमरकामिनीनां श्रोत्राणां शिखरेषु आरोहणं एव प्रणयः** (કર્મ૦), **तस्य उचितैः**, (ષ૦ત૦). દેવોની સ્ત્રીઓના કાનની ટોચ ઉપર ચઢવાની અભિલાષાને યોગ્ય (**किसलयैः** નું વિશેષણ). પ્રાચીન કાળમાં સ્ત્રીઓ આ પ્રકારની સુંદર ડાખળીઓ આભૂષણ તરીકે કાન ઉપર મૂકતી હતી. **तरङ्ग...वृत्तिभिः**–**तरङ्गाणाम् अनिलैः आहतिः तया विलोला वृत्तिः येषाम्** (બ૦ વ્રી૦), મોજાંના પવનના પ્રહારથી જે હાલી રહી હતી તે (**किसलयैः** નું બીજું વિશેષણ). **अविरलकुसुममकरन्दलोभपुञ्जितानाम्**–**अविरलानि कुसुमानि** (કર્મ૦), **तेषां मकरन्दस्य लोभेन पुञ्जितानाम्** (તૃ૦ ત૦). પુષ્કળ ફૂલોના પરાગના લોભથી ભેગાં થયેલાં; **पुञ्जः** ઉપરથી નામધાતુ **पुञ्जयति** નું કર્મ. ભૂ. કૃ., **पुञ्जित** (**मधुलिहाम्**નું વિશેષણ). **मधु लेढि इति मधुलिह्** (ઉપ૦ ત૦), **तेषाम्**–ભ્રમરોના. **सिञ्जितरवेण**–ગુંજારવના ધ્વનિથી. **सिञ्जित** એ સામાન્ય રીતે નૂપુર જેવાં આભૂષણોના રણકા માટે વપરાય છે; અહીં ભ્રમરના ગુંજારવ માટે તેનો પ્રયોગ કર્યો છે. **दूराद् इव आह्वयन्तम्**–જાણે દૂરથી બોલાવતો; **आ+ह्वे** ગ. ૧, પરસ્મૈ., વ. કૃ.નું દ્વિતીયા એ. વ., પુંલ્લિંગ, બોલાવતો. **मरकत...दिग्भागान्**–**मरकतं एव मणिः** (કર્મ૦), **तद्वत् श्यामया** (કર્મ૦), મરકત મણિ જેવી શ્યામ. **प्रभया**–તેજથી. **समं दश दिग्भागान् अनुलिम्पन्तम् इव**–એકસાથે જ દશ દિશાઓના ભાગને લેપ લગાવી દેતો હોય તેવો. **अनु+लिप्** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., દ્વિતીયા એ. વ., પુંલ્લિંગ, લેપ કરતો (**लतामण्डप**નું વિશેષણ). **अदत्त...विश्राणम्**–**अदत्तः दिवसकरस्य किरणानां प्रवेशः येन सः** (બ૦વ્રી૦), **तस्य भावः**–સૂર્યનાં કિરણોને પ્રવેશ નહિ આપવાને લીધે. **दिवा अपि**–દિવસે પણ. **अन्तर्निशीथिनीम्**–અંદરથી

રાત્રિ. **अन्तर्गता निशीथिनी** (કર્મ૦) **ताम्, बिभ्राणम्–भृ** ગ. ૩, આત્મને., વ. કૃ., ધારણ કરતો (**लतामंडप**નું વિશેષણ). **चिरपरिचिते . . . अवलोक्यमानम्–मेघस्य उद्गमस्य आशङ्कया–**વાદળાંના ઊંચે આવવાની (**उद्गम**)ની શંકાથી. **उन्मुक्ताः मधुराः केकारवाः यैः तैः** (બ૦ વ્રી૦), જેમણે મધુર કેકારવો કર્યા છે (શબ્દશઃ છોડયા છે) તે. **उत्कन्धरैः–उद्गताः कन्धराः येषां तैः** (બ૦ વ્રી૦), જેની ડોક ઊંચી થઈ છે તેનાથી. **शिखण्डिभिः**–મોરોથી. **अवलोक्यमानम्**–જોવાતો; **पद्म इव जलदकालस्य–जलं ददाति** (ઉપ૦ ત૦), **जलदानां कालस्य** (ષ૦ ત૦), મેઘકાળના સ્થાન જેવો. **प्रतिपक्षम्**–શત્રુ. **जडिम्नः**–ષષ્ઠી એ. વ., નપું. **जडिमन्**–ઠંડક. **निर्गममार्गम्–निर्गमस्य मार्गम्** (ષ૦ ત૦), બહાર જવાનો માર્ગ. **सुरभिमासस्य**–ચૈત્ર માસનો. **मकरध्वजस्य आश्रयम् इव मकरः ध्वजे यस्य सः**, જેની ધજામાં મકરનું નિશાન છે તે–કામદેવ. **उत्कण्ठाविनोद-स्थानम्–उत्कण्ठायाः विनोदस्य स्थानम्** (ષ૦ ત૦), ચિંતા દૂર કરવાનું સ્થાન. **रतेः**–રતિનું. કામના વિયોગથી ચિંતામાં પડેલી રતિ માટે ચિંતા દૂર કરવાનું સ્થાન. **आस्पदमिव सर्वरमणीयानाम्**–બધી રમ્યવસ્તુઓના સ્થાનરૂપ. **अनवरत . . . शिलातलम्**–अनवरतं **वलिताः सुरभयः शीतलाः च, अच्छोदसरसः तरङ्गेभ्यः मारुताः, तैः अभिवीजितानि अभ्यन्तरे शिलातलानि यस्य तम्**(બ૦ વ્રી૦), અટકયા વિના વાતા સુગંધી શીતળ અચ્છોદ સરોવરના તરંગોમાં થઈને વાતા પવનોથી વીંજાતા અંદરના શિલાતલો જેમાં છે તે.

**पृ. २६ : पं. ९–२१** (પેરા : ૨)

**अतिचिरान्तरितदर्शनम् तं दृष्ट्वा–अतिचिरं अन्तरितं दर्शनं यस्य तम्** (બ૦ વ્રી૦), જેને જોયાને બહુ વખતનો

આંતરો પડી ગયો છે એવા તેને જોઈને. **भ्रातर . . . सुहृदमिव** એ **तम्**નાં ઉપમાનો છે—ભાઈ જેવા, પુત્ર જેવા, મિત્ર જેવા. **अनन्यदृष्टिः-न अन्यस्मिन् दृष्टिः यस्य सः** (બ૦ વ્રી૦), જેની બીજી વસ્તુ ઉપર દૃષ્ટિ નથી એવા તેણે. **विस्मृतनिमेषेण चक्षुषा**—જેનાં નિમેષ ભુલાઈ ગયાં છે તેવા નેત્રથી; પલકારા વિનાની દૃષ્ટિથી; **विस्मृतः निमेषः येन सः** (બ૦ વ્રી૦). **स्तम्भित इव**—જાણે અંગ રહી જવાથી સ્તબ્ધ બની ગયો હોય એમ. **स्तम्भ्** ગ. ૯, પરસ્મૈ.નું. કર્મ. ભૂ. કૃ. **लिखितः इव**—જાણે ચિતરાઈ ગયો હોય એમ. **उत्कीर्णः इव—उत्+कॄ** ગ. ૬, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., કોતરાયેલો હોય એમ. **पुस्तमयः इव—पुस्त** (=માટી જેવી લેપ કરવાની વસ્તુ)**+मय** પ્રત્યય—જાણે માટીનો બનાવાયો હોય તેવો; અથવા, જાણે પુસ્તકમાં લખી દેવામાં આવ્યો હોય તેવો. સરખાવો : **पुस्तं लेप्यादिकर्मणि** (અમર૦). **ऊर्ध्वः इव**—જાણે ઊભો હોય તેમ. **स्थित्वा**—રહીને. **अङ्गानि धारयितुम् अपारयन् इव**—જાણે અંગોને ટકવી રાખવાને અશક્તિમાન બનતો હોય તેમ. **पार्** ગ. ૧૦, પરસ્મૈ., વ. કૃ., **पारयन्; न पारयन् अपारयन्**—શક્તિવાન ન થતો. **आक्रम्यमाणः इव मूर्च्छया**—મૂર્ચ્છાથી જાણે ઘેરાતો હોય. **उन्मुच्य . . . न्द्रियैः**—જાણે ઇન્દ્રિયોથી ત્યજી દેવાતો હોય તેમ. **उद्+मुच्** ગ. ૬. કર્મણિ. વ. કૃ., **उन्मुच्यमान. उन्मुक्ताङ्गः—उन्मुक्तानि अङ्गानि येन सः** (બ૦વ્રી૦), જેણે પોતાનાં અંગો છોડી દીધાં છે તે; એટલે કે જેનાં અંગો ઢળી પડ્યાં છે તે. **समुपविश्य भूमौ**—જમીન ઉપર બેસીને. **किमपि**—કાંઈક અપૂર્વ. **अनुध्यायन्—अनु+ध्यै** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., વિચાર કરતો. **निर्विकार-वदनः—निर्गतः विकारः यस्मात् तद्** (બ૦ વ્રી૦), **निर्विकारम् वदनं यस्य सः** (બ૦વ્રી૦), જેના મુખ ઉપરથી લાગણીનો વિકાર જતો રહ્યો છે છે. **गलितः लोचनाभ्यां पयसां धाराणां**

**सन्तानः यस्य सः** (બ० વ્રી૦), જેનાં નેત્રોમાંથી (આંસુના) પાણીની ધારાઓનો પ્રવાહ નીકળી રહ્યો છે તેવો તે. **अधोमुखः–अधो मुखं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું મુખ નીચે ઢળ્યું છે તે. **तूष्णीं तस्थौ**–શાંત ઊભો રહ્યો. **तथा अवस्थितम्**–તે પ્રકારની સ્થિતિમાં આવી પડેલો. **अस्माकं चेतसि चिन्ता उदपादि**–અમારા ચિત્તમાં ચિંતા ઉત્પન્ન થઈ. **उत्+पद्** ગ. ૪, પરસ્મૈ.નું અદ્યતનભૂ., કર્મણિ, ૩ પુ., એ. વ., ઉત્પન્ન કરાઈ; ઉત્પન્ન થઈ. **येन केनचित्**–જે તે વસ્તુથી. **अपह्रियन्ते–अप+हृ** ગ. ૧, પરસ્મૈ., કર્મ. વ. કા., ૩ પુ., બ. વ., હરી લઈ જવાય છે; આકર્ષાય છે. **रसिकहृदयाः–रसिकं हृदयं येषाम् ते** (બ૦ વ્રી૦), જેનું હૃદય રસિક છે તે. **परिणामधीरमतयः–परिणामे धीरा मतिः येषाम् ते** (બ૦ વ્રી૦), વૃદ્ધાવસ્થાને લીધે જેની મતિ સ્થિર બનેલી છે તે. **कुतूहलास्पदे–कुतूहलस्य आस्पदे**–કુતૂહલના સ્થાનરૂપ. **प्रथमे वयसि**–યુવાવસ્થામાં. **नियतम्**–ચોક્કસ. **अस्य हृदयविकृतिः**–એના હૃદયનો ફેરફાર. **भावयतः**–भूनुं પ્રેરક **भावयति** નું વ. કૃ. **भावयत्**नुं ષષ્ઠી એ. વ., વિચાર કરતા. **ईदृशी**–આ પ્રકારની. **अवदाम**–અમે બોલ્યા. **वद्** ગ. ૧, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૧ પુ., બ. વ. **दर्शनीयानाम्–दृश्** ગ. ૬, પરસ્મૈ., વિધ્યર્થ કૃ., જોવા યોગ્ય (વસ્તુઓની). **अवधिः**–મર્યાદા., **निर्वर्तयामः–नि+वृत्** ગ. ૧, આત્મને., પ્રેરક, વ. કા., ૧ પુ., બ. વ., પૂરો કરવો. **अति...वेला**–બહુ વખત થઈ ગયો છે. **प्रयाणाभिमुखः**–જવા માટે તૈયાર. **प्रयाणाय अभिमुखः** (ચ૦ ત૦), **प्रतिपालयन्**–રાહ જોતો. **आस्ते**–ઊભો છે. **आस्** ગ. ૨, આત્મને., વ. કા., ૩ પુ., એ. વ. 'બેઠો છે.' **किं...विलम्बितेन**–વિલંબ કર્યાનો શો ઉપયોગ? **अश्रुतास्मदीयालापः न श्रुतः अस्मदीयः आलापः येन सः** (બ૦ વ્રી૦), જેણે અમારો આલાપ સાંભળ્યો નથી તેવા તેણે. **मूकः**–મૂંગો. **अशिक्षितः इव वक्तुम्**-બોલવાનું

જાણે ન શીખેલો હોય એમ. **अदात्–दा** ગ. ૩., પરસ્મૈ., અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., આપ્યો. **अनिमेषपक्ष्मणा–अविद्यमानः निमेषः यस्य तानि** (બ૦ વ્રી૦), **अनिमेषाणि पक्ष्माणि यस्य तेन** (બ૦ વ્રી૦), જેની પાંપણોએ મીટ સરખી પણ માંડી ન હતી તે. **निश्चलस्तब्धतारकेण–निश्चले च स्तब्धे च तारके यस्य तेन** (બ૦ વ્રી૦), જેની કીકીઓ નિશ્ચલ અને સ્તબ્ધ બની ગયેલી છે તે. **संततास्रस्रोतसा–संततं अश्रूणां स्रोतः यस्य तेन** (બ૦ વ્રી૦), જેનાં આંસુના પ્રવાહ ચાલુ છે તેવા. **लतामण्डपम् आलोकितवान्**–લતામંડપ જોવા લાગ્યો, **आ+लोक्** નું કર્તરિ. ભૂ. કૃ.

**પૃ. २६ : पं. २२–२८ :** ( પેરા : ૩ )

**आगमनाय अनुरुध्यमानः**–આવવા માટે દબાણ કરાતો એવો તે. **तद्ग्रथितदृष्टिः–तस्मिन् ग्रथिता दृष्टिः यस्य सः** (બ૦ વ્રી૦), જેની દૃષ્ટિ તેના ઉપર (તે લતામંડપ) ઉપર બંધાઈ ગઈ છે તે. **परिच्छेदनिष्ठुरम्–परिच्छेदेन निष्ठुरम्** (તૃ૦ત૦), નિશ્ચયે કરીને સખત. **यातव्यम्–या** ગ. ૨, પરસ્મૈ., વિધ્યર્થ, કૃ., જવાવું. **स्कन्धावारमादाय**–સૈન્ય લઈને. **न युक्तं भवताम्**–આપને યોગ્ય નથી. **चन्द्रापीडभुजबलपरिरक्षितम्–चन्द्रापीडस्य भुजयोः बलेन परिरक्षितम्** (તૃ૦ત૦), ચંદ્રાપીડના બે હાથની શક્તિથી રક્ષાયેલું. **महासाधनम्**–મોટું લશ્કર. **गते तस्मिन्**–તે જ્યારે ગયો હોય ત્યારે. **अवस्थानं कर्तुम्**–અહીં રહેવું તે. **उक्तवन्तम्–उक्त+वत्** કર્તરિ, ભૂ. કૃ., બોલેલા; દ્વિતીયા એ. વ., પુંલ્લિંગ. **तम् अकस्मात् नाम**–તેને અકસ્માતથી જ. **वैराग्यकारणम्**–આ જગત ઉપરથી મન ઊઠી જવાનું કારણ. **उत्पन्नम्**–ઉત્પન્ન થયું હોય. **आशङ्क्य**–શંકા કરીને. **सानुनयम्–अनुनयेन सह यथा स्यात् तथा** (અવ્યયી), શાંતિ મળે તેવી રીતે.

**आगमनाय...प्रतिबोध्य**–આવવા માટે વારંવાર ઉપદેશ આપીને —જાગૃત કરીને. **तादृशासंबद्धानुष्ठानेन–तादृशं असंबद्धम् अनुष्ठानम्** (કર્મ૦) તે પ્રકારના કારણ વિનાના કર્મને લીધે. **जातपीडाः–जाता पीडा येषाम् ते** (બ૦વ્રી૦), જેને પીડા થઈ છે તે. **अभिहितवन्तः–अभि+धा** ગ. ૩, ઉભય., કર્મ. ભૂ. કૃ., **अभिहित+वत्** કર્તરિ ભૂ. કૃ., પ્રથમા બ૦વ૦, પુલ્લિંગ, બોલ્યા.

पृ. २७ : पं. १–२९ ( પેરા : ૩ )

**एवं...स्थातुम्**–આ પ્રમાણે અમારે રહેવું યોગ્ય નથી. **भवतः पुनः युक्तम् इदम्**–પણ આપને એ યોગ્ય છે કે? **युक्तमिदम्** માટે જુઓ આ પાનની ચોથી પંક્તિ. વચ્ચે **भवतः** નાં વિશેષણો છે. **देवस्य...जन्मनः** તારાપીડ એ ચન્દ્રાપીડના પિતાનું નામ. **न विद्यते अन्तरं यस्य सः** (બ૦વ્રી૦), જે જુદો નથી તે; મહારાજા તારાપીડથી જે જુદો નથી તે. **आर्यशुकनासात्** –આર્ય શુકનાસથી. વૈશંપાયન તારાપીડના મંત્રી શુકનાસનો પુત્ર હતો. **लब्धजन्मनः–लब्धं जन्म येन तस्य** (બ૦વ્રી૦), જેને જન્મ પ્રાપ્ત થયો છે તે. **देव्या विलासवत्या**–દેવી વિલાસવતીથી; વિલાસવતી તે ચંદ્રાપીડની માતા. **अङ्कलालितस्य–अङ्के लालितस्य**, ખોળામાં લાડેલા. **एकत्र संवृद्धस्य**–એકસાથે ઊછરેલા. **विद्यागृहे**–વિદ્યાના ગૃહમાં, વિદ્યાલયમાં. **महता यत्नेन एवं शिक्षितस्य**–મોટા પ્રયત્ને આ પ્રમાણે શિખવાયેલા. **यद्**–કે. **गुणवति च भवति सर्वम् अर्पयित्वा**–ગુણવાન એવા તમને બધું સોંપી; **ऋ** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક, તેનું સંબંધક ભૂ. કૃ., સોંપીને. **ज्येष्ठे. . . जगन्नाथे गते**–મોટાભાઈ, મિત્ર, વહાલા સ્વામી અને જગતના નાથ ગયા ત્યારે. **तत्परित्यागेन अत्र अवस्थानम्**– તેનો ત્યાગ કરીને અહીં રહેવું તે. **कस्य अपरस्य**– કયા બીજા માણસનો. **ईदृशः युक्तायुक्तपरिच्छेदः**–આ પ્રકારનો

યોગ્ય અને અયોગ્યનો વિવેક કરવાની શક્તિ. **युक्तं चायुक्तं च** (**द्वंद्व**), **तयोः परिच्छेदः** (ષ૦ ત૦), **तिष्ठतु तावदस्माकं** ઇ.- અમારાં તમારા ઉપરનાં સ્નેહ અને ભક્તિ કોરે રહ્યાં; એટલે કે, અમારી ભક્તિ કે સ્નેહની તમે દરકાર કરી આવવાના નથી તો ભલે. **अस्मिन् शून्यारण्ये**–આ સૂના અરણ્યમાં. **भवन्तमुत्सृज्य**– આપને ત્યજીને. **गताः सन्तः**– જતા હોત, **सन्तः–अस्** ગ. ૨, પરસ્મૈ., વ. કૃ., પ્રથમા બ. વ., પુલિંગ. **चन्द्रशीतलप्रकृतिः**– **चन्द्रवत् शीतला प्रकृतिः यस्य तेन** (બ૦ વ્રી૦), ચંદ્ર જેવા શીતળ સ્વભાવના. આ શબ્દો કટાક્ષમાં (ironically) બોલાયા છે. સૂચન એ છે કે ચંદ્રાપીડ તમે નથી આવ્યા એ સાંભળી અમારા ઉપર અત્યંત ક્રોધાયમાન થશે. **किं वक्तव्या वयम्**– અમે શું કહેવાઇશું? **किमन्यः . . भवान्**- શું તમે જુદા અને દેવ ચંદ્રાપીડ જુદા છે?–એટલે કે તમે બંને એક જ છો. **उन्मुच्यताम्– उद्+मुच्** ગ. ૬, પરસ્મૈ.નું કર્મણિ આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., છોડી દેવાવા દો. **संमोहः**–આ ભ્રમણા: તમે આ ભ્રમણા છોડી દો. **धीराधीयताम्**–(સંધિ) **धीः आधीयताम्– आ+धा** ગ. ૩, ઉભય.નું કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ., બુદ્ધિ મુકાવા દો; વિચાર કરો. **अभिहितः**–બોલાયેલા. **ईषद् इव**– જાણે જરાક. **विलक्षहासेन वचनेन-विलक्षः हासः यस्मिन् तेन** (બ૦ વ્રી૦), વિસ્મયયુક્ત હાસ્ય જેમાં છે તે (વચનથી). **अस्मान् अवादीत्**–અમારા તરફ બોલ્યો. **वद्** ગ. ૧, પરસ્મૈ.નું અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., બોલ્યો; **एतावद् अपि**–એટલું પણ. **वेद्मि**–હું જાણું છું; **विद्** ગ. ૨, પરસ્મૈ., ૧ પુ., એ વ., વ. કા. **यद् . . . प्रबोधयन्ति**–જવા માટે મને આપ શિખામણ આપો છો. **अन्यत्र**–બીજે સ્થાને. **न पारयामि स्थातुम्**–રોકા રહેવાને સમર્થ નથી; **पार्** ગ. ૧૦, પરસ્મૈ., શક્તિવાન હોવું. **गरीयसी**–બહુ મોટી. **गुरु**–નું તુલનાદર્શક રૂપ: **गरीयस्**નું

સ્ત્રીલિંગ **गरीयसी**. **परिबोधना**-જાગૃતિ, જ્ઞાન. **सर्वत्र विगलितं मे प्रभुत्वम्**-મારો (મારાં ઇંદ્રિયો ઉપરથી) મારો કાબૂ ગળી ગયો છે—જતો રહ્યો છે. **तथाहि** દાખલા તરીકે. **स्मरत् इव किमपि**-કોઈક વસ્તુને સ્મરતું હોય એમ. **मनः न अन्यत्र प्रवर्तते**-મન બીજે જઈ શકતું નથી. **पश्यती इव किमपि**-જાણે કાંઈક જોતી હોય તેમ **दृश्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ. **पश्यत्** નું સ્ત્રીલિંગ **पश्यन्ती न अन्यतः वलति**-બીજે કાંઈ વળતી નથી. **आसक्तम्-आ+सञ्ज्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., લાગેલું. **क्वापि**-કોઈક સ્થળે. **निगडितौ-निगड** ઉપરથી નામધાતુ **निगडयति**નું કર્મ. ભૂ. કૃ., પ્રથમા દ્વિ. વ., પુંલ્લિંગ : બેડીમાં જકડાયેલા. **पदमपि यातुम्**-એક પગલું લેવાને પણ **न उत्सहेते**-શક્તિવાન નથી. **कीलिता-कील** 'ખીલો' ઉપરથી નામધાતુ **कीलयति**નું કર્મ. ભૂ. કૃ., ખીલાથી જડાયેલું. **अस्मिन्नेव स्थाने**-આ જ જગ્યાએ. **तनुः**-શરીર. **तद् आत्मना...यातुम्**-તેથી હું મારી મેળે જવા સમર્થ નથી. **बलाद्**-બળાત્કારે કરીને. **निनीषवः-नी** ગ. ૧, પરસ્મૈ.નું ઇચ્છાદર્શક વિશેષણ **निनीषु**નું પ્રથમા બ. વ., પુંલિંગ, લઈ જવાની ઇચ્છા-વાળા. **तत्रापि**-તે બાબતમાં પણ. **अस्मात् प्रदेशात् चलितस्य**-આ પ્રદેશમાંથી જતા રહેલા એવા (મારા આત્માનું). **जीवित-धारणम्**-જીવનને ધારણ કરવાનું. **संभावयामि**-ચાલુ રહે એમ સંભવ રાખતો નથી. **सं+भू** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક, ૧ પુ., એ. વ., વ. કા. **अत्र तु पुनः तिष्ठतः** [**मम**]ને **हृदये** સાથે લેવું; વળી અહીં ઊભા રહેલા એવા મારા હૃદયમાં. **किमपि**-કાંઈક **अनवसीयमानम्-अव+सो** ગ. ૪, પરસ્મૈ.નું કર્મણિ વ. કૃ., પૂરું થતું. **न अवसीयमानम्-अनवसीयमानम्**, કાંઈક ન પૂરું થતું. **परिवर्तते**-ફેરફાર ચાલી રહ્યો છે. **येन एव विधृतः अस्मि**-જેનાથી મારું જીવન ધારણ કરાયું છે. **तेन एव अवश्यं**

**धार्यन्ते प्राणाः**–તેને લીધે જ અવશ્ય મારા પ્રાણ ધારણ કરાયા છે. **इति चेतसि मे**–એમ મારા મનમાં લાગે છે. **तद् अलं निर्बन्धेन**–માટે આજીજી બસ કરો. **यावज्जीवम्**–જીવનપર્યન્ત. **आ तृप्तेः**–તૃપ્તિ પર્યન્ત. **अल्पपुण्यस्य–अल्पं पुण्यं यस्य तस्य** (બ૦ વ્રી૦), જેનું પુણ્ય થોડું છે તે. **प्राप्तमपि...नीतम्**–પ્રાપ્ત થયેલું હોવા છતાં પણ હથેળીમાંથી દૈવે તે છીનવી લીધું છે. **आच्छिद्य–आ+छिद्** ગ. ૭, ઉભય.નું સંબંધક ભૂ. કૃ., છીનવીને. **अभिदधानः–अभि+धा** ગ. ૩, આત્મને., વ. કૃ., બોલતો. **कौतुकात्**–કૌતુકને લીધે. **न आयासि देवस्य चन्द्रापीडस्य समीपम्**–દેવ ચંદ્રાપીડની પાસે આવતો નથી. **अभ्यधात्–अभि+धा** ગ. ૩, પરસ્મૈ., અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., બોલ્યો. **लज्जे**–હું લજ્જા પામું છું. **लज्ज्** ગ. ૧, આત્મને., વ. કા., ૧ પુ., એ. વ. **शपामि**–હું સમ ખાઉં છું—જેના સમ ખાવાના હોય તેની તૃતીયા વપરાય છે. **चंद्रापीडस्य एव जीवितेन**–ચંદ્રાપીડના જ જીવના. **भवताम् अपि प्रत्यक्षः**–આપને પ્રત્યક્ષ છે. **अक्ष्णोः प्रतिगतम्–प्रत्यक्षम्. तूष्णीम्**–શાંત. **अभूत्–भू** ગ. ૧, પરસ્મૈ.નું અદ્યતનભૂ. ૩ પુ., એ. વ., થયું.

પૃ. २८ : पं. १–१७ (પેરા : ४)

**मुहूर्तात् इव च उत्थाय**–અને મુહૂર્તવારમાં જ ઊઠીને; **उत्+स्था** ગ. ૧, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ. **तेषु तेषु**–જુદાંજુદાં. **तस्मिन् च . . . अन्विष्यन्**–તે દેવાલયમાં કોઈ ખોવાઈ ગયેલું શોધતો, **अनु+इष्** ગ. ૪, પરસ્મૈ.નું વ. કૃ., પ્રથમા. એ. વ., શોધતો. **अनन्यदृष्टिः–न अन्यस्मिन् दृष्टिः यस्य सः** (બ૦વ્રી૦), જેની દૃષ્ટિ બીજે નથી તે. **बभ्राम–भ्रम्**નું પરોક્ષભૂત, ૩ પુ., એ. વ., ભટકવા લાગ્યો. **भ्रान्त्वा–भ्रम्**નું સંબંધક ભૂ. કૃ., ભટકીને. **खिन्नान्तरात्मा–खिन्नः अन्तरात्मा यस्य सः** (બ૦ વ્રી૦), જેનો અંતરાત્મા બહુ ખેદ પામ્યો છે તે. **सनिर्वेदम्–निर्वेदेन सह**

**यथा स्यात् तथा,** નિર્વેદપૂર્વક; પશ્ચાત્તાપપૂર્વક. **ऊर्ध्वं निश्वस्य**–ઊંચો નિસાસો લઈને. **तस्मिन् लतागहने**–તે લતાઓની ઝાડીમાં. **पुनर् उपविश्य तस्थौ**–ફરીથી બેઠો રહ્યો; **स्था**નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., 'રહ્યો'. **कृतवीरुत्संनिधानाः–कृतं वीरुधां संनिधानं यैः,** જેમણે લતાઓમાં પોતાનું સ્થાન લીધું છે તે '**लता प्रतानिनी वीरुद्**' (અમર૦), **तत्प्रतिबोधनप्रत्याशया–तस्य प्रतिबोधनस्य प्रत्याशया** (ષ૦ ત૦), તેને જાગૃત કરવાની ઈચ્છાથી. **गतवति समधिके इव यामद्वये**–બે યામથી જાણે વધારે સમય ગયો તેટલામાં. **यामद्वये–यामयोः द्वये** (ષ૦ ત૦), એક યામ એટલે ૩ કલાક; દિવસનો આઠમો ભાગ. **शरीरस्थितिकरणाय–शरीरस्य स्थितेः करणाय** (ષ૦ ત૦), શરીરને ધારણ કરવા માટે આહાર વગેરે લેવું તે. **अभ्यर्थितः–अभि+अर्थ्** ગ. ૧૦, આત્મને.નું કર્મ. ભૂ. કૃ., પ્રાર્થના કરાયેલો. **प्रत्युवाच**–જવાબ આપ્યો. **अमी वल्लभतराः प्राणाः**–એ બહુ પ્રિય પ્રાણો છે. **वल्लभतराः**–તુલનાદર્શક રૂપ **वल्लभ** 'પ્રિય'નું. **तद्...गच्छन्ति**–તો જો બળાત્કારે પણ મને ત્યજીને ચાલ્યા જાય. **एषाम् संधारणे**–એ પ્રાણોને ધારણ કરવા. **कार्यः**–કરવો જોઈએ. **अर्थी**–ઇચ્છાવાળો, માગણીવાળો; તેની સાથે તૃતીયા વિભક્તિ મુકાય છે. **अभ्यर्थना एव अत्र निष्फला**–તેથી પ્રાર્થના એ જ અહીં નિષ્ફળ છે. **निर्गतं फलं यस्याः सा** (બ૦વ્રી૦), **अभिधाय–अभि+धा** સંબંધક ભૂ. કૃ., બોલીને. **कन्दमूलफलैः–कन्दानि मूलानि फलानि च** (દ્વં૦), કન્દ, મૂળ અને ફળોથી. **वनवासोचिताम्**–વનવાસને યોગ્ય. **वनवासस्य उचिताम्** (ષ૦ ત૦). **शरीरस्थितिम्**–ભોજનાદિ શરીરને ટકાવવાનાં કાર્યો. **अकरोत्**–કર્યાં; **कृ** ગ. ૮, પરસ્મૈ., હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ. **निर्वर्तितशरीरस्थितौ तस्मिन्**–(સતિ સપ્તમી): **निर्वर्तिता शरीरस्य स्थितिः येन तस्मिन्** (બ૦ વ્રી૦), તેણે

ભોજનાદિ ક્રિયા પૂરી કરી ત્યારે. **वयम् अपि कृतवन्तः**–અમે પણ ભોજનાદિક કાર્ય કર્યાં. **अनेन एव क्रमेण**–આ જાતના ક્રમને લીધે; આ પ્રકારને લીધે. **विस्मितान्तरात्मनः–विस्मिताः अन्तरात्मनः येषां ते** (બ૦ વ્રી૦), જેના અંતરાત્મા વિસ્મય પામ્યા છે તે. **रात्रौ च दिवा च**–રાત્રે અને દિવસે. **एतद् वृत्तान्तम् अनुभावयन्तः**–આ વૃત્તાન્ત ઉપર વિચાર કરતા. **दिनत्रयम्–दिनानाम् त्रयम्** (ષ૦ત૦), ત્રણ દિવસ. **निष्प्रत्याशाः–निर्गता प्रत्याशा येषां ते,** જેમની આશા જતી રહી છે તેવા. **तदागमनानयनयोः–तस्य आगमने च आनयने च** (ઇ૦દ્વ૦), તેના આવવા તથા લઈ જવામાં. **सुकृतशंबलसंविधानम्–सुतरां कृतं शंबलस्य संविधानम् यस्य तम्** (બ૦ વ્રી૦), જેના મુસાફરીના ખોરાકની યોજના થઈ છે તે. **तत्परिकरम्**–તેના સેવકો. **तत्र स्थापयित्वा**–ત્યાં મૂકીને; **स्था**નું પ્રેરક: **स्थापयति**નું સંબંધક ભૂ. કૃ., સ્થાપીને. **यद् च अग्रतः न प्रेषितः संवाहकः**–જે આગળથી સંદેશવાહક ન મોકલ્યો. **तद् एकं तावद् अन्तरा गच्छतः देवस्य असौ न परापतति एव**–તે એક તો વચ્ચે જતા મહારાજને ન મળી શકે એટલે કે, એક કારણ એ છે કે તે સંદેશવાહક ઝડપથી જતા એવા આપને પહોંચી ન શકે. **अपरम् अपि...आगमनक्लेशो मा भूत्**–અને બીજું વળી એ કે લાંબા કાળે (ઉજ્જયિનીમાં) પ્રવેશતાં સાથે જ પાછા આવવાનો આપને ક્લેશ ન થાય. **मा भूत्**–અદ્યતનભૂતકાળનાં રૂપની સાથે તથા હ્યસ્તનભૂતનાં રૂપની સાથે **मा** આવતાં **अ**નો લોપ થાય છે; એ પ્રમાણે **भू** ગ. ૧., હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ. ના **अ**નો લોપ થયો.

**पृ० २८: पं. १८–२९** (પેરા: ૫)

**स्वप्ने अपि**–સ્વપ્નમાં પણ. **अनुत्प्रेक्षणीयम्–उत्+प्र+ईक्ष्** ગ. ૧, આત્મને.નું વિધ્યર્થ કૃ. **उत्प्रेक्षणीयम्; न उत्प्रेक्षणीयम्**–

**अनुत्प्रेक्षणीयम्**–કલ્પના ન કરી શકાય તેવું. **आकर्ण्य**–સાંભળીને. **युगपत्**–એક સાથે. **उद्वेगविस्मयाभ्याम्**–ઉદ્વેગ અને વિસ્મયથી; શોક અને અજાયબીથી; **उद्वेगश्च विस्मयश्च** (દ્વં૰). **ताभ्याम्** **आक्रान्तहृदयस्य–आक्रान्तं हृदयं यस्य तस्य** (બ૰ વ્રી૰), જેનું હૃદય ઘેરાઈ ગયું છે તે. **उदपादि–उत्+पद्** ગ. ૪, આત્મને, કર્મણિ, અદ્યતનભૂત., ૩ પુ., એ. વ., ઉત્પન્ન થયું. **उदपादि चेतसि**–મનમાં થયું. **सर्वपरित्यागकारिणः**–બધાયનો ત્યાગ કરતા. **वनवासैकशरणस्य–वनवासः एव एकं शरणं यस्य तस्य** (બ૰ વ્રી૰), વનવાસ એ જ જેનું એક શરણ છે તેવા. **वैराग्यस्य**–દુનિયા ઉપરથી આસક્તિ ઊઠી જવાનું. **स्वीयं स्खलितम्**–મારી પોતાની ભૂલ. **तातप्रसादात्**–પિતાની કૃપાથી. **चरणतललुठितचूडामणयः–चरणयोः तले लुठिताः चूडामणयः येषाम् ते** (બ૰ વ્રી૰), પગના તળિયા આગળ જેમના મુગટના મણિઓ લોટાય છે તે;–**राजानः** (રાજાઓ)નું વિશેષણ. **अर्चन्ति**–પૂજા કરે છે. **इच्छाधिकेषु**–ઇચ્છા કરતાં વધારે. **सर्वोपभोगेषु**–સર્વ વસ્તુઓના ઉપભોગોમાં. **न किंचिदपि हीयते**, કાંઈ પણ ઓછું થતું નથી; **हीयते–हा** ગ. ૩, પરસ્મૈ.નું કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ., ત્યજવું; ઓછું થવું. **न विहन्यते**–લોપાતી નથી. **प्रसादान् करोति**–કોઈને ભેટ વગેરે આપી કૃપા કરવી. **मत्तः**–મારાથી. **बिभेति–भी** ગ. ૩, પરસ્મૈ., વ. કા., ૩ પુ., એ. વ., બીએ છે. **अपराधिजनः**–અપરાધીઓ. **स्पृहा**–પ્રેમની લાગણી. **उत्पद्यते लोकस्य**–લોકોની પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે. **अपि** આરંભમાં વપરાતાં પ્રશ્નાર્થ બતાવે છે. સરખાવો: Apte's Guide §247 (4). **अम्बया मनोरमया**–માતા મનોરમાએ. **तनयस्नेहोचितेन सौहार्देन**–પુત્રપ્રેમને યોગ્ય ભાવથી. **सुहृदः भावः सौहार्दम्**, મૈત્રીભાવ, પ્રેમ. **न संभावितः**–આદર આપ્યો નહિ. **विनयाधिक्येच्छुना**–વિનયની અધિકતાને ઇચ્છતા. **पीडाकरम्**–પીડા કરે

તેવું. **अभिहितम्**–બોલાયું. **न एव असौ एवम् अस्नेहलः**–તે આ પ્રમાણે પ્રેમ વિનાનો નથી જ. **पिशुनस्वभावः–पिशुनः स्वभावः यस्य सः** (બ૦ વ્રી૦), જેનો સ્વભાવ ક્રૂર છે તે.

**પૃ. ૨૯ : પં. ૧–૧૮ (પેરા : ૫)**

**गुरुजनाभक्तः**–વડીલો તરફ ભક્તિ નહિ રાખનાર. **गुणोपादानविमुखः–गुणानाम् उपादानम्** (ષ૦ ત૦), **गुणोपादाने विमुखः** (સ૦ ત૦), ગુણને ગ્રહણ કરવા તરફ વિમુખ. **तरलचित्तः–तरलं चित्तं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું ચિત્ત ચંચળ છે તે. **यत् किंचनकारि–यत् किंचन करोति असौ** (ઉપ૦ત૦), ગમે તે કાંઈક કરનારો. **कश्चिद् इव**–કોઈક સામાન્ય હલકા માણસ જેવો. **क्षुद्रप्रकृतिः–क्षुद्रा प्रकृतिः यस्य सः** (બ૦ વ્રી૦), જેનો સ્વભાવ હલકો છે. **आढ्यपुत्रतागर्वितः–आढ्यस्य पुत्रः, तस्य भावः आढ्यपुत्रता, तया गर्वितः** (તૃ૦ ત૦), પૈસાદારનો પુત્ર હોવાને લીધે જે અભિમાની બનેલો છે તે. **दुःशिक्षितः**–ખરાબ રીતે શિખવાયેલો. **दुर्विनीत**–ખરાબ રીતભાતવાળો. **पुत्रैकतादुर्ललितः**–એક પુત્ર હોવાને લીધે ઉદ્ધત બનેલો. **जन्मतः प्रभृति**–જન્મથી આરંભીને; **प्रभृति** અને **आरभ्य**–બન્ને પાંચમી વિભક્તિ લે છે. **सर्वप्रकारोपकारिणः–सर्वैः प्रकारैः उपकुर्वन्ति**, જે બધા પ્રકારે ઉપકાર કરનાર છે તે. **खेदं कुर्यात्**–નારાજ થાય. **अनुबन्धात् विरमेत्**–તેમના તરફના સંબંધમાંથી અટકી જાય. **रम्** આત્મનેપદ, **वि, आ** અને **परि** ઉપસર્ગ સાથે આવતાં પરસ્મૈપદ બને છે. **वि+रम्** જેમાંથી અટકવાનું હોય તેની પાંચમી વિભક્તિ લે છે. **प्रशमस्य**–સંસારમાંથી અટકી જવાનો, વૈરાગ્ય લેવાનો. **विद्वज्जनोचिते गार्हस्थ्ये एव न निवेशितः**–વિદ્વાન માણસને યોગ્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યો નથી. સરખાવો : 'મનુસ્મૃતિ' : ૩ : ૨. **वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् । अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥** અને સંન્યાસ

માટે: **गृहस्थस्तु यदा पश्येद् वलीपलितमात्मनः। अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्॥** મ. સ્મૃ. ૬: ૨. **देवपितृमनुष्याणामेवानृण्यं न गतः**–દેવનું દેવું યજ્ઞ કરીને, પિતૃઋણ પિતૃઓ માટે પુત્રાદિ પેદા કરી પિંડ વગેરે આપીને, અને મનુષ્યઋણ બ્રહ્મચર્યપૂર્વક વેદાદિનો અભ્યાસ કરીને વાળી શકાય છે: સરખાવો મનુસ્મૃતિ: ૬-૩૫-૩૬: **ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्। अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः॥ अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः। इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत्॥** આપણામાં **मनुष्यऋण** છે તે **ऋषिऋण** છે. **अविद्यमानं ऋणं यस्य सः** (બ० વ્રી०), **अनृणस्य भावः आनृण्यम्. ऋणत्रयेण बद्धः**–ત્રણ ઋણોથી બંધાયેલો. **पुत्रपौत्रसंतत्या**–પુત્ર અને પૌત્રની પરંપરાથી **वंशः प्रतिष्ठां नीतः**–વંશની સ્થાપના કરાઈ. **अनन्तदक्षिणः**–**न अन्तः यस्य सः अनन्तः, अनन्ता दक्षिणा येषु तैः** (બ० વ્રી०), જેની અંદર બહુ જ દક્ષિણા આપવામાં આવે છે તે. **महाक्रतुभिः**–મોટા યજ્ઞોથી. **न इष्टम्**–યજ્ઞ કરાયો નથી; **यज्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ કૃ. **सत्र. . . तडागारामादिभिः**–**सत्रश्चकूपश्च तडागश्चारामश्च आदौ येषां तैः** (બ० વ્રી०), ધર્મશાળા, કૂવો, પરબ, મંદિર, તળાવ વગેરેથી. **कीर्तनैः**–**कृत्** ગ. ૧૦, ઉભય. ઉપરથી નામ, કીર્તિ લાવનાર કાર્યો. **सत्रम्**–જેને ખાવાનું કે રહેવાનું ન મળતું હોય તેને ખાવા રહેવાની જે સ્થળે યોજના કરી આપવામાં આવે છે તે ધર્મશાળા કે અન્નસત્ર. **मेदिनी**–પૃથ્વી. **आकल्पस्थायि**–કલ્પપર્યંત રહેનાર: 'કલ્પ' એ બ્રહ્માનો દિવસ છે; અને તે ચાર યુગો ૧૦૦૦ઘણા થાય ત્યારે બને છે; આ હિસાબે ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ આપણાં વર્ષો થાય : સરખાવો ભગવદ્ગીતા : ૮ : ૧૭ : **सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः। रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः॥ दिशोयायि**–દિશાઓમાં જતા. **दिशः**

**याति** 'દિશાઓમાં જતો'. **विप्रकीर्णम्–वि+प्र+कृ** ગ. ૬, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., પથરાયેલો, વેરાયલું. **गुरवः**–વડીલો. **अनुवृत्त्या**–તેમની મરજી પ્રમાણે વર્તન રાખી. **सुखं स्थापिता**–સુખમાં સ્થાપન કર્યા. **प्रणयिनः**–સ્નેહીજનો. **निर्विशेषविभवताम्–निर्गतः विशेषः यस्मात् सः** (બ૦ વ્રી૦), **निर्विशेषः विभवः यस्य सः** (બ૦ વ્રી૦), **तस्य भावः**–પોતાના વિભવથી જેના વિભવનો ભેદ રહ્યો નથી તેવા; પોતાના સરખી સંપત્તિવાળા **परिवर्धिताः–परि+वृध्** ગ. ૧, આત્મને., પ્રેરકનું કર્મ. ભૂ. કૃ., ઉત્તેજન આપવું. સજ્જનોને એણે ઉત્તેજન આપ્યું નથી. **अनुजीविनः**–સેવકો. **संविभक्ताः**–ભેટો આપી નથી. **अभ्यागताः**–કાંઈક માગવાને માટે આવેલા. **निस्तृषः–निर्गता तृट् येषां ते** (બ૦વ્રી૦), જેમની તૃષ્ણા દૂર કરી છે તેવા. **जीवलोकसुखानि**–સંસારનાં સુખો. **पुरुषार्थसाधनानाम्**–ચાર પ્રકારનાં પુરુષાર્થનાં સાધનો ગણાવવામાં આવ્યાં છે: (૧) **धर्मः** ધાર્મિક ફરજો અને કાર્યો; (૨) **अर्थः** સંપત્તિ વગેરેને પ્રાપ્ત કરવું તે; (૩) **कामः** પોતાની વૃત્તિઓનો ધર્મને ઉલંઘ્યા વગર સંતોષવી તે—અને આ ત્રણેય પુરુષાર્થના યથાર્થ પાલનથી (૪) મોક્ષની પ્રાપ્તિ કરવી. '**त्रिवर्गो धर्मकामार्थैश्चतुर्वर्गः समोक्षकैः ।**' (અમર.)

**पृ. २९: पं. १६–२९** [પેરા: ૬]

**आक्षिप्तचेतः–आक्षिप्तं चेतः यस्य सः** (બ૦ વ્રી૦), જેનું ચિત્ત અસ્વસ્થ બન્યું છે તે. **शून्यहृदयः–शून्यं हृदयं यस्य सः** (બ૦ વ્રી૦), જેનું ચિત્ત શૂન્ય થઈ ગયું છે તે. **यथाक्रियमाण... संभावितम्**–યોગ્ય રીતે કરાતી કૃપા, સત્કાર અને માનથી જેને સત્કારવામાં આવેલ છે તે. **राजकम्**–રાજાઓનો સમૂહ. **विसर्ज्य**–છોડીને; **वि+सृज्**ના પ્રેરકનું સંબં. ભૂ. કૃ. **उत्थाय**–ઊઠીને. **तत्क्षणकृतम्–तस्मिन् क्षणे कृतम्**–તે ક્ષણે કરાયેલું . . . **कायमानम्** . . .

**अविशत्** આ પ્રમાણે સંબંધ લેવાનો છે. **कायमान**–લતાગૃહ. **कायस्य इव मानं यस्य तद्**–શરીરના જેટલું જેનું માપ છે તેવું–લતાગૃહ. **उत्तम्भित . . . चन्दमालम्–उत्तंभितं च तुङ्गतरं च** (કર્મ૦), **तोरणं** (કર્મ૦), **तस्मिन् आबद्धा चन्दनमाला यस्य तत्** (બ૦વ્રી૦), જેના ઉપર ઊંચી ટેકવેલી અને બહુ ઊંચી ચન્દનની માળાઓ લટકાવવામાં આવી હતી. **चन्दनमाला** પાઠને બદલે **वन्दनमाला** પાઠ હોવો એ જ ઠીક છે. **वन्दनमाला**–દરવાજાના તોરણે મંગળ-સમયે બાંધવામાં આવે છે. **उभय . . कलशम्–उभयपार्श्वयोः स्थापितः उत्पल्लवमुखः पूर्णः हेमकलशः यस्मिन्** (બ૦ વ્રી૦), **उद्गताः पल्लवाः यस्मिन् तत्** (બ૦ વ્રી૦), **उत्पल्लवं मुखं यस्य तत्** (બ૦ વ્રી૦), જેની બે બાજુએ બહાર આવતાં પાનયુક્ત મુખવાળો, ભરેલો સોનાનો કળશ મૂક્યો હતો તેવા. **द्वारात् प्रभृति**–બારણાથી આરંભીને. **सिक्तश्च संमृष्टश्च** (કર્મ૦) **भूमेः भागः यस्य तत्** (બ૦ વ્રી૦), જેનો ભૂમિનો પ્રદેશ છંટાયેલો તથા વળાયેલો હતો. **अन्तः बहिः च**–અંદર અને બહાર. **प्रकीर्ण-सुरभिकुसुमप्रकरम्–प्रकीर्णाः सुरभीणाम् कुसुमानां प्रकराः यस्मिन् तत्** (બ૦વ્રી૦), જેમાં સુગંધી ફૂલોના સમૂહો વેરવામાં આવ્યા હતા. **इतः ततः संचरता**–અહીંતહીં ફરતા; **सं+चर्**નું વ. કૃ., તૃતીયા, એ. વ., પુલ્લિંગ. **कर्मान्तिकलोकेन**–નોકર-વર્ગે ( **कर्मान्तिक**–કર્મનો જે અંત લાવે તે). **गृहितविविध-भृङ्गारम्–गृहिताः विविधाः भृङ्गाराः यस्मिन् तत्** (બ૦વ્રી૦), જેમાં જાતજાતની ઝારીઓ લીધી છે તે. **मणि...पाणिभिः–मणीनां चामराणि च तालवृन्तानि च रत्नानां पादुकाश्च आदौ येषां तानि** (બ૦વ્રી૦), **मणि...पादुकादीनि उपकरणानि पाणिषु यासां ताभिः** (બ૦વ્રી૦), ચામર, વીંજણા, રત્નની પાદુકાઓ વગેરે સાધનો જેના હાથમાં છે તેવી (ગણિકાઓથી). **वारवनिताभिः**–ગણિકાઓથી. **आकीर्णम्–आ+कॄ** ગ. ૬, પરસ્મૈ.,

કર્મ. ભૂ. કૃ., છવાયેલી. **वितानतलवर्तिना-वितानस्य तले वर्तते-तेन,** ચંદરવા હેઠળ રહેલા. **मदा...नेन-मदस्य आमोदेन अधिवासितानि दिशाम् आननानि येन तेन** (બ૦વ્રી૦), મદની સુવાસથી દિશાઓનાં મુખ જેણે સુવાસિત કર્યાં છે તે. **राजहस्तिना**-રાજાના હાથીથી. **गन्धमादनेन**-ગન્ધમાદન નામના હાથીથી. **सनाथीकृतः एकः पार्श्वः यस्य तद्** (બ૦ વ્રી૦), જેની એક બાજુ રોકવામાં આવી હતી. **सनाथः-नाथेन सह** (બ૦ વ્રી૦) ઉપરથી **च्वि**રૂપ: **सनाथीकरोति** નું કર્મ. ભૂ. કૃ. **अपरपार्श्वेऽपि**-બીજી બાજુએ પણ. **कल्पितं इन्द्रायुधस्य अवस्थानम् यस्मिन् तत्** (બ૦ વ્રી૦), ઇન્દ્રાયુધ અશ્વનું જ્યાં સ્થાન ગોઠવવામાં આવ્યું હતું. **उपवाह्य... ङ्गणम्-उपवाह्याभिः करेणुकाभिः आक्रान्तं बाह्यं अङ्गनं यस्य तद्**-જેનું બહારનું આંગણું બીજાને લઈ જનાર હાથણીઓથી ભરપૂર બન્યું હતું. **अशेषः...वेत्रिलोकम् अशेषेषु द्वारेषु अवहिताः बहवः वेत्रिणः लोकाः यस्मिन् तद्** (બ૦ વ્રી૦), જેની અંદર બધાં દ્વારે બહુ નેતરની લાકડીવાળા માણસો (=દ્વારપાળો) મૂકવામાં આવ્યા હતા તે. **अनेकसत्त्वशरणतया**-અનેક પ્રાણીઓના આશ્રયરૂપ હોવાને લીધે; **अनेकसत्त्वानां शरणम्, तस्य भावः, तया. जलनिधिम् अनुकुर्वाणम्**-સમુદ્રનું અનુકરણ કરતા. હવે સમુદ્રની સાથે આ લતાગૃહ કેવી રીતે મળતું આવતું હતું તે બતાવે છે: **सवेलावनम्-वेलायाः वनेन सह** (સહ૦બ૦વ્રી૦), કાંઠા ઉપર ઊગેલા વન સહિત. **यामा . . . परिकरेण**- (નક્કી કરેલા) યામે ઊભા રહેલા અનેક હાથીઓના સમૂહનાં કપડાં (**परिकरेण**)થી. **अन्तः प्रविष्टः शैलः यस्मिन् तत्** (બ૦ વ્રી૦), જેની અંદર પર્વત પ્રવેશ્યો છે તે. **सकल्लोलम्-कल्लोलैः सह** (સહ૦ બ૦ વ્રી૦), મોજાં સાથે. **संचरत् संभ्रान्त...**ઇત્યાદિ — **संचरतां संभ्रान्तानां कर्मान्ति-**

**कानां लोकानां ऊर्मीणां परंपराभिः**–ફરતા ગભરાયેલા નોકર-લોકોનાં મોજાંઓની પરંપરાથી. **सावर्तम्**–આવર્તો સહિત; વમળો સહિત. **प्राहरिक...वस्थानैः–प्राहरिकानां जनानां मण्डलानाम् अवस्थानैः**–ચોકીદાર માણુસોનાં ટોળાંઓના ઊભા રહેવાથી. **प्राहरिक–**પ્રહરેપ્રહરે બદલાઈ ચોકી કરનાર ચોકીદાર. **सलक्ष्मीकम्–लक्ष्म्या सह** (સહ૦ બ૦ વ્રી૦), લક્ષ્મી સહિત.

पृ. ३० : पं. १–३ : [ પેરા : ૬ ]

**वराङ्गनाभिः**–ગણિકાઓથી. લક્ષ્મી સમુદ્રતનયા છે તેને ઉલ્લેખી. **सरत्नम्** – રત્નો સહિત. **सहंसमालम् – हंसानां मालाभिः सह,** હંસની માળાઓ સહિત. **सितपताकाभिः**–સફેદ ધજાઓથી. **सफेनपटलम्** – ફીણના સમૂહ સહિત (સહ૦ બ૦ વ્રી૦ ). **हरिमिवानन्तभोगपरिकरम्** – આમાં શ્લેષ છે; વિષ્ણુ જેમ અનંત ( શેષનાગની ) ભોગ (ફણાઓરૂપી) પરિકર ( સેવકોથી ) યુક્ત છે; તેમ આ લતામંડપ અનન્ત પ્રકારના ભોગોથી ભરપૂર છે. હરિપક્ષે : **अनन्तस्य भोगाः परिकरः यस्य तम्** (બ૦ વ્રી૦); કાયમાનપક્ષે: **अनन्ताः भोगाः परिकरः यस्य तद्** (બ૦ વ્રી૦).

पृ. ३० : पं. ४–२२ [ પેરા : ૭ ]

**अगृहीतप्रतिकर्मतया–अगृहीतं प्रतिकर्म याभिः तासां भावः–अगृहीतप्रतिकर्मता, तया**–જેમણે શરીરસંસ્કારો કર્યાં નહિ હોવાથી. **'प्रतिकर्म प्रसाधनम्'** (અમર૦). **प्रत्यङ्गं कर्म** (કર્મ૦), **प्रतिकर्म. मलिनः वेषः यासां ताभिः** (બ૦વ્રી૦), જેમનો વેષ મલિન છે તે. **यामिक**–ચોકીદાર; યામેયામે બદલાઈ ચોકી કરનાર. **प्रणम्यमानः**–નમાતો. **आलोककारकेण–'आलोकयत, आलोकयत' इति करोति यः तेन**–જે 'જુઓ જુઓ' એમ જ્યારે રાજા આવે ત્યારે કરે તે, પ્રતિહાર. મદની સુગંધને અહીં પ્રતિહારની ઉપમા આપવામાં આવી છે. **मदस्य आमोदेन**–મદની સુગંધથી;

**आवेदिते**–જણાવવામાં આવેલા. **निसृष्टा शून्या दृष्टिः येन सः** (બ૦વ્રી૦), જેણે શૂન્ય દૃષ્ટિ ફેંકી છે તે. **वासगृहम्**–શયનગૃહ તરફ. **अयासीत्–या** ગ. ૨, પરસ્મૈ., અદ્યતનભૂત., ૩ પુ., એ. વ., ગયો. **अपनीतसमायोगः– अपनीतः समायोगः यस्य सः** (બ૦ વ્રી૦), જેણે વસ્ત્રાદિક દૂર કર્યાં હતાં તે. **शयनीये अङ्गानि विमुच्य**–પથારીમાં અંગો નાખી. **तरुतालवृन्तानिलेन तरवः एव तालवृन्तानि** (કર્મ૦), **तेषाम् अनिलेन** (ષ૦ ત૦), વૃક્ષરૂપી વીંજણાના પવનથી. **संवीज्यमानः**–વીંજાતો. **अङ्गानां संवाहः कुर्वन्ति ताभि**:–જે અંગો દબાવે છે તેનાથી. **अप... खेदः– अपनीयमानः आगमनस्य खेदः यस्य सः** (બ૦ વ્રી૦), જેનો આવવાનો થાક દૂર કરાય છે તે. **सकलयाः रजन्याः प्रजागरेण खिन्नः** (તૃ૦ ત૦), આખી રાતના ઉજાગરાથી થાકેલો. **अप्राप्तनिद्रासुखः–न प्राप्तं निद्रायाः सुखं येन सः** (બ૦ વ્રી૦), જેણે નિદ્રાનું સુખ પ્રાપ્ત કર્યું નથી તેવા તેણે. **दुःखासिकया– दुःखमसिका इव** (કર્મ૦), દુઃખરૂપી કટારીથી; તીવ્ર દુઃખથી. **अन्यत् दुःखं** ( અનિયમિત કર્મ૦ ) **दुःखान्तरम्, दुःखान्तरस्य हेतुम्**–બીજા દુઃખના હેતુરૂપ. **अप्रतिमुक्तः**–રજા ન મળતાં. **निक्षिप्य**–નાખીને. **तनयस्य विरहस्य शोकेन विक्लवम्** (તૃ૦ ત૦), પુત્રના વિરહના શોકથી પીડા પામેલો. **महति शोकार्णवे**–મોટા શોકસમુદ્રમાં. **मनोरमा**–શુકનાસની સ્ત્રી અને વૈશંપાયનની માતાનું નામ. **अनाश्वास्य**–આશ્વાસન આપ્યા સિવાય. **आ+श्वस्** ગ. ૨, પરસ્મૈ. નું પ્રેરક–તેનું સંબંધક ભૂ. કૃ. **वैशंपायनस्य अनुकृतं भवति**–વૈશંપાયનનું અનુકરણ થાય. **निवृत्य...हृदयम्**–પાછા વળીને જતાં રજા ન મળવા (**अमुक्ति**)–ના પક્ષની (alternative) શંકા મારું હૃદય કરે છે. **अस्थाने एव**–અયોગ્ય જ છે. **अप्रतिमुक्तिशङ्का**–રજા ન મળવાની શંકા. **मे प्रियसुहृदा**–મારા પ્રિય મિત્ર (વૈશંપાયન)થી. **मां च**

**परित्यजता**–મને ત્યજી દેતા. **अपरेण प्रकारेण गमनमुत्पादयता**–બીજા પ્રકારે ગમનને પેદા કરતા — આ બંનેય phrases **प्रियसुहृदा** સાથે જાય છે. **कादम्बरी...मतेः**–**कादम्बर्याः समीपं गमनस्य उपायस्य चिन्तया पर्याकुला मतिः यस्य तस्य** (બ૦ વ્રી૦), કાદંબરી પાસે જવાના ઉપાયની ચિન્તાથી જેનુ મન વ્યાકુલ બનેલું છે તેવા. **उपकृतम् एव**–મારા ઉપર ઉપકાર જ કર્યો છે. **वैशम्पायनस्य प्रत्यानयनाय**–વૈશંપાયનને લાવવા માટે **यान्तम्–या** ગ. ૨, પરસ્મૈ., વ. કૃ., દ્વિતીયા એ. વ., પુલ્લિંગ જતા એવા મને (**माम्**). **निवारयितुं न शक्नोति**–અટકાવવ શક્તિમાન થશે નહિ. **वैशंपायनसहितः**–વૈશંપાયનને સાથે લઇ (હું કાદંબરી પાસે જઇશ). **अनेन पार्श्वेण**–એ બાજુએથી એ રસ્તે થઇને. **पुरस्तात्**–આગળ. **निश्चित्य**–નિશ્ચય કરીને **निस्+चि** ગ. ૫., ઉભય., સંબંધક ભૂ. કૃ. **तत्कालकृतम्**–તે સમયે થયેલું. **वैशंपायनस्य वियोगस्य दुःखम्**–વૈશંપાયનના વિયોગનું દુઃખ. **परिणामे सुखम् यस्मात् तद्** (બ૦ વ્રી૦) પરિણામે–છેવટે, જેમાંથી સુખ પ્રાપ્ત થાય છે તે. **औषधमिव बहु मन्यमानः**–ઓસડની માફક આવકારતો, સારૂં માનતો. **मुहूर्तमिव स्थित्वा**–મુહૂર્તવાર રહીને. **विश्रान्तः–वि+श्रम्** ગ. ૪, પરસ્મૈ. નું કર્મ.ભૂ. કૃ., આરામ લઇને. **सुखितैः अङ्गैः**–સુખ પામેલાં અંગે સહિત; **सुख** ઉપરથી નામધાતુ **सुखयति**નું કર્મ. ભૂ. કૃ., **सुखित** **आपूरिते . . . शङ्खे**–**तृतीयस्य अर्धस्य यामस्य शङ्खे**–ત્રીજા અર્ધા યામનો શંખ. **आपूरिते**–ભરાયો એટલે; વગાડાયો એટલે **शरीरस्थितिकरणाय**–ભોજન આદિ લેવા માટે. **उदतिष्ठत्**–**उद्+स्था** ગ. ૧, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ. ઊભો થયો.

# ૭

# વૈશંપાયનનો વૃત્તાન્ત

"સૈન્યની સંભાળ રાખી, પાછળથી 'વૈશંપાયનની સાથે ધીમે ધીમે તમારે આવવું'—આ પ્રમાણે આજ્ઞા કરીને આપ (શબ્દશઃ દેવ) જ્યારે ગયા તે દિવસે, ઘાસ, ઇંધણાં વગેરે સાધનોનો જથો સારી રીતે લીધેલો હોવાથી, સૈન્યે પ્રયાણ કરવા દીધું જ નહિ. બીજે દિવસે જવા માટેની ભેરી વગાડી તથા લશ્કર તૈયાર કરવામાં આવ્યું, ત્યારે સવારમાં જ વૈશંપાયને અમને કહ્યું: 'પુરાણમાં અચ્છોદ નામે સરોવર બહુ પવિત્ર કહ્યું છે (=શબ્દશઃ સંભળાય છે). તો તેમાં સ્નાન કરી, એના જ તીર ઉપર આવેલા પવિત્ર દેવળમાં ભગવાન પાર્વતીપતિ મહેશ્વર—જેના મસ્તક ઉપર ચંદ્રનો અંશ છે—તેને નમસ્કાર કરી આપણે જઈએ. દિવ્ય પુરુષોએ સેવેલી આ ભૂમિ ક્યારે અને કોનાથી ફરી સ્વપ્નામાં પણ જોવાવાની છે!' આ પ્રમાણે કહી પગપાળો જ અચ્છોદ સરોવરને કાંઠે તે ગયો. ત્યાં અત્યંત રમણીયતાને લીધે બધેય દૃષ્ટિ નાખી ફરતાં ફરતાં, તેણે કાંઠા ઉપર એક લતામંડપ જોયો; જે, દેવાંગનાના કાનની ટોચે ચઢવાની મહેરબાનીને યોગ્ય (અને) મોજાં ઉપરથી આવતા પવનના ઝપાટાથી હાલતાં, એવાં પોતાનાં પલ્લવો વડે તથા પુષ્કળ ફૂલોના પરાગના લોભે ભેગા થયેલા મત્ત ભ્રમરોના મધુર મનોહર ગુંજારવથી—જાણે દૂરથી એને બોલાવતો હતો; મરકતમણિ જેવી શ્યામ કાંતિ વડે જાણે એકસાથે દશે દિશાઓને લેપ કરતો હતો; રવિકિરણોનો પ્રવેશ ન થવાથી દિવસે પણ અંદરથી રાત્રિને જાણે ધારણ કરતો હતો; લાંબા વખતથી પરિચિત હોવા છતાં પણ, મેઘના આવવાની શંકાથી, વારંવાર મધુર કેકારવો કરતા મોરોથી જે ઊંચી ડોક કરીને જોવાતો હતો; વર્ષાઋતુનું જાણે સ્થાન હતો; સર્વ સંતાપોનો જાણે શત્રુ હતો;

શીતળતાનો જાણે આવાસ હતો; ચૈત્ર માસનો જાણે જવાનો માર્ગ હતો; મદનનો જાણે આશ્રય હતો; (કામની ઉત્કંઠામાં) રતિનું જાણે વિનોદસ્થાન હતો; સર્વ રમણીયતાનું જાણે સ્થલ હતો; અને સતત વાતા સુગંધી અને ઠંડા અચ્છોદ સરોવરના તરંગના પવનથી તેનાં અંદરનાં શીલાતલો વીંજાતાં હતાં.

લાંબા કાળથી જેના દર્શનમાં અંતરાય થયો હતો, તેવા તે (લતામંડપને) દેખીને, જાણે કોઈ ભાઈને, પુત્રને કે મિત્રને જોતો હોય તેમ બીજે દૃષ્ટિ ન ફેરવતાં નિમેષરહિત ચક્ષુવડે (તેને જ) જોતો જોતો, સ્તબ્ધ થઈ ગયો હોય તેમ, લખાઈ ગયો હોય તેમ, કોતરાઈ ગયો હોય તેમ, માટીનો જાણે બની ગયો હોય તેમ બહુ વાર સુધી ઊભો રહ્યો; અને અંગ ધારણ કરવાને જાણે શક્તિમાન ન હોય, મૂર્છાએ જાણે ઘેરાતો હોય, ઇન્દ્રિયોથી જાણે ત્યજાતો હોય, તેમ જલદી ઢીલાં અંગ થઈ જવાથી જમીન ઉપર બેસી ગયો; અને અંતરાત્માથી કાંઈ સ્મરણ કરતો હોય અથવા ધ્યાન ધરતો હોય તેમ નિર્વિકાર વદને, લોચનમાંથી સતત આંસુની ધારાને પાડતો, નીચે મોંએ, શાંત રહ્યો. તે દશામાં આવેલા તેને જોઈને અમારા ચિત્તમાં ચિંતા ઉત્પન્ન થઈ, 'વૃદ્ધાવસ્થાને લીધે સ્થિર બુદ્ધિવાળા હોવા છતાં પણ રસિક હૃદયના માણસો જેના તેનાથી આકર્ષાઈ જાય છે; તો કુતૂહલબુદ્ધિના સ્થાન (જેવી) યુવાવસ્થામાં જે હોય તેની તો વાત જ શી કરવી! માટે નક્કી આ અત્યંત મનોહર ભૂમિને જોઈને પ્રસન્ન થતાં આ પ્રકારની હૃદયવિકૃતિ થઈ હશે.' પછી થોડી વારમાં જ અમે તેને કહ્યું: 'જોવા યોગ્ય વસ્તુની આ હદ જોઈ; માટે ઊઠો; હવે આપણે સ્નાનવિધિ પૂરો કરીએ; બહુ વધારે વખત થયો; લશ્કર તૈયાર થયું છે; જવા માટે તૈયાર બનેલું બધું સૈન્ય તમારી રાહ જોઈ બેઠું છે. તો હજુય વિલંબ કરવાનો શો ઉપયોગ છે?' અમારાથી આ પ્રમાણે બોલાયેલો હોવા છતાં પણ, જાણે અમારી

વાતચીત સાંભળી ન હોય તેમ, જડ હોય એમ, મૂંગો હોય તેમ, જાણે બોલવાનું શીખ્યો ન હોય તેમ, કાંઈ પણ પ્રત્યુત્તર તેણે આપ્યો નહિ. કેવલ નિમેષરહિત પાંપણોવાળી, નિશ્ચલ તથા સ્તબ્ધ કીકીવાળી, આંસુના સતત પ્રવાહવાળી, જાણે ચીતરેલી આંખે તે લતામંડપને જોતો જ બેસી રહ્યો.

પછી વારંવાર અમે એને આવવા માટે આજીજી કરી ત્યારે ત્યાંની ત્યાં જ દૃષ્ટિ બાંધી દઈ, અમને નિશ્ચયપૂર્વક નિષ્ઠુર રીતે તેણે કહ્યું—'હું તો આ પ્રદેશમાંથી આવવાનો નથી. આપ બધા સૈન્ય લઈને જાઓ. જ્યારે તે (=ચંદ્રાપીડ) ગયા છે ત્યારે ચંદ્રાપીડના ભુજબલથી રક્ષાયેલું આ મોટું લસ્કર લેઈને આ જગ્યાએ ક્ષણ પણ નિવાસ કરવો તમારે માટે યોગ્ય નથી.' આ પ્રમાણે બોલેલા તેને નક્કી અકસ્માત્ એના નસીબે કરીને જ વૈરાગ્યનું કારણ ઉત્પન્ન થયું હશે એમ શંકા કરી, એને શાંતિ મળે તેવાં વચનો (=અનુનય) સહિત વારંવાર આવવા માટે સમજાવ્યો; અને તે પ્રકારના કોઈ સંબંધ વિનાના આચરણને લીધે દુઃખ થવાથી અમે કઠોર (રીતે) પણ બોલ્યા—'આ રીતે રહેવું અમારા માટે યોગ્ય નથી; પણ તમે તો દેવ તારાપીડથી જુદા નહિ તેવા આર્ય શુકનાસથી જન્મેલા; દેવી વિલાસવતીના ખોળામાં લાડેલા; દેવ ચંદ્રાપીડ સાથે ભેગા જ મોટા થયેલા; તથા વિદ્યા-ગૃહમાં મહાયત્નથી એ પ્રમાણે જ શીખેલા;—તેમને માટે એ યોગ્ય હોય કે મોટાભાઈ, મિત્ર, વહાલા સ્વામી, જગતના નાથ, એવા (ચંદ્રાપીડ), ગુણવાન એવા તમને બધું સોંપીને ગયા ત્યારે તે બધાનો ત્યાગ કરીને તમારે અહીં જ રહેવું! આવો યોગ્યઅયોગ્યનો ભેદ બીજા કોનો હોય! અમારો તમારા ઉપરનો સ્નેહ અથવા ભક્તિ તો કોરે રહ્યાં; પણ આ શૂન્ય અરણ્યમાં તમને એકલાને મૂકીને અમે જઈએ તો ચંદ્ર જેવી શીતળ પ્રકૃતિના મહારાજ ચંદ્રાપીડ અમને શું કહે? શું ચંદ્રાપીડ

અને તમે જુદા છો ?—માટે આ સંમોહ છોડી દો અને ચાલવાનો વિચાર કરો.' આ પ્રમાણે અમારાથી બોલાયેલો તે જરાક જાણે લજ્જાભર્યા સ્મિતયુક્ત વચનથી અમને કહેવા લાગ્યો—'શું હું એટલુંય સમજતો નથી કે જવા માટે આપ મને સમજાવો છો ? અને વળી ચંદ્રાપીડ વિના ક્ષણવાર પણ હું બીજે રહી શકું એમ નથી. એ જ મારી (તમારી સાથે આવવા માટે) બહુ મોટી સમજણ છે. તોપણ હું શું કરું ? આજ ક્ષણે બધેયથી મારો (ઇંદ્રિયો ઉપરનો) કાબૂ ગળી ગયો છે. દાખલા તરીકે, કાંઈક (અપૂર્વ) સાંભળી આવતું હોય એમ મારું મન (અહીંથી) બીજે ક્યાંય પ્રવર્તતું નથી. કાંઈક જાણે જોતી હોય એમ દૃષ્ટિ બીજે વળતી નથી. હૃદય જાણે ક્યાંક આસક્ત થયું હોય તેમ કાંઈ પણ સમજતું નથી. જાણે બેડીઓમાં જકડાયા હોય એમ પગ પગલું સરખું પણ માંડવાને સમર્થ નથી. અને આ શરીર જાણે આ જ સ્થાને ખીલાથી જડાઈ ગયું છે. એટલે મારી મેળે તો આવવા હું અસમર્થ છું. હવે જો આપ બળાત્કારે મને લઈ જવા ઇચ્છતા હો તો તેમાં પણ આ પ્રદેશમાંથી ખસ્યા પછી મારો જીવ રહે એમ મને આશા નથી. પણ જો હું અહીં રહીશ તો જે આ અંદર હૃદયમાં કાંઈક ન સમજાય એવો ફેરફાર થઈ રહ્યો છે,—જેનાથી જ હું ગ્રસ્ત છું—તેનાથી જ અવશ્ય મારા પ્રાણ ટકી રહ્યા છે એમ મને મનમાં લાગે છે. માટે આજીજી રહેવા દો. આપ જાઓ. જીવનપર્યંત અને તૃપ્તિ થાય ત્યાં સુધી ચંદ્રાપીડના દર્શનનું સુખ (તમને) પ્રાપ્ત થાઓ. થોડા પુણ્યવાળા મને તો તે પ્રાપ્ત થયું છતાંય હથેળીમાંથી જ છીનવીને દૈવે લઈ લીધું છે.' આ પ્રમાણે બોલતા એવા તેને કૌતુકથી અમે ફરી ફરી પૂછ્યું—'એ શું (કારણ) છે જેથી આ પ્રમાણે તમે બોલો છો અને મહારાજ ચંદ્રાપીડ પાસે આવતા નથી. ?'—ત્યારે તે બોલ્યો—'આ પ્રમાણે કહેતાં મને શરમ આવે છે.

તોપણ મિત્ર ચંદ્રાપીડના જ જીવના મને સોગન છે જો હું કાંઈ જાણતો હોઉં કે શા કારણથી અહીંથી હું જઈ શકતો નથી. અને વળી આ વૃત્તાન્ત આપને પણ નજર સમક્ષ જ છે. તો આપ જાઓ'—આ પ્રમાણે બોલી તે શાંત થયો.

મુહૂર્ત પછી જાણે ઊઠીને તે તે બહુ રમણીય વૃક્ષોની નીચે લતાગૃહોમાં, સરોવરને કાંઠે, અને તે જ દેવાલયમાં જાણે કાંઈ ખોવાઈ ગયેલું શોધતો બીજે કાંઈ માટ માંડયા સિવાય ફરવા લાગ્યો. પછી બહુ વાર સુધી જાણે ફરીને, અંદરથી આત્મા ખિન્ન થયો હોય એવો તે નિર્વેદ સહિત ઊંચો નિસાસો નાખી ફરીથી એ લતામંડપમાં બેઠો. અમે પણ તેને સમજાવવાની આશાથી લતાઓમાં જ સ્થાન કરી ઊભા રહ્યા. પછી બેએક પ્રહર ઉપરાંત વખત ગયો ત્યારે (ભોજન વગેરેથી) દેહ ટકાવવા માટે અમે એને વિનતિ કરી ત્યારે એણે પ્રત્યુત્તર આપ્યો—'મિત્ર ચંદ્રાપીડને આ પ્રાણ પોતાના જીવન કરતાં પણ વધારે વહાલા છે; તેથી જો બળાત્કારે પણ મને એ (પ્રાણ) છોડીને જાય તો પણ એમને ટકાવી રાખવા મારે પ્રયત્ન કરવો જોઈએ. પણ જતા ન જ હોય એટલે તો વાત જ શી? ચંદ્રાપીડના દર્શનનું જ મારે કામ છે—મૃત્યુનું નથી. એટલે, આ બાબતમાં અભ્યર્થના એ નિષ્ફળ છે.' આ પ્રમાણે બોલી, ઊઠી સ્નાન કરીને, વનવાસને ઉચિત કંદ, મૂળ, ફળ વગેરેથી તેણે શરીરસ્થિતિ કરી. (ભોજન વગેરેથી) શરીર ટકાવવાનું કાર્ય તેણે પૂરું કર્યું, એટલે અમે પણ તે (=ભોજન વગેરેનું કાર્ય) કર્યું. અને આ ક્રમે જ જેનો અંતરાત્મા વિસ્મય પામ્યો છે તેવા અમે, રાતદિવસ—આ શું છે—એમ એમના વૃત્તાન્તનું જ ચિન્તન કરતા, ત્રણ દિવસ ત્યાં રહ્યા; પછી એના આવવાની કે એને તેડી લાવવાની આશા નષ્ટ થતાં, ભાથાની ગોઠવણ સારી રીતે કરી, ત્યાં જ તેના સેવકોને રાખી અમે આવતા રહ્યા. આગળથી અમે કોઈ દૂત ન

મોકલ્યો—તેનું એક કારણ તો એ કે માર્ગમાં જતા દેવને એ રસ્તામાં પહોંચી ન વળે; અને વળી બીજું એ કે લાંબા વખતે જ (નગરમાં) પ્રવેશ કરેલો હોઈ, એટલામાં મહારાજને ફરીથી આવવાનો ક્લેશ ન થાય."

સ્વપ્નમાં પણ કલ્પી ન શકાય તેવો વૈશંપાયનનો વૃત્તાન્ત સાંભળી એકસાથે ઉદ્વેગ અને વિસ્મયથી જેનું હૃદય ભરાઈ ગયું છે તેવા ચંદ્રાપીડના મનમાં થયું—"સર્વ વસ્તુનો ત્યાગ કરીને, વનવાસ એ જ જેને માટે એક આશ્રય રહ્યો છે એવા આ વૈરાગ્યનું વળી શું કારણ હોય? મારો પોતાનો કાંઈ વાંક મને લાગતો નથી. પિતાની કૃપાથી તો મારી માફક તેને પણ ચરણતલ આગળ મસ્તકના મણિઓ લોટી રાજાઓ અર્ચન કરે છે જ. મારી માફક એને પણ ઇચ્છાથી અધિક સર્વ ઉપભોગમાં કાંઈ પણ ન્યૂનતા રહેતી નથી. મારી માફક તેની પણ આજ્ઞાને કોઈ તોડતું નથી. મારી માફક તે પણ (પરિજનો ઉપર) મહેરબાનીઓ કરી શકે છે. મારી માફક જ તેનાથી પણ અપરાધી માણસો બીએ છે. મારી માફક તેને પણ બધી સંપત્તિઓ છે. એને જોઈને મારી માફક જ લોકોને સ્પૃહા થાય છે. શું આવતાં આવતાં, પિતાએ, માતાએ, આર્ય શુકનાસે, મનોરમાએ પુત્રસ્નેહને યોગ્ય સદ્‌ભાવથી સત્કાર્યો નહિ? અધિક વિનય ઇચ્છતા તાત શુકનાસે કાંઈ પીડાકારી કહ્યું હશે? કે માર્યો હશે? એમ હોય તોપણ એ એવો સ્નેહવગરનો, ક્રૂર સ્વભાવનો કે વડીલો પ્રત્યે ભક્તિવિનાનો, ગુણ ગ્રહણ કરવામાં વિમુખ, ચંચળ ચિત્તનો, કે ગમે તે કાંઈ કરનારો, સામાન્ય માનવી માફક, હલકા સ્વભાવનો, ધનાઢ્યનો પુત્ર હોવાથી અભિમાની બનેલો, દુઃશિક્ષિત, દુર્વિનીત, કે એકનો એક પુત્ર હોવાથી ખોટાં લાડમાં ઉછરેલો—એ નથી કે જન્મથી તે આજ સુધી સર્વ પ્રકારના ઉપકાર કરનાર, વડીલોને આ પ્રમાણે ખિન્ન કરે અથવા સંબંધને

તોડી નાખે. વળી આવા વૈરાગ્યનો પણ આ સમય નથી. હજી એ વિદ્વજ્જનને ઉચિત ગૃહસ્થાશ્રમમાં જ પ્રવેશી સ્થિર થયો નથી: હજી એણે દેવ, પિતૃઓ અને મનુષ્યનું ઋણ ઉતાર્યું નથી. ઋણ ઉતાર્યા વિના ત્રણે ઋણથી બંધાયેલો એ ક્યાં ગયો? તેણે પુત્ર તથા પૌત્રની સંતતિથી વંશની પ્રતિષ્ઠા કરી નથી. એણે અનન્ત દક્ષિણા આપી નથી કર્યા મહાયજ્ઞો. નથી એણે ધર્મશાળા, કૂવા, પરબ, મહેલ, તળાવ, વાડી વગેરે કીર્તિ વધારનારાં કાર્યોથી પૃથ્વીને અલંકૃત કરી. નથી કલ્પપર્યંત સ્થિર રહેનાર અને દિશાઓમાં પથરાનાર યશ પ્રસાર્યો. નથી એણે વડીલોને સેવા કરી સુખમાં સ્થિર કર્યા. નથી એણે વહાલા બંધુજનો ઉપર ઉપકાર કર્યો. નથી સ્નેહીઓને પોતાનાથી ભિન્ન નહિ એવો વિભવ આપ્યો. નથી સજ્જનોની વૃદ્ધિ કરી. નથી નોકરોને ભેટ આપી. નથી અભ્યાગતોની તૃષા મટાડી. નથી એણે કામિનીઓ જોઈ કે સાંભળી. નથી એણે જન્મી સંસારસુખનો લહાવો લીધો. નથી એણે પુરુષાર્થનાં સાધન ધર્મ, અર્થ કે કામમાંના એકનેય પ્રાપ્ત કર્યું. તો એણે આ તો શું કર્યું?"

આ પ્રમાણે ચિત્ત ઊભરાવાથી જાણે લાંબા કાળથી વિચાર કરતો તે જ વૃક્ષની નીચે બેસી રહ્યા પછી, પોતે શૂન્યહૃદયનો હોવા છતાં પણ, જે પ્રમાણે (રીત મુજબ) થતાં હતાં તે પ્રમાણે કૃપા, સન્માન અને આદરથી માન આપી બધાય રાજાઓના સમૂહને વિદાય આપી તે ઊઠ્યો. અને તે જ ક્ષણે રચેલા એક લતાગૃહમાં પેઠો; ત્યાં બહુ ઊંચાં તોરણો ઉપર ચંદનમાલાઓ (?) બાંધી હતી; તેની બંને બાજુએ મોઢા ઉપરથી પલ્લવો બહાર આવતાં હતાં એવા સોનાના કળશો મૂકયા હતા; દ્વારથી માંડીને ભૂમિનો પ્રદેશ પાણી છાંટીને સાફ કર્યો હતો; અંદર તેમ જ બહાર સુગંધી પુષ્પોના જથા પાથર્યા હતા; કર્મચારી લોકો વિવિધ પ્રકારની ઝારીઓ લઈ અહીંતહીં ફરતા હતા; મણિ–

ચામર, વીંજણો, રત્નની પાવડીઓ વગેરે સાધનો હાથમાં લઈ વારાંગનાઓ ત્યાં ચાલતી હતી; મદની સુવાસથી દિશાઓનાં મુખને ભરી દેતો, ગંધમાદન રાજહસ્તી તેની એક બાજુએ ચંદરવા નીચે ઊભો હતો. બીજી બાજુએ વળી ઇંદ્રાયુધ (અશ્વ)ને રહેવાનું સ્થાન રચેલું હતું; બહારનું આંગણું (રાજાઓને) બેસવાની હાથણીઓથી ભરાઈ ગયું હતું. બધાં બારણાં પાસે અને છડીદારો ધ્યાન રાખી રહ્યા હતા. તેના મહત્ત્વને લીધે, તેની ગંભીરતાને લીધે ભેગાં થયેલાં અનેક પ્રાણીઓને લીધે, તે મોટા જલનિધિ જેવો દેખાતો હતો; કેમ જે પ્રહરસૂચક અનેક ગજઘટાનાં કપડાં જાણે સમુદ્રકિનારાના વનયુક્ત હોય; ગંધમાદનને લીધે જાણે અંદર પ્રવેશેલા મોટા પર્વત સહિત હોય; ત્વરાથી ફરતા કર્મકર લોકોની ઉપરાઉપરી હારથી જાણે તરંગમય હોય; પહેરેગીર માણસોનાં ઊભેલાં ટોળાંને લીધે પાણીની ભમરીઓ ભરેલો હોય; સુંદર સ્ત્રીઓને લીધે જાણે લક્ષ્મીવાળો હોય; મહાપુરુષોથી જાણે રત્નયુક્ત હોય; શ્વેતપતાકાઓથી જાણે હંસની માળાયુક્ત હોય; કુસુમના જથ્થાથી જાણે ફીણના ઢગથી છવાયો હોય; શેષનાગની ફણાના સમૂહયુક્ત વિષ્ણુની માફક અસંખ્ય વિલાસના સમૂહયુક્ત હોય એવો તે શોભતો હતો.

તેની અંદર પ્રવેશ કર્યો કે તરત જ શરીરસંસ્કાર નહિ કીધાથી મલિન વેષ તથા ઉદ્વેગયુક્ત દીન મુખવાળી વારાંગનાઓ, યામિક લોક તથા કર્મકર લોક આમતેમથી તેને પ્રણામ કરવા લાગ્યા. પોતે તો શાંત રહી, છડીદાર જેવા મદસુગંધે સૂચવેલા ગંધમાદન તરફ શૂન્યદૃષ્ટિ કરી ધીમેધીમે શયનગૃહ તરફ ગયો. ત્યાં અંગવસ્ત્રો વગેરે દૂર કરી શયન ઉપર સૂતો ( શબ્દશ :— પોતાનાં અંગો છોડીને ); એટલે વૃક્ષરૂપી પંખાના પવનથી વીંજાતા એવા તેનો આવતાં લાગેલો શ્રમ અંગ ચાંપનારાઓ ધીમેધીમે ઉતારવા લાગ્યા; ( પરંતુ ) આખી રાતના ઉજાગરાથી અસ્વસ્થ બન્યો હોવા

છતાં, જેણે નિદ્રાનું સુખ પ્રાપ્ત કર્યું નથી એવો તે તીવ્ર દુઃખ સહિત ફરીથી વળી અન્ય દુઃખના હેતુરૂપ ચિંતામાં પ્રવેશ્યો;— "જો માતાપિતાની રજા વિના એમને બંનેને મોટા શોક-સમુદ્રમાં નાખી, પુત્રવિરહના શોકથી વિહ્વલ થયેલા તાત શુકનાસને અને માતા મનોરમાને આશ્વાસન આપ્યા વિના આ પ્રદેશમાંથી હું જાઉં તો મેં પણ વૈશંપાયનનું અનુકરણ કર્યું થાય. અહીંથી પાછા ફરીને વળી જાઉં તો મારા હૃદયને શંકા થાય છે કે મને રજા મળશે નહિ. તો હું શું કરું?—અથવા એ રજા નહિ મળવાની શંકા જ અસ્થાને છે. પ્રિય મિત્રે પોતાનો તથા મારો ત્યાગ કરતાં બીજી જ રીતે જવાનું ઉત્પન્ન કરતા તેણે, કાદંબરી પાસે જવાના ઉપાયની ચિંતામાં જેની મતિ વ્યાકુળ બનેલી છે તેવા મારા ઉપર ઉપકાર કર્યો છે. તો હાલ વૈશંપાયનને પાછો લાવવા માટે જતા મને ન પિતા, ન માતા પણ, તથા ન આર્યશુકનાસ પણ અટકાવવા શક્તિમાન થશે. અને અહીંથી ચાલ્યો કે વૈશંપાયન સાથે તે જ બાજુએથી હું આગળ જઈશ." આ પ્રમાણે નિશ્ચય કરી તે સમયે થયેલા વૈશંપાયનના વિયોગના દુઃખને પરિણામે સુખદાયક ઔષધની માફક સારું માનતો, મુહૂર્તવાર જાણે ઊભો રહી, આરામ પામી, અંગને સુખ થતાં ત્રીજા અર્ધયામનો શંખ વાગતાં, દેહધારણનાં કાર્યો કરવા (–ભોજનાદિક નિત્યકર્મો) માટે તે ઊઠ્યો.

—કાદંબરી : ઉત્તરભાગ :



## 7. The Account of Vaishampayana

"When your honour (i. e., Chandrapida) had gone after giving the order, 'You should take care of the army and come after me with

Vaishampayana slowly,' the army did not march that day because means of subsistence, such as grass, fuel etc. had been well-stored. The next day, when the kettle-drum was struck and when the army was made ready, in the morning, Vaishampayana said to us—' In the Purana, a very holy lake named Achchhoda is heard of. So having taken bath in it and bowing the divine Mahadeva, the husband of Parvati, possessing on his crest a part of moon, in a holy temple situated on its bank, we shall start. Who will ever see again this land, resorted to by celestial persons even in a dream?' Having said so, he went on foot to the bank of the Achchhoda lake. There, setting his eye on all sides on account of exquisite beauty, as he was moving about, he saw a bower of creepers on the bank; it was calling as it were from a distance by the pleasing sound of the humming of intoxicated bees, gathered there through the greed of profuse pollen,—by the twigs, which were moving with the beatings of wind coming from the waves, and which were fit for the favours of climbing over the tops of the ears of celestial women;—it was smearing as it were simultaneously ten directions by its lustre dark

like emaralds ( Marakata-jewels );—it bore within itself night even though it was day on account of the rays of the sun getting no access;—it was being observed by wild peacocks, giving out pleasing notes with upturned necks, as they doubted the advent of the cloud even though it was long familiar to them;—it was as it were the abode of the rainy season;—it was the adversary of all torments;—it was as it were the personal abode of coolness;—it was as it were the passage by which the month of Chaitra went out;—it was as if the residence of the fish-bannered god (i. e., Cupid);—it was as if the place of Rati to assuage her anxiety (caused on account of the disappearance of Cupid);—it was as if the place of all attractive things;—and in it the stone-slabs were fanned by incessantly blowing, fragrant and cool wind coming from the waves of the Achchhoda lake.

Having seen it, he remained standing very long as if he were paralyzed, drawn, engraved, as if he were made of clay, as he looked with an eye that forgot to wink and with a sight that did not turn elsewhere, at the bower whose sight was intercepted for a long long time as at a brother, a son, or a friend. Being unable to support his limbs, as if

being overpowered by a swoon, or as if being abandoned by senses, he sat down on the ground with his limbs drooping all of a sudden. As if remembering something in his inner self and as if contemplating, he, without emotion on his face and with eyes shedding a continuous stream of tears, remained quiet with face downcast. Having seen him in that condition, we had anxiety produced in our mind: 'Even those, with minds steady on account of advanced age but possessing emotional hearts are drawn away by anything whatsoever; then what of those who are in the first part of age (i. e., in youth) which is the abode of curiosity! Certainly, therefore, the excitement of heart of this kind has come over him as he is reflecting after observing this extremely charming land.' And not long after, we thus spoke to him: 'You have observed the highest limit of everything that is worth seeing. Therefore, get up, we shall presently finish our bath. Very much time has passed. The army is ready. The whole army, ready to depart, is waiting for you. What is the use of delay?' As if he had not heard our words even though we spoke to him like this, as if he were inanimate, as if he were dumb, as if he had

not learnt to speak, he did not give a reply. He looked at the bower of creepers with an eye, the eyelashes of which did not wink, the pupils of which were motionless and paralyzed, from which a stream of tears fell continuously and which remained (fixed) as if drawn (in a picture.)

Being pressed by us again and again to come, he, with his eyes fixed on it (i. e., the bower) spoke to us (in a tone) hard on account of decision: 'I am not to go from this land. Taking away the army, you may go. When he has gone, it is not proper for you to halt even for a moment in this land, with (lit., having kept) the great army protected by the hands of Chandrapida.' Suspecting that some cause for the want of attachment must have, all of a sudden, arisen in him, speaking like this, we advised him again and again to come in a conciliatory manner; then we, who were pained by his doing such an absurd act, spoke to him also in harsh tones: 'It is not thus proper for us to stay here; while it is proper for you to stay here abandoning all that when he (i. e., Chandrapida) your elder brother, friend, dear lord, the lord of the world, has gone away having entrusted all to you the

meritorious one when you learnt with great effort in a school, grew together with lord Chandrapida, were fondled in the lap by queen Vilasavati and got your birth from S'ukanasa, who is not different from Tarapida. Who else (but you) can possess such a descrimination between what is proper and improper? Let alone our affection or devotion to you;—what will Chandrapida, in nature cool like the moon, say to us when we have gone away having abandoned you alone in this desolate forest? Are you and Chandrapida different to us? So give up this illusion. Set your mind upon going.' Being so spoken by us, he spoke to us in words full of smiles and embarrassment. 'Don't I know even that much that you advise me? The fact is, I am unable to stay even for a moment without Chandrapida in another place. This is the greatest means of rousing me. Still what can I do? This very moment, my power everywhere (i. e., over all my senses) has gone down. To illustrate, the mind, remembering something as it were, does not move elsewhere. The sight, as if observing something does not turn elsewhere. The heart, as if attached somewhere, does not know anything. The feet, as

if shackled, are not able to take even a step. The body is as it were nailed in this very place. So I am unable to go myself. Now, if you are desirous to carry me forcibly, then even I don't think I shall hold my life while I have moved from this place. There is something which, being indescribable and not determined, revolves in my heart while I am standing here and by which I have been supported so far. Therefore, have done with pressing me much. You may go. May there be happiness (to you) of the sight of Chandrapida until satisfaction as long as you live. It has been snatched and carried off from the palm of me who possess little merit, even though I got it.' Even when he said this, being asked by us often and often through curiosity, he said, 'I am ashamed to speak in such a way. Still I swear to the life of friend Chandrapida if I know any cause on account of which I am unable to go from here. Besides, to you even, this account is obvious. Therefore, you may go.' Having said this, he became quiet.

Having got up in about a Muhurta, he wandered with a fixed gaze as if searching for something lost in that temple, on the banks of

the lake, in the bowers and under various very charming trees. Having wandered for a long time, with his inner self full of anguish he sighed high with dejection and sat again in that bower of creepers. We, too, with a hope to rouse him, remained there standing near creepers. When more than two *yamas* had passed, he replied while he was requested to do things required for supporting the body,—"This ( my ) life is more dear to friend Chandrapida than even his own life. Therefore, if it goes away even forcibly, still I should rather attempt to keep it. What then when it ( i. e., the life ) does not go away? I am in the need of the sight of Chandrapida and not of death. Hence, in this case, even your request is without avail.' Having said so, he got up, bathed and took something to support the body, ( by way of taking ) fruits and roots, proper to the residence in a forest. When he took his meals, we too did so. Our inner self being amazed by this procedure, we waited there for three days reflecting day and night on this account as to what it was; and feeling despondent either for his coming or bringing, we made proper arrangement for his food, stationed there his attendants, and came away. That we did not

send a messenger in front (of us), one reason for it was that he would not have reached your majesty on the away while travelling and the other reason was that you might not be put to the trouble of returning again the moment you entered (Ujjaini) after a long time."

Having heard the account of Vaishampayana, not imaginable even in a dream, it came in the mind of Chandrapida, whose heart was overwhelmed by dejection and amazement at one and the same time—"What reason can there be of such dejection which finds shelter only in the residence in the forest, and which makes one renounce all? I do not perceive any fault on my own part. By the favour of father, the kings, with their crest-jewels rolling at his feet, pay homage to him just as they do to me. Nothing is kept wanting in all enjoyments exceeding desire even for him as for me. Even his order like mine is not disobeyed. He too like me bestows favours. The guilty persons are afraid even of him as much as they are of me. All sorts of prosperity are with him as with me. A strong sense of affection is produced in people on seeing him just as on seeing me. Was it that while he came, he was not honoured with attachment as

befitting the affection to be shown to a son, by Manorama, revered S'ukanasa, mother and father? Was it that something painful was spoken by his father S'ukanasa desiring more modesty (on Vaishampayana's part)? Was he beaten? Even in this case, he is not so wanting in affection, wicked in nature, not devoted to the elders, averse to understand merit, fickle-minded, prone to do anything (low), puffed up on account of his being a son of a rich father like some person of low nature, ill-trained, badly taught, naughty on account of his being an only son,—that he would thus show disgust to the elders doing benefits of all kinds from the birth or would cease in his attachment (to elders.) This is not the time for such renunciation. Even now he has not entered the householder's life worthy of a learned man; nor has he paid off his debts to gods, manes, and men and without having paid off these debts, where has he gone, still bound by three debts? He has not firmly established his line by the continuation thereof through sons and grandsons. He has not performed great sacrifices in which large fees are given (to the priests). He has not adorned the earth with fame-bringing structures like places of refuge, wells, places for

the distribution of water to travellers, temples, lakes, gardens etc. He has not spread fame extending into directions and enduring up to the Kalpa. He has not made the elders firm in their happiness by his obedience (to their desires.) He has not obliged his dear relatives. He has not made his friends as rich as himself. He has not helped good persons. He has not endowed his attendants with gifts. He has not made the guests free from desire. He has not even heard of or perceived women. He has, after his birth, not enjoyed the pleasures of the world. He has not achieved even one of the means of obtaining the objects of human existence, viz., performance of religious duties (i. e., Dharma), acquisition of wealth (i. e., Artha), satisfaction of all legitimate desires (i. e., Kama). What is it he has done?"

Thus with his mind perplexed, he stood contemplating under the foot of that tree for a long time, after having dispersed all the kings who were honoured, with respect, reception and favours as done usually, even though his heart was vacant. Then he got up and entered the bower, made ready that very moment; —the bower—; on the high and supported gateway of which a garland of sandal was tied;

on both the sides of which, were gold-jars full (of water) and with tender leaves placed on the tops (so as to be observed) outside; the ground of which was sprinkled (with water) and swept from the door; inside and outside of which the bunches of fragrant flowers were scattered about; in which the servants moving about here and there had taken the jars of various kinds; which was crowded with courtezans carrying in their hands such materials as jewelled chowries, fans and sandals studded with gems; one side of which was occupied by Gandha-madana, the elephant of the king, that stood under a canopy and made fragrant the faces of directions by the smell of its rut; on the other side of which the placing for Indrayudha ( Chandrapida's horse) to stand was arranged; the outer court of which was occupied by female elephants meant for riding; on all the doors of which were placed attendants with sticks; it resembled a vast ocean on account of its vastness, depth and being the shelter for many living beings — to illustrate:—it seemed as if possessing a forest on its shores on account of the cloths on the numerous arrays of elephants that were kept during the period of a watch; it seemed as if a big mountain had entered

within, on account of Gandhamadana; it seemed as if full of billows by the series of waves (i. e., crowds) of hurrying servants moving to and fro; it seemed as if full of eddies on account of the positions for the groups of watchmen; it appeared as if possessing Lakshmi, on account of courtezans; it appeared as if full of gems, on account of good men; it looked as if full of the lines of swans on account of white banners. It seemed full of thick foam; on account of the bunches of flowers; it, with the groups of various kinds of enjoyments, appeared like Hari, whose attendants were the hoods of the serpent S'esha.

As he entered, being bowed to here and there by the courtezans — whose dress was dirty as they had not decorated their body,— by watchmen and by servants. he went quietly to the sleeping apartment slowly, casting a vacant gaze on Gandhamadana elephant, who (i. e., whose presence) was announced to him by the fragrance of ichor, which seemed as if it were an attendant that keeps back the crowd of people. There he,—from whom all equipments (e. g., clothes etc.) were removed, who was being fanned by the wind of a fan in the form of trees, as he lay in his bed releasing

all limbs,—whose exhaustion of coming was gradually removed by women who shampooed his limbs,— who, though he was tired on account of the want of sleep for the (last) whole night, did not get the happiness of sleep,— through sharp pain, he again plunged into thought which was the cause of the other pain: "If, without being permitted by father and mother, I go away from this place, throwing both of them in the great ocean of grief and without consoling father S'ukanasa already tormented by the grief of separation from the son and mother Manorama,— then my action also becomes the imitation of Vaishampayana. In going again after having returned, my heart suspects the other alternative, viz., of being not permitted. Then what should I do? Or, my doubt about not getting the permission is certainly improper. By my dear friend, abandoning himself and me, and thus producing (a necessity) for me to go, a beneficial act, indeed, is done for me, whose mind is perplexed by an anxiety to find out the way to go near Kadambari. Therefore, now, neither father, nor even mother, nor even revered S'ukanasa will be able to ward me. And (once) gone there, I shall go further on by that very side, with

Vaishampayana." Having determined, he considered as fortunate, the misery of the separation from Vaishampayana, which was caused at that time, but which was to bring happiness in the end, like a medicine; remained for a *muhurta* resting there; and when the conch indicating the third half of a watch was blown, he rose up for taking something for the support of his body (i. e., something like lunch).

—**Kadambari : Uttarabhaga.**



**Questions :**

I (a) Explain the following forms :

**अनुपालयद्भिः; आगन्तव्यम्; गतवति; सज्जीक्रियमाणे; निर्नीषवः; अर्पयित्वा; मा भूत्; यान्तं.**

(b) Recognise the following forms :

**अभ्यधात्; अयासीत्; विश्राणम्; जडिम्नः; अद्राक्षीत्; उदपादि; अदात्; अवलोकितवान्; अभिहितवन्तः; पश्यन्ती; अवादित्; आधीयताम्; बभ्राम; उदतिष्ठत्; अभिदधानः.**

II Illustrate the uses of the following :

**किं पुनः; आ; समीपम्; शपामि** (to swear); **प्रभृति; अर्थी** (desirous of) **उपरि; वि+रम्; बिभेति; अन्तरा; पारयति.**

(b) Change the voice of the following :

**(१) ममैव तस्याप्याज्ञा न विहन्यत एव ।**

(२) येन केनचिदपह्रियन्त एव रसिकहृदयाः ।
(३) तदुन्मच्यतामयं संमोहः ।
(४) गमनाय धीराधीयताम् ।
(५) आसक्तमिव क्वापि हृदयं किमपि न जानाति ।

III Write notes on the following :

सुरभिमास; शम्बल; ऋणत्रय, कीर्तनैः; आकल्पस्थायि; पुरुषार्थसाधनानाम्; याम; प्राहरिक; कायमानम्; हरिरिवानन्तभोगपरिकरम्; आलोककारकेण.

IV Dissolve the following compounds :

शशाङ्कशकलशेखरम्; उत्कन्धरैः; सत्रकूपप्रपाप्रासादतडागारामादिभिः; निस्तुषः; प्रविष्टमात्रस्य; चरणतललुठित–चूडामणयः; दुःखान्तरहेतुम्; अपनीयमानागमनखेदः; निर्विकारवदनः; अनवरत...शिलातलम् (P. 26 line 3–4.)

V Translate into Sanskrit:

(1) The horses made ready for a march, are in the stable. (2) He did not reply at all, as if he did not learn how to speak. (3) Those with appreciative minds are attracted by anything whatsoever. (4) I am unable to remain even for a moment without my dear friend. (5) We saw the very limit of things worth seeing. (6) If you are bent upon taking me away by force, I feel, I shall not live. (7) I swear in the name of God if I have at all seen your lost book.

❦

# ॥ पद्यविभाग: ॥

## ८

## मत्स्योपाख्यानम् ॥

### [ મત્સ્યનું ઉપાખ્યાન ]

**પ્રાસ્તાવિક:** આ પાઠમાં જળપ્રલયની વાર્તા આલેખવામાં આવી છે; અને બ્રહ્માએ મત્સ્યનું સ્વરૂપ ધારણ કરી મનુ અને સપ્તર્ષિઓનું કેવી રીતે રક્ષણ કર્યું તે બતાવ્યું છે. મનુએ પછી બહુ જ તપ કરીને છેવટે બ્રહ્માના આદેશથી સૃષ્ટિ પેદા કરી. માનવપ્રતિહાસની દૃષ્ટિએ અહીં કહેવામાં આવેલી જળપ્રલય (Deluge) ની વાર્તા ઘણી મહત્ત્વની છે. બાઇબલના જૂના કરાર ( Old Testament ) ના જૂનામાં જૂના ભાગમાં Noah's Ark ની કથા બરાબર આના જેવી જ છે. એવા પણ પુરાવાઓ મળે છે કે યાહુદીઓ, જેમણે બાઇબલના જૂના કરારની યોજના કરી, તેમણે ઈ. સ. પૂર્વે બે હજાર વર્ષ ઉપર સ્થાપિત થયેલા બેબીલોનની પરંપરામાંથી તે લીધી હતી. તે ઉપરાંત ઘણી પ્રાચીન પરંપરાઓમાં જળપ્રલયની વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આપણા ગ્રંથોમાં જળપ્રલયનો ઉલ્લેખ પહેલી વાર 'શતપથ બ્રાહ્મણ'માં આવે છે, અને ત્યાં મનુનો ઉલ્લેખ છે; અને જળપ્રલય પછી તે આખી સૃષ્ટિનો આદિપિતા રહે છે. 'શતપથ બ્રાહ્મણ' ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૧૫૦૦ જેટલો જૂનો ગ્રંથ છે. આવી દૃષ્ટિએ આ જળપ્રલયની કથા ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની છે.

આ કથા 'મહાભારત'માંથી લેવામાં આવી છે 'મહાભારત'નાં વિસ્તાર અને મૂળ વિષે ઊંડી ચર્ચા અહીં અપ્રસ્તુત છે. પરંતુ

આછી રૂપરેખા નીચે પ્રમાણે છે. મૂળ વ્યાસનું રચેલું **'जय'** નામે ઓળખાતું હતું; અને તેનું પ્રમાણ આવડું મોટું ન હતું. ત્યાર પછી વૈશંપાયને તેને વિસ્તાર્યું, અને સો પર્વનું મહાકાવ્ય કર્યું; તે **'भारत'** નામે ઓળખાવા લાગ્યું. વૈશંપાયને ભારતને ભાગવત-સંપ્રદાયનો ઝોક આપી મૂળ કથાનકનો સમન્વય સાધવા યત્ન કર્યો. 'આશ્વાલાયન ગૃહ્યસૂત્ર'માં વૈશંપાયનને ભારતાચાર્ય તરીકે ઉલ્લેખ્યા છે. ત્યાર પછી સૂતે ભારતને વિસ્તારી **'महाभारत'** બનાવ્યું. તેનાં અઢાર પર્વો કર્યાં; અને વૈશંપાયનનાં પર્વો ઉપપર્વો જેવાં બન્યાં. દાખલા તરીકે, આપણો પાઠ 'માર્કંડેય સમાસ્યા પર્વ'માંથી લેવામાં આવ્યો છે; આ ઉપપર્વ મોટા પર્વ 'વનપર્વ'માં આવેલું છે. આ પ્રમાણે મહાભારત લાખો શ્લોકોના એક મહાસાગરરૂપ કાવ્ય બન્યું. આર્યસંસ્કૃતિ, આર્યવિચારણા, આર્ય-ઇતિહાસ—એ બધાયનું મહાકાવ્ય પ્રતિનિધિ બન્યું. આથી **'व्यासोच्छिष्टं जगत्सर्वम्'—'यन्नेहास्ति न कुत्रचित्'** વગેરે કથનો પ્રચલિત થયાં. 'મહાભારત'નાં કેટલાંક કથાનકો અને આખ્યાનો તો ઐતિહાસિક કાળ પૂર્વનાં અને વૈદિક કાલનાં છે. આપણા આખ્યાનની પરંપરા આરંભમાં બતાવી તેમ અત્યંત પ્રાગૈતિહાસિક અને પુરાતન છે. મૂળ 'ભારત'માં ઉમેરો થતાં થતાં છેવટે ઈ. સ. ૪૦૦માં મહાભારત અત્યારનું સ્વરૂપ પકડે છે; ત્યારપછી તેમાં ઝાઝા ઉમેરા થયા નથી.

**કથાનુસંધાન**—પાંડવો દ્યૂતમાં હારી વનમાં ગયા છે. ત્યાં કામ્યક વનમાં તે રહે છે, અને તેમને તેમના કષ્ટમય જીવનમાં વિનોદ, બોધ ઇત્યાદિ આપવા જાતજાતનાં કથાનકો બ્રાહ્મણો કરે છે. એટલામાં ત્યાં શ્રીકૃષ્ણ અને માર્કણ્ડેય આવી પહોંચે છે. માર્કણ્ડેય યુધિષ્ઠિરને ઘણાં પુરાતન આખ્યાનો કહે છે; તેમાંનું આ એક છે. યુધિષ્ઠિર પ્રશ્ન કરે છે, અને તેના જવાબમાં માર્કણ્ડેય આ મનુના ચરિતનું આખ્યાન કરે છે.

**સારઃ** વિવસ્વત્—સૂર્યના પુત્ર મનુ ઉગ્ર તપ કરતા હતા. ત્યાં એક દિવસ ચીરિણિનદીમાં એક માછલું આવ્યું. એ નાના માછલાએ મોટાં માછલાંથી પોતાનું રક્ષણ કરવા જણાવ્યું. મનુએ તેને લઈ માટીના ચંબુમાં નાખ્યું. તેમાં તે બહુ મોટું થયું અને માયું નહિ એટલે તેને વાવમાં નાખ્યું. વાવમાં માયું નહિ એટલે ગંગામાં નાખ્યું. ગંગામાં માયું નહિ એટલે સમુદ્રમાં નાખ્યું. સમુદ્રમાં નાખ્યું એટલે તે મત્સ્યે મનુને જણાવ્યું: "તારા ઉપકારનો બદલો હું વાળીશ. પ્રલયકાળ પાસે આવ્યો છે, એટલે એક મજબૂત નૌકા દોરડા સહિત તું તૈયાર કરજે. જાત-જાતનાં બીજ પણ સાચવીને તેમાં ભરજે. તથા સપ્તર્ષિઓને પણ સાથે લેજે. મારું ચિંતન કરીશ એટલે શીંગડાવાળો બની હું આવીશ. અને દોરડાથી મારું શીંગડું બંધાશે એટલે હું તમને બચાવી લઈશ. મારા સિવાય તમારો બચાવ થઈ શકવાનો નથી." પછી પ્રલયકાળ આવ્યો. માછલાએ કહ્યું હતું તેમ મનુએ કર્યું એટલે તે માછલું આવ્યું અને અનેક દિવસ સુધી તે હોડીને તેણે સહીસલામત ફેરવી. છેવટે હિમાલયના એક મોટા શિખર આગળ તે આવી. માછલાએ તેમને તે હોડી શિખરને બાંધવા જણાવ્યું. તે પ્રમાણે સપ્તર્ષિઓએ અને મનુએ તેને બાંધી દીધી. પછી મત્સ્યે જતાં જતાં જણાવ્યું: 'હું બ્રહ્મા છું; અને તમને મેં મત્સ્યનું રૂપ લેઈ બચાવ્યા છેઃ મારા વતી મનુ, પૂર્ણ તપ કરી સૃષ્ટિનું સર્જન કરશે. મનુએ બહુ તીવ્ર તપ કરી બધી સૃષ્ટિનું સર્જન કર્યું. આ કથાનું નામ માત્સ્યક પુરાણ કહેવાય છે.

(૧) **पाण्डवः-पाण्डोः अपत्यं पुमान्**, પાંડુપુત્ર–યુધિષ્ઠિર. **विप्रं मार्कण्डेयम्**–બ્રાહ્મણ–માર્કંડેયને; ઋષિ માર્કંડેયને. જ્યારે પાંડવો કામ્યકવનમાં રહેતા હતા ત્યારે શ્રીકૃષ્ણ તથા માર્કંડેય ત્યાં આવ્યા હતા. માર્કંડેયને યુધિષ્ઠિર મનુનું ચરિત પૂછે છે.

**वैवस्वतस्य–विवस्तः (=सूर्यस्य) अपत्यं पुमान्**, સૂર્યનો પુત્ર –વૈવસ્વત.

(૨) **महर्षिः–महांश्चासावृषिश्च** (કર્મ૦), મહર્ષિ. **सुप्रतापवान्**–અત્યંત પ્રતાપી. **नरशार्दूल**–નરોમાં શ્રેષ્ઠ. **व्याघ्र, पुंगव, ऋषभ, वृषभ, कुञ्जर, सिंह, शार्दूल** ઇત્યાદિ શબ્દો જો શબ્દને ઉત્તરપદે મૂકવામાં આવે તો શ્રેષ્ઠતા સૂચવે છે. સરખાવો: **स्युरुत्तरपदे व्याघ्रपुंगवर्षभकुञ्जराः । सिंहशार्दूलनागाद्याः पुंसि श्रेष्ठार्थगोचराः ॥** (અમર૦) **प्रजापतिसमद्युतिः–प्रजानां-पतिः** (ष० त०), **प्रजापतेः द्युतिः समा द्युतिः यस्य सः** (બ૦ વ્રી૦), પ્રજાપતિ બ્રહ્માના જેવું જેનું તેજ છે તે.

(૩) **ओजसा**–શક્તિથી. **लक्ष्म्या**–લક્ષ્મી, ભવ્યતા. **विशेषतः** –વિશેષે કરીને. **अतिचक्राम–क्रम्** ગ. ૧, ઉભય, ૪, પરસ્મૈ. –**अति+क्रम्**નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., ચઢી ગયો; ચઢિયાતો થયો. **पितरं**–પિતા,–સૂર્યને; **पितामहं**–પિતામહ–બ્રહ્માને.

(૪) **ऊर्ध्वबाहुः–ऊर्ध्वौ बाहू यस्य सः** (બ૦ વ્રી૦) જેના હાથ ઊંચા છે તે;—જેણે હાથ ઊંચા કર્યા છે તે. **विशालायां बदर्यां**–વિશાળ એવા બદરીકાશ્રમમાં; હિમાલયમાં બદરીકાશ્રમ આવેલો છે. **नराधिप–अधिकं पति** (ઉપ૦ ત૦), **नराणामाधिपः** (ष० त०), માણસોનો નાથ; રાજા. **एकपादस्थितः–एकेन पादेन स्थितः** (તૃ૦ત૦), એક પગે ઊભો રહેલો. **तीव्रं सुमहत् तपः चकार**–તીવ્ર અને બહુ મોટું તપ કરવા માંડ્યું.

(૫) **अवाक्शिराः–अवाक् शिरः यस्य सः** (બ૦ વ્રી૦), જેનું મસ્તક નીચે છે તે; નીચું મસ્તક રાખીને. **अनिमिषैः–अविद्यमानाः निमेषाः येषां तैः** (બ૦ વ્રી૦), જેને પલકારા નથી તેવાં (નેત્રો સહિત). **दृढम्**–દૃઢ રીતે. **स घोरं तपः अतप्यत्**–તે દારુણ તપ તપવા લાગ્યા. **वर्षाणाम् अयुतम्**–દશ હજાર વર્ષ સુધી.

(६) **कदाचित्**-કોઈકવાર. **तपस्यन्तम्-तपस्** ઉપરથી નામધાતુ **तपस्यति** ઉપરથી વ. કૃ. **तपस्यत्** નું દ્વિતિયા પુલ્લિંગ, તપ. કરતા. **आर्द्रचीरजटाधरम्-आर्द्रं चीरं च जटां च धरति** (ઉપ૦ત૦), ભીનું વલ્કલ અને ભીની જટા જેણે ધારણ કરી છે એવા તેણે. **चीरिण्याः तीरम्**-ચીરિણી નદીને કાંઠે. **आगम्य**-આવીને. **अब्रवीत्-ब्रू** ગ. ૨, ઉભય., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., બોલ્યો.

(૭) **क्षुद्रमत्स्यः**-ક્ષુદ્ર માછલું; **क्षुद्रश्चासौ मत्स्यश्च** (કર્મ૦). **बलवद्भ्यो भयं मम**-મને બળવાન માછલાં તરફથી ભય છે. **सुव्रत-शोभनं व्रतं यस्य सः** (બ૦વ્રી૦), જેણે વ્રતનું સારી રીતે પાલન કર્યું છે તે.

(૮) અન્વય-**हि बलवन्तः मत्स्याः दुर्बलं मत्स्यं विशेषतः सदा आस्वदन्ति-[एषा] वृत्तिः नः सनातनी विहिता।** **आस्वदन्ति**-ખાઈ જાય છે; **आ+स्वद्** ગ. ૧, આત્મને., હોવા છતાં અહીં પરસ્મૈ.નો પ્રયોગ છે. **वृत्तिः**-આજીવિકા. **सनातनी-सना** (હમેશાં)+**तन** (તદ્ધિતઃ-વિશેષણ ને સૂચવનાર); સરખાવોઃ **अद्यतन, श्वस्तन** ઇત્યાદિ હંમેશની. **विहिता-वि+धा** ગ. ૩, ઉભય., નક્કી થયેલી છે.

(૯) **भयौघात्-भयस्य ओघात्** (ષ૦ત૦), ભયના ઓઘમાંથી. **मज्जन्तम्-मस्ज्** ગ. ૬, પરસ્મૈ.નું વ. કૃ. **मज्जत्** નું દ્વિતીયા એ. વ., પુલ્લિંગ, ડૂબતા. **त्रातुमर्हसि**-રક્ષણ કરવા યોગ્ય છે; **त्रै** ગ. ૧, આત્મને.નું હેત્વર્થ કૃ., રક્ષણ કરવાને. **कर्ताऽस्मि कृते प्रतिकृतं तव**-અન્વયઃ **तव कृते प्रतिकृतं कर्ता अस्मि**-તારો ઉપકાર થતાં હું તેનો બદલો વાળી આપનાર છું. સરખાવોઃ પાઠ ૨, પાન ૧૨ : શ્લોક ૧૧ : **कृते प्रतिकृतं कुर्यात् हिंसिते प्रतिहिंसितम्** ઇત્યાદિ. ત્યાં અર્થમાં પૂર્વાપર સંબંધને લીધે અર્થમાં ફેરફાર છે.

(૧૦) **कृपया अभिपरिप्लुतः**–કૃપાથી તરબોળ બનેલો **अभि+परि+प्लु** ગ. ૧, આત્મને.નું કર્મ. ભૂ. કૃ., **अगृह्णात्**-**ग्रह्** ગ. ૯, પરસ્મૈ.નું હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., પકડ્યો.

(૧૧) **उदकान्तम्–उदकस्य अन्तम्** (ષ૦ત૦), પાણીને છેડે; પાણીની બહાર. **उपानीय–उप+आ+नी** ગ. ૧, પરસ્મૈ. સંબંધક ભૂ. કૃ., લાવીને. **अलिञ्जरे**–પાણી ભરવાના માટીનું ચંબુ જેવું પાત્ર. **प्राक्षिपत्**–નાખ્યો. **चन्द्रांशुसदृशप्रभे–चन्द्रस्य अंशुभिः सदृशा प्रभा यस्य तस्मिन्** (બ૦વ્રી૦) ચંદ્રનાં કિરણો સમાન જેનું તેજ છે તે (માટીના પાત્રમાં).

(૧૨) **ववृधे–वृध्** ગ. ૧, આત્મને., પરોક્ષભૂત., ૩ પુ. એ. વ., વધવા લાગ્યો. **परमसत्कृतः**–બહુ સત્કાર પામેલો **पुत्रवत्**–પુત્રની માફક. **स्वीकरोत्–न स्वम् अस्वम् । अस्वं स्वं करोति स्वीकरोति ।**–સ્વીકાર્યો; ધ્યાનમાં લો. આગળને હ્યસ્તનભૂ.નો **अ** નથી તે આર્ષપ્રયોગ છે; હ્યસ્તનભૂત., ૩ પુ. એ. વ., સ્વીકાર કર્યો. બીજી પંક્તિનો અન્વય: **तस्मै मनुः पुत्रवत् भावं विशेषतः स्वीकरोत्** । આ વાક્યરચના કાંઈક કઢંગી છે; અર્થાત્ કે, મનુએ તેના તરફ વિશેષ કરીને ભાવ બતાવવા માંડ્યા.

(૧૩) **महता कालेन**–લાંબા વખતે. **सुमहान्**–બહુ જ મોટો. **अभूत्–भू** ગ. ૧, પરસ્મૈ. અદ્યતનભૂત., ૩ પુ., એ. વ. થયો. **यथा च असौ किल अलिञ्जरे न समभवत्**– જેથી તે માટીના પાત્રમાં, કહેવાય છે કે, સમાઈ શક્યો નહિ. **किल**ને ઉપયોગ જૂના કાળની વાત સૂચવવા કરવામાં આવે છે. જુઓ Apte's Guide :§269: **किल** is also used (1) in the sense of 'as is reported', 'as they say' ઇત્યાદિ **वार्तासंभाव्ययोः किल.** (અમર.)

(૧૪) બીજી પંક્તિનો અન્વય : **हे भगवन्, अद्य मे अन्यत् साधु स्थानं संप्रतिपादय**–'હે ભગવન્, આજે મને બીજું સારું સ્થાન મેળવી આપો;' **सं+प्रति+पद्** ગ. ૪, આત્મને.નું પ્રેરક **संप्रतिपादयति**નું આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., મેળવી આપો.

(૧૫) પ્રથમ પંક્તિમાં મુખ્ય ક્રિયાપદ નથી; તે આપણે સમજી લેવાનું, સરખાવો શ્લોક: ૧૨. **ततः स भगवान् मनुः तस्मात् अलिञ्जरात् तं उद्धृत्य [अगृह्णात्]; तदा स मनुः तं मत्स्यं महतीं वापीं अनयत्॥**–જો ક્રિયાપદ અધ્યાહાર્ય ન લઈએ તો **स मनुः** વધારાના કર્તા તરીકે પડે છે. **उद्धृत्य**–**उद्+हृ**નું સંબંધક ઊંચકીને. **अनयत्–नी** ગ. ૧, પરસ્મૈ., હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ., દોરી ગયો; **नी** ક્રિયાપદ બે કર્મ લે છે.

(૧૬) **प्राक्षिपत्–प्र+क्षिप्** ગ. ૬, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., નાખ્યો. **परपुरंजय–परेषाम् पुरं जयति** (ઉપ૦ ત૦), પારકાનાં–શત્રુનાં નગરોને જીતનાર. **वर्षगणान् बहून्**–બહુ વર્ષોના સમૂહો સુધી; બહુ વર્ષો.

(૧૭) **द्वियोजनायता**–બે યોજન લાંબી. **आयत**–લાંબું. **विस्तृता**–પહોળી. **समभवत्–सम्+भू** ગ. ૧, પરસ્મૈ, 'સમાવું'નું હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., સમાયો. **राजीवलोचन –राजीवे इव लोचने यस्य सः** (બ૦ વ્રી૦), કમળ જેવાં જેનાં નેત્ર છે તે.

(૧૮) **विचेष्टितुम्–वि+चेष्ट्** ગ. ૧, આત્મને.નું હેત્વર્થ, હલનચલન કરવાને. **कौन्तेय–कुन्तायाः अपत्यं पुमान्**, હે કુંતાપુત્ર (યુધિષ્ઠિર). **वाप्याम्**–વાવમાં. **विशांपते–विशां पतिः** (અલુક્ પ૦ ત૦), હે પ્રજાના નાથ; રાજા. આ વાક્યમાં પણ ક્રિયાપદ નથી. **न अशक्नोत्.**

(૧૯) **समुद्रमहिषीम्**–સમુદ્રની પટરાણી. **निवत्स्यामि–नि+वस्** ગ. ૧, પરસ્મૈ., સામાન્યભવિષ્ય., ૧ પુ., એ. વ., હું

करोमि यथा वा तात मन्यसे–અથવા તો તમે જે પ્રમાણે ધારશો તે પ્રમાણે હું કરીશ. तात–વડીલને બોલાવવા માટે વપરાય છે.

(२०) અન્વય–हे अनसूयता मया तुभ्यं निदेशे स्थातव्यम्। हि त्वत्कृते हे अनघ मया परमा वृद्धिः प्राप्ता। न असूयता=अनसूयता; असूया ઉપરથી असूयति એ નામધાતુ છે; પું. કૃ. असूयत्‌નું તૃતીયા એ. વ., ઇર્ષ્યા ન કરતા (મારાથી). तुभ्यं निदेशे स्थातव्यम्–તારા હુકમમાં રહેવું જોઈએ; स्था ગ. ૧, વિધ્યર્થ કૃ., રહેવું જોઈએ. त्वत्कृते–तव कृते (૫૦ ત૦), તારા ઉપકારથી. न विद्यन्ते अघानि यस्मिन् सः (બ૦ વ્રી૦), જેનામાં કોઈ પાપ નથી તે; परमा वृद्धिः प्राप्ता–અત્યંત વૃદ્ધિ પામેલો છું; બહુ મોટો થયો છું.

(२१) वशी–સર્વ ઇંદ્રિયોને વશ રાખનાર; જિતેંદ્રિય. अच्युत–(પોતાના ધર્મમાંથી), न च्युतः अच्युतः; च्यु ગ. ૧, આત્મને.નું (કર્મ૦) ભૂ. કૃ, च्युत–પતિત થયેલો. स्वयं प्राक्षिपत्–જાતે નાખ્યો.

(२२) ववृधे–वृध् ગ. ૧, આત્મને., પરોક્ષભૂ., ૩ પુ., વધવા લાગ્યો. कंचित् कालम्–કેટલોક વખત. अरिंदम–अरिं दाम्यति (ઉ૫૦ ત૦), શત્રુને કાબૂમાં રાખનાર.

(२३) बृहत्त्वात्–મોટાપણાથી. आशु–એકદમ. प्रसीद–प्र+सद् ગ. ૬., પરસ્મૈ., પ્રસન્ન થયા.

(२४) अनयत्–લઈ ગયો. पार्थ–पृथायाः अपत्यं पुमान्–પૃથા–કુંતાનો પુત્ર–असृजत् નાખી દીધો. सृज् ગ. ૬, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ, એ. વ.

(२५) અન્વય–तु सः मत्स्यः सुमहान् अपि नयतः मनोः यथेष्टहार्यः स्पर्शगन्धसुखः च तथा वै आसीत्. सुमहान्–બહુ મોટું. नयतः–नी ગ. ૧, પરસ્મૈ., વ. કૃ. नयत् નું

ષષ્ઠી એ. વ. **नयतः मनोः**–લઈ જતા એવા મનુ માટે. **यथेष्टहार्यः** (કેવલ સમાસ), પોતાની ઇચ્છા પ્રમાણે લઈ જવાય એવો; **हृ** નું વિધ્યર્થ કૃ. **स्पर्शगन्धसुखः–स्पर्शेन गन्धेन च सुखः** (તૃ૦ ત૦), સ્પર્શથી અને ગંધથી સુખદાયી.

(૨૬) **स्मयमानः**–**स्मि** ગ. ૧, આત્મને., વ. કૃ. **स्मयमान,** હસતું હસતું.

(૨૭) બીજી પંક્તિનો અન્વય: **यत् तु प्राप्तकालं त्वया कार्यं तत् मम श्रूयताम्। प्राप्तः कालः यस्य तत्** (બ૦ વ્રી૦), જેનો સમય આવ્યો છે તે; સમયસરનું. **त्वया कार्यम्**–તારે કરવા યોગ્ય છે; **कृ** ગ. ૮, ઉભય.નું વિધ્યર્થ કૃ. **कर्तव्य, करणीय, कार्य**–કરવા યોગ્ય. **मम श्रूयताम्**–મારી પાસેથી સાંભળ, **श्रु** ગ. ૫, પરસ્મૈ., કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ.

(૨૮) **अचिरात्**–જલદીથી. **भामम्**–**भूमेः इदम्**–આ પૃથ્વીનું. **स्थावर–जङ्गमम्**–**स्था+वर** તદ્ધિતઃ સ્થિર; **जंगमम्**–**गम्** ધાતુ ઉપરથી, હલનચલન કરનાર. **महाभाग–महान् भागः यस्य सः** (બ૦ વ્રી), જેનું નસીબ મોટું છે તે. સામાન્ય રીતે માનપૂર્વક બોલાવવા માટે આ વપરાય છે. **प्रलयं गमिष्यति**–પ્રલય પામશે.

(૨૯) **संप्रक्षालनकालः**–(પાપને) ધોવાનો સમય. **संप्रक्षालनस्य कालः** (ષ૦ ત૦), **समुपस्थितः सम्+उप+स्था**નું કર્મ. ભૂ. કૃ., આવી પહોંચેલો છે. **बोधयामि**–જણાવું છું. **हितम्**–હિત. **अनुत्तमम्**–શ્રેષ્ઠ. **न उत्तमम्** (નઞ્. ત.)

(૩૦) **त्रसानाम्**–જંગમ પદાર્થો. **इङ्गम्–इङ्गति इति**–જે હાલે છે. **इङ्गति**–હાલે છે. **परमदारुण**–અત્યંત ભયંકર.

(૩૧) **कारयितव्या–कृ** ગ. ૫, ઉભય.નું પ્રેરક–**कारयति**નું વિધ્યર્થ કૃ., કરાવવી. **नौः**–નૌકા, નાવ, સ્ત્રીલિંગ. **युक्तवटारका–युक्तः वटारकः यस्याः सा,** (બ૦ વ્રી૦), જેને દોરડું બાંધવામાં

આવ્યું છે તે. **सप्तर्षिभिः**-સાત ઋષિઓ: મરીચિ, અત્રિ, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ—એ સાત ઋષિઓ ગણાય છે. **सार्धम्**-સાથે. **आरुहेथाः**-आ+रुह् ગ. ૧, પરસ્મૈ. છે છતાં ગ. ૬, આત્મને. હોય તેમ રૂપ કરવામાં આવ્યું છે. વિધ્યર્થ ૨ પુ., એ. વ., ચઢજે. **महामुने**-હે મોટા મુનિ.

(૩૨) અન્વય-**द्विजः पुरा यथा उक्तानि सर्वाणि बीजानि भागशः सुसंगुप्तानि-नावि आरोहयेः । द्विजः-द्वाभ्याम् जायते** (ઉપ૦ ત૦), જે બે વાર જન્મેલો છે તે, એક જન્મથી અને બીજી વાર ઉપનયનસંસ્કારથી. **पुरा**-પહેલાં. **यथा उक्तानि**-જે પ્રમાણે કહ્યાં હતાં, **वच्** ગ. ૨, પરસ્મૈ.નું કર્મ, ભૂ. કૃ., બોલાયેલાં; કહેવાયેલાં. **तस्याम् नावि**-તે નાવમાં; **नौ** સ્ત્રી., સપ્તમી એ. વ. **भागशः**-ભાગ પ્રમાણે; જે પ્રકારનું બીજ હોય તે પ્રકારે છૂટાં રાખીને. **सुसंगुप्तानि-सुतरां गुप्तानि**-સારી રીતે રક્ષાયેલાં; **सम्+गुप्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., રક્ષાયેલાં. **अरोहयेः**-आ+रुह् ગ. ૧, પરસ્મૈ., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., ચઢજે.

(૩૩) **नौस्थः-नावि तिष्ठति** (ઉપ૦ ત૦), નાવમાં રહેલો. **प्रतीक्षेथाः-प्रति+ईक्ष्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., રાહ જોજે. **ततः**-પછી. **मुनिजनप्रिय**-મુનિઓના સમૂહને પ્રિય. **आगमिष्यामि**-આવીશ. **शृङ्गी**-શીંગડાવાળો. **विज्ञेयः-वि+ज्ञा** ગ. ૯, ઉભય.નું વિધ્યર્થ કૃ., જાણજે.

(૩૪) **त्वया कार्यम्**-તારે કરવું જોઇએ. **आपृष्टः-आ+पृच्छ्** ગ. ૬, આત્મને., રજા લેવીનું કર્મ., ભૂ. કૃ., તારી રજા મેં લીધી છે. **महत्य आपः**-મોટાં પાણી; **आप्** બ. વ., સ્ત્રી. **महत्यः**-મોટાં, બહુ. **मया विना तर्तुम् न शक्याः**-મારા વિના તરવાં શક્ય નથી.

(૩૫) **अभिशंक्य–अभि+शंक्य** ગ. ૧, આત્મને., વિધ્યર્થ કૃ., શંકા કરવા યોગ્ય. **विभो**–જેની શક્તિ બધે પ્રસરી છે તે, હે વિભો. **करिष्ये**–હું કરીશ. **प्रत्यभाषत**–જવાબ આપ્યો.

(૩૬) **जग्मतुः–गम्** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂત., ૩ પુ., દ્વિ. વ., ગયા. **यथाकामम्–काममनतिक्रम्य** (અવ્યયી.), ઇચ્છા પ્રમાણે. **अनुज्ञाप्य–अनु+ज्ञा** ગ. ૯, ઉભય.નું પ્રેરક. **अनुज्ञापयति**નું સંબંધક. ભૂ. કૃ., રજા આપીને. **परस्परम्**–એકબીજાને. આ શ્લોકની બીજી પંક્તિ–શ્લોક ૩૭ સાથે આપી લેવાની છે, તે પ્રમાણે અન્વય.

(૩૭) અન્વય–**हे महाराज, अरिंदम, वीर, यथा मत्स्यकेन उक्तं तथा सर्वाणि बीजानि आदाय शुभया नौकया महोर्मिणम् सागरं तदा मनुः पुप्लुवे । अरिं दाम्यति** (ઉપ૦ ત૦), શત્રુને કાબૂમાં રાખનાર. **यथा . . . उक्तम्**–જે પ્રમાણે માછલે કહ્યું હતું તે પ્રમાણે. **आदाय**–લઈને. **आ+दा** ગ. ૩, આત્મને.નું સંબંધક ભૂ. કૃ. **पुप्लुवे–प्लु** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., તરવા લાગ્યા. **शुभया नौकया**–સુંદર નૌકા વડે. **महोर्मिणम्–महान्तः ऊर्मयः यस्मिन् तम्** (બ૦ વ્રી૦), મોટાં મોજાં જેમાં છે તે. સમાસમાં **ण**નો આગમ–આર્ષ-પ્રયોગ છે.

(૩૮) **चिन्तयामास–आम्**અંત પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., વિચાર કરવા લાગ્યો. **पृथ्वीपते–पृथिव्याः पते** (ષ૦ ત૦), હે પૃથ્વીના નાથ. ૩૮મા શ્લોકની બીજી પંક્તિનો સંબંધ શ્લોક ૩૯ની પહેલી પંક્તિ સાથે છે.

(૩૯) **आजगाम–आ+गम्**નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., આવ્યો. **आशु**–જલદી. **भरतसत्तम–सत्** શબ્દનું શ્રેષ્ઠતાદર્શક (superlative) રૂપ. **भरतेषु सत्तमः** (સ૦ ત૦), ભરતોમાં

ઉત્તમ. **मनुजव्याघ्र-मनोः जायते** (ઉ૫૦ ત૦), **मनुजः व्याघ्रः इव** (કર્મ૦), માનવીઓમાં શ્રેષ્ઠ. **जलार्णवे**–પાણીના સમુદ્રમાં.

(૪૦) **यथोक्तेन रूपेण**–કહ્યું હતું તે રૂપ પ્રમાણે. **उच्छ्रितम्**–**उत्+श्रि** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., ઊંચા. **वटारकमयम्**–**वटारक+मय** તદ્ધિત–દોરડાનો. **मत्स्यस्य मूर्धनि**–માછલાના માથા ઉપર.

(૪૧) **न्यवेशयत्**–**नि+विश्** ગ. ૬, પરસ્મૈ.નું પ્રેરક, હ્યસ્તનભૂત., ૩ પુ., એ. વ., મૂક્યો. **संयत–सं+यम्** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ., બાંધેલો.

(૪૨) **महता वेगेन**–મોટા વેગથી. **नावम्–नौ** સ્ત્રીલિંગ, દ્વિતીયા એ. વ., નાવને. **प्राकर्षत्–प्र+कृष्** ગ. ૧, પરસ્મૈ., હ્યસ્તનભૂ., ૩ પુ., એ. વ., ખેંચ્યું. **लवणाम्भसि**–ખારા પાણીમાં, ખારા સમુદ્રમાં. શ્લોક ૪૨માની સાથે શ્લોક ૪૩ની પહેલી પંક્તિ લેવાની છે: અન્વય: **हे मनुजेश्वर, अम्भसा गर्जमानम् इव, ऊर्मीभिः नृत्यमानम् इव, समुद्रं तान् (=ऋषीन्) नावा तारयन् स महता वेगेन नावं लवणाम्भसि प्रकर्षत।** **तारयन्**–**तॄ**ના પ્રેરક રૂપ **तारयति**નું વ. કૃ. **तारयत्**નું પ્રથમા એ. વ., પુલ્લિંગ, ઓળંગાવતો. **मनुजानां ईश्वर** (૫૦ ત૦), મનુષ્યોના નાથ.

(૪૩) આ શ્લોકની બીજી પંક્તિ શ્લોક ૪૪ની પ્રથમ પંક્તિ સાથે લેવાની છે: અન્વય: **महावातैः महोदधौ क्षोभ्यमाणा सा नौः मत्ता चपला स्त्री इव, हे परपुरंजय, घूर्णते।** –**क्षोभ्यमाणा–क्षोभ्** ગ ૪, પરસ્મૈ.નું પ્રેરક **क्षोभयति**નું કર્મણિ વ. કૃ., ક્ષોભિત કરાતી. **सा नौः**–તે નૌકા.

(૪૪) **घूर्णते–घूर्ण्** ૬, ઉભય., ૩ પુ., એ. વ., આત્મને., વ. કા., ઘૂમવા લાગે છે. **मत्ता चपला स्त्री इव**–મદોન્મત્ત બનેલી ચપળ સ્ત્રીની માફક. **दिशः**–પૂર્વ, પશ્ચિમ, વગેરે દિશાઓ;

**प्रदिशः**–અગ્નિ, ઇશાન, નૈઋત્ય, વાયવ્ય એ ખૂણાઓ. **चकाशिरे** –**काश्** ગ. ૧, ૪, આત્મને., 'પ્રકાશવું'નું પરોક્ષભૂ.. ૩ પુ., બ. વ.

(૪૫) **आम्भसम्–अम्भसः इदम् आम्भसम्**, પાણીમય, જળમય. **खम्**–આકાશ. **द्यौः**–સ્વર્ગ; પ્રથમા એ. વ., સ્ત્રી. **नरपुङ्गवः**– **पुमान् गौः** (કર્મ૦), **नरः पुङ्गवः इव** (કર્મ૦), શ્રેષ્ઠ. **एवंभूते तदा लोके संकुले**–આ પ્રમાણે જ્યારે જગત (પાણીથી) તરબોળ થઈ ગયું ત્યારે. **भरतः ऋषभः इव** (કર્મ૦), ભરતોમાં શ્રેષ્ઠ.

(૪૬) **अदृश्यन्त–दृश्** ગ. ૬, પરસ્મૈ., કર્મણિ, ૩ પુ., વ.કા., બ. વ., દેખાવા લાગ્યા. સપ્તર્ષિઓ, મનુ અને મત્સ્ય– એટલા જ દેખાવા લાગ્યા. **बहून् वर्षगणान्**–બહુ વર્ષો. ૪૬ મા શ્લોકની બીજી પંક્તિ, ૪૭ મા શ્લોકની પ્રથમ પંક્તિ સાથે યોજવી. અન્વય–**अथ सः मत्स्यकः अतन्द्रितः तां नावं बहून् वर्षगणान् तस्मिन् सलिलसंचये, हे राजन्, चकर्ष।** હવે તે માછલાએ આળસ કર્યા વિના તે નાવને બહુ વર્ષો સુધી તે પાણીના પૂરમાં, હે રાજા, ખેંચવા માંડી.

(૪૭) **कृष्** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂ, ૩ પુ., એ. વ, **चकर्ष**– ખેંચવા માંડી. **न तन्द्रितः** [નञ् ત૦), આળસ કર્યા વિના. બીજી પંક્તિનો અન્વયઃ **हे भरतर्षभ, हिमवतः यत् परं शृङ्गं तत् [आसीत]**–હે ભરતોમાં શ્રેષ્ઠ, હિમાલયનું જે મોટું શિખર હતું.

(૪૮) **कुरुनन्दन**–કુરુકુળનો પુત્ર. **प्रहसन् शनैः**–ધીમેધીમે હસતો.

(૪૯) **बध्नीत–बन्ध्** ગ. ૯, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., બ. વ., બાંધો. **मा चिरम्**–જલદીથી. **तूर्णम्**–જલદી.

(૫૦) આ શ્લોકની પહેલી પંક્તિ શ્લોક ૪૯ ની બીજી પંક્તિ સાથે લેવાની છે: અન્વય–**सा नौः मत्स्यस्य वचः श्रुत्वा ऋषिभिः हिमवतः शृङ्गे तूर्णं बद्धा**–બીજી પંક્તિમાં **शृङ्गे**

પાઠને બદલે **शृङ्गम्** હોવા સંભવ છે: તે 'નૌબંધન' નામનું હિમાલયનું મોટું શિખર.

(૫૧) પહેલી પંક્તિ ૫૦મા શ્લોકની બીજી સાથે લેવી: હજુ સુધી પ્રખ્યાત છે. **कौन्तेय–कुन्तायाः अपत्यं पुमान्**–હે કુંતી-પુત્ર. **विद्धि–विद्** ગ. ૨, પરસ્મૈ., આજ્ઞાર્થ, એ. વ., જાણ; તું જાણજે. **अनिमिषः–न विद्यते निमिषः यस्य सः** (બ૦ વ્રી૦), જેને પલકારો નથી તે; માછલું. **सहितः–हितेन सह** (સહ૦ બ૦ વ્રી૦), હિતકારક.

(૫૨) **मत् परम्**–મારાથી મોટું. **अधिगम्यते–अधि+गम्** ગ. ૧., પરસ્મૈ.નું કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ, પ્રાપ્ત થતું નથી. મારાથી કોઈ મોટું નથી. **मोक्षिता–मोक्ष्** ગ. ૧, પરસ્મૈ., ગ. ૧૦, ઉભય.નું કર્મ. ભૂ. કૃ., છોડાયા. **बलात्**–બલાત્કારે કરીને.

(૫૩) **सदेवासुरमानुषाः–देवाश्च असुराश्च मानुषाश्च** (દ્વંદ્વ), **तैः सह** (સહ૦ બ૦ વ્રી૦), દેવ, અસુર અને મનુષ્યો સહિત. **स्रष्टव्याः–सृज्** ગ. ૬, પરસ્મૈ.નું વિધ્યર્થ કૃ., બ. વ., સરજવા જોઈએ.

(૫૪) **प्रतिभा**–માનસિક શક્તિ. **मत्प्रसादात्–मम प्रसादात्** (ષ૦ ત૦), મારી કૃપાથી. **प्रजासर्गे–प्रजानां सर्गे** (ષ૦ ત૦), પ્રજાના સર્જનમાં. **मोहं गमिष्यति**–મૂંઝાશે.

(૫૫) **अदर्शनं गतः**–અદૃશ્ય થઈ ગયો. **स्रष्टुकामः–स्रष्टुं कामः यस्य सः** (બ૦ વ્રી૦), સર્જન કરવાની જેની કામના છે તે.

(૫૬) **प्रमूढः– प्र+मुह्** ગ. ૪, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ. **प्रजासर्गे**–પ્રજાના સર્જનમાં. **तपः तेपे**–તપ તપવા લાગ્યો; **तप्** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., એ. વ. **स्रष्टुं–सृज्** ગ. ૬, પરસ્મૈ., હેત્વર્થ, સર્જન કરવાને. **प्रचक्रमे**-**प्र+क्रम्**નું પરોક્ષભૂત, આત્મને., ૩ પુ., એ. વ., આરંભ્યું.

(૫૭) **साक्षात्**–નજરેનજર પોતે. **यथावत्**–પહેલાં હતું તે પ્રમાણે. સરખાવો શ્રુતીવચન : **सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्.** **मात्स्यकम्–मत्स्यस्य इदं**–માછલાનું. **पुराणं**–પુરાતન આખ્યાન. **परिकीर्तितम्–परि+कृत्** ગ. ૧૦, ઉભય.નું કર્મ. ભૂ. કૃ., વખણાયેલું છે.

(૫૮) **आख्यातम्–आ+ख्या** ગ. ૨, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., કહેવામાં આવેલું છે. **सर्वपापहरं–सर्वाणि पापानि हरति** (ઉપ૦ ત૦), બધાં પાપોને હરી લેનાર. **शृणुयात्–श्रु** ગ. ૫, પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ., એ. વ., સાંભળે. **मनोः चरितम्**–મનનું ચરિત. **आदितः**–આરંભથી. **सर्वपूर्णार्थः–सर्वाः पूर्णाः अर्थाः यस्य सः** (બ૦ વ્રી૦) જેના બધા અર્થો પૂર્ણ થયા છે તે. **सर्वलोकम्**–બધા લોકને–જે લોક પોતે ઇચ્છે છે તેને તે પામી શકે છે. કદાચ **स्वर्गलोकम्** પાઠ હોવો સંભવિત છે. **इयात्**–**इ** ગ. ૨, પરસ્મૈ.નું વિધ્યર્થ, ૩ પુ., એ. વ., જાય.

૮

# મત્સ્યનું ઉપાખ્યાન

વૈશંપાયને કહ્યું :

૧. તે પછી પાંડુપુત્ર (યુધિષ્ઠિરે) માર્કંડેય મુનિ (શબ્દશઃ–(બ્રાહ્મણ)ને કહ્યું, તમે મને વૈવસ્ત મનુનું ચરિત્ર કહો.

માર્કંડેયે કહ્યું :

૨. હે મનુષ્યોમાં વ્યાઘ્રસમાન રાજા, બ્રહ્માના જેવી કાન્તિ-વાળો અને મહાપ્રતાપી મહર્ષિ એવો સૂર્યને પુત્ર થયો.

૩. તે મનુ સામર્થ્ય, તેજ, લક્ષ્મી અને વિશેષ કરીને તપથી પોતાના પિતા (સૂર્યથી) અને પિતામહથી (બ્રહ્માથી) પણ ચઢિયાતો થયો.

૪. હે રાજન્, તેણે વિશાળ બદરીકાશ્રમમાં જઈને ઊંચા હાથ રાખી, એક પગે ઊભા રહીને બહુ જ મોટું તીવ્ર તપ કરવા માંડ્યું.

૫. તે પછી તેણે નીચું મસ્તક રાખી અને પલકારા વિનાનાં નેત્રો રાખી દશ હજાર વર્ષ સુધી અતિઘોર તપશ્ચર્યા દૃઢ રીતે કરી.

૬. એક વખત ભીનું વલ્કલ અને (ભીની) જટા ધારણ કરીને તે તપ કરતા હતા, તે સમયે ચીરિણીને કાંઠે આવી એક માછલે કહ્યું કે :—

૭. હે શુભ રીતે વ્રતને રાખી રહેલા ભગવન્, હું એક ક્ષુદ્ર માછલું છું; અને બળવાન માછલાંથી મને ભય છે; માટે તમે મને તેઓનાથી બચાવવા યોગ્ય છો.

૮. કારણ કે બળવાન માછલાં દુર્બલ માછલાનું વિશેષ કરીને હંમેશાં ભક્ષણ કરે છે : આવી અમારી પુરાતન કાળની આજીવિકા નક્કી થયેલી છે.

૯ માટે વિશેષે કરીને મોટા ભયના ઓઘમાં ડૂબતો એવો હું—તેનું રક્ષણ કરવા માટે યોગ્ય છો. તમે ઉપકાર કરશો તો હું તેનો તમને બદલો વાળી આપીશ.

૧૦. વૈવસ્વત મનુ તે માછલાનું વચન સાંભળીને કૃપાથી વ્યાપ્ત બની ગયા અને તેમણે તે માછલાને પોતે હાથથી પકડી લીધું.

૧૧. પછી પાણીમાંથી બહાર લાવીને વૈવસ્વત મનુએ ચંદ્રનાં કિરણ સમાન ઉજ્જ્વલ માટીના પાત્રમાં તે માછલાને મૂક્યું.

૧૨. હે રાજન્, તે પરમ સત્કારને પામતો ત્યાં ઊછરવા લાગ્યો; અને મનુએ પણ પુત્રની પેઠે તેના પ્રત્યે વિશેષે કરીને ભાવ રાખ્યો (શબ્દશ: સ્વીકાર્યો).

૧૩. પછી લાંબો કાળ જતાં તે માછલું ઘણું મોટું થઈ ગયું જેથી કહેવાય છે કે, તે માટીના પાત્રમાં સમાઈ શક્યું નહિ.

૧૪. પછી માછલું મનુને જોઈ ફરી કહેવા લાગ્યું : "હે ભગવન્, આજે મને બીજું સારું સ્થાન મેળવી આપો."

૧૫. પછી તે ભગવાન મનુ તે માછલાને માટીના પાત્રમાંથી ઊંચકીને તે સમયે મોટી વાવમાં લઈ ગયા.

૧૬. હે શત્રુઓનાં નગરને જીતનાર, મનુએ પણ તેને તેમાં નાખ્યું; અને તે માછલું ઘણાં વર્ષ સુધી પછી ત્યાં વધવા લાગ્યું.

૧૭. હે કમળસમાન લોચનવાળા, બે યોજન લાંબી અને વળી એક યોજન પહોળી તે વાવ હતી; તેમાં એ માછલું ન સમાયું.

૧૮. હે કુંતીપુત્ર, પ્રજાના નાથ, તે માછલું વાવમાં હાલી-ચાલી (શક્યું નહિ; તેથી) પછી એ માછલું મનુને જોઈને ફરીથી બોલ્યું:

૧૯. હે ભગવન્, હે સાધુપુરુષ, સમુદ્રનાં પ્રિય પટરાણી ગંગામાં લેઈ જાઓ; હું તેમાં રહીશ; અથવા હે તાત, જેવી તમારી ઇચ્છા હશે (તેમ કરીશ.)

૨૦. ઈર્ષ્યા ન કરતા એવા મારે તમારી આજ્ઞામાં રહેવું જોઈએ; હે પાપરહિત, તમારા ઉપકારથી જ હું અત્યંત વૃદ્ધિ પામેલ છું.

૨૧. આ પ્રમાણે (એ માછલાએ) કહ્યું, એટલે જિતેન્દ્રિય તથા (સ્વધર્મથી) ભ્રષ્ટ ન થનારા ભગવાન મનુ પોતે તે માછલાને ગંગા નદી ઉપર લઈ ગયા અને ત્યાં નાખ્યું.

૨૨. હે શત્રુને દમનારા, ત્યાં તે માછલું કેટલાક સમયમાં વૃદ્ધિ પામ્યું; એટલે ફરીથી મનુને જોઈને તે માછલું વચન બોલ્યું:

૨૩. હે પ્રભુ, ઘણું મોટું હોવાને લીધે, ગંગામાં હું હાલી-ચાલી શકતું નથી; માટે, હે ભગવન્, કૃપા કરો અને મને જલદી સમુદ્રમાં લઈ જાઓ.

૨૪. પછી જાતે માછલાને ગંગાના પાણીમાંથી બહાર કાઢીને, હે કુન્તીપુત્ર, મનુ સમુદ્ર તરફ લઈ ગયો અને તેને ત્યાં નાખ્યું.

૨૫. બહુ મોટું થઈ ગયું હોવા છતાં પણ, તેને લઈ જતા મનુને માટે તે સમયે ઇચ્છા પ્રમાણે લઈ જઈ શકાય તેવું અને સ્પર્શે કરીને અને ગંધે કરીને સુખ આપનારું તે માછલું થતું.

૨૬. જ્યારે સમુદ્રમાં મનુએ તે માછલું નાખ્યું ત્યારે જાણે હસતું હોય તેમ મનુ પ્રત્યે બોલ્યું :

૨૭. "હે ભગવન્, તમે બહુ સારી રીતે (મારી) બધી રક્ષા કરી છે; હવે તમારે સમયને યોગ્ય કાર્ય કરવાનું છે તે મારી પાસેથી સાંભળો :

૨૮. હે ભગવન્, હે મહાભાગ, થોડા સમયમાં જ પૃથ્વી ઉપરનું આ સ્થાવર જંગમ બધુંય પ્રલયને પામશે.

૨૯. આ લોકોને માટે (પાપ) ધોવાનો સમય આવી લાગ્યો છે; માટે હું તમને જે તમારું સર્વોત્તમ હિત છે તે જણાવું છું.

૩૦. જંગમ તથા સ્થાવર (પદાર્થોમાં) જે હલનચલન કરે છે અને જે હલનચલન કરતા નથી—તે બધાયને માટે અત્યંત ભયંકર સમય આવી લાગ્યો છે.

૩૧. માટે તમારે દોરડું બાંધેલી મજબૂત નૌકા તૈયાર કરાવવી; તેમાં, હે મહામુનિ, તમારે સપ્તર્ષિ સાથે ચઢી જવું.

૩૨. વળી તમે તે નાવમાં પૂર્વે બ્રાહ્મણોએ જે જે બીજો કહેલાં છે તે સર્વ, ભાગ પાડીને સારી રીતે રક્ષણ કરીને, ચઢાવજો.

૩૩. હે મુનિઓના સમૂહને પ્રિય, પછી તમે નાવમાં રહી મારી વાટ જોજો; એટલે, હે તાપસ, હું શીંગડાવાળું રૂપ લઈને ત્યાં આવીશ; અને તે (રૂપ)થી જ મને ઓળખવો.

૩૪. આ પ્રમાણે જ તમારે તે કરવું; તમારી મેં રજા લીધી છે; હું જાઉં છું; તે વિશાળ પાણી મારા વિના તરવાં શક્ય નથી.

૩૫. હે વિભો, આ મારા વચન ઉપર વળી તમારે શંકા લાવવી નહિ;" એટલે તે (મનુ) એ માછલા પ્રત્યે બોલ્યો : "હું એ પ્રમાણે કરીશ."

૩૬. આ પ્રમાણે એકબીજાને રજા આપીને બન્નેય ગયા; પછી, હે મહારાજ, મત્સ્યે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે મનુ.

૩૭. સર્વ બીજોને લઈને, હે શત્રુઓને દમનાર, હે વીર, ઉત્તમ નૌકામાં મોટા તરંગોવાળા સમુદ્રમાં તરવા લાગ્યા.

૩૮. હે જગતના નાથ, પછી મનુ તે માછલાનું ચિંતન કરવા લાગ્યા; અને હે શત્રુનાં નગરો જીતનાર, તે ચિંતન કરેલું જાણીને એ માછલું,

૩૯. શીંગડાવાળું તે સમયે ત્યાં, હે ભરતોમાં શ્રેષ્ઠ, આવ્યું; હે મનુષ્યોમાં વ્યાઘ્રસમાન શ્રેષ્ઠ, પાણી ભરેલા સમુદ્રમાં તે માછલાને,

૪૦. કહ્યા પ્રમાણે રૂપ સહિત શીંગડાવાળું અને પર્વત જેવું ઊંચું જોઈને, તે મત્સ્યના માથા ઉપર દોરડાનો પાશ,

૪૧. હે મનુષ્યોમાં વ્યાઘ્રસમાન શ્રેષ્ઠ, તેના શીંગડા ઉપર મનુએ નાખ્યો. હે શત્રુઓના નગરોને જીતનાર, તે પાશથી બંધાયેલું માછલું,

૪૨-૪૩. મોટા વેગથી ખારા પાણીવાળા (સમુદ્રમાં) હે મનુષ્યોના નાથ, પાણીથી જાણે ગર્જતા, અને તરંગોથી જાણે નાચતા સમુદ્રને નૌકા વડે તેમને ઓળંગાવતું તે નૌકાને ખેંચવા લાગ્યું. તે મોટા સમુદ્રમાં પ્રચંડ પવનોથી ઝોલાં ખાતી તે નૌકા,

૪૪. મદોન્મત્ત બનેલી ચપળ સ્ત્રીની માફક, હે શત્રુઓનાં નગરને જીતનાર, ઘૂમવા લાગી. જમીન, દિશાઓ અને વિદિશાઓ પ્રકાશતી નહોતી.

૪૫. હે નરશ્રેષ્ઠ, પૃથ્વી અને આકાશ એ બધુંય જળમય થઈ ગયું; હે ભરતોમાં શ્રેષ્ઠ, આ પ્રમાણે વિશ્વ (જળ)થી ભરપૂર બની ગયું, ત્યારે,

૪૬. સપ્તર્ષિઓ, મનુ તેમજ માછલું ઘણાં વર્ષો સુધી આ પ્રમાણે દેખાવા લાગ્યાં; અને તે માછલું તે નાવને,

૪૭. હે રાજન્, તે પાણીના પૂરમાં આળસ કર્યા વિના ખેંચતું હતું. પછી હે ભરતોમાં શ્રેષ્ઠ, હિમાલયમાં જે મોટું શિખર હતું ત્યાં,

૪૮. હે કુરુરાજાના કુળના પુત્ર, પછી તે માછલું નૌકાને ખેંચી ગયું. પછી ધીમેધીમે હસતું તે માછલું તે ઋષિઓને તે સમયે કહેવા લાગ્યું:

૪૯–૫૦. "આ હિમાલયના શિખર ઉપર નાવને વિલંબ કર્યા વિના બાંધી દો;" હે ભરતોમાં શ્રેષ્ઠ, તે ઋષિઓએ તે નાવને જલદી મત્સ્યનું વચન સાંભળીને તે સમયે હિમાલયના શિખર ઉપર બાંધી દીધું. અને હિમાલયના તે શિખરનું 'નૌબંધન' એવું નામ,

૫૧. હે કુંતીપુત્ર, હે ભરતોમાં શ્રેષ્ઠ, હજુ સુધી પ્રખ્યાત છે. પછી તે સમયે તે હિતકર્તા માછલું (શબ્દશઃ-જેની આંખો પલકારા વિનાની છે તે) તે ઋષિઓ પ્રત્યે કહેવા લાગ્યું :

૫૨. "હું પ્રજાપતિ બ્રહ્મા છું મારાથી મોટું કોઈ પ્રાપ્ત થતું નથી; મત્સ્યના રૂપથી મેં આ ભયમાંથી તમને છોડાવ્યા છે.

૫૩. દેવ, અસુર, મનુષ્યો—એ બધી પ્રજાઓ, બધાં વિશ્વો—જે હલનચલન કરે છે, અને જે હલનચલન કરતું નથી તે બધાં મનુએ ઉત્પન્ન કરવાં.

૫૪. અને વળી તીવ્ર તપ કરીને શક્તિ તેને પ્રાપ્ત થશે; અને મારી કૃપાથી પ્રજાનું સર્જન કરવામાં મૂંઝાશે નહિ."

૫૫. આ પ્રમાણે વચન બોલીને, ક્ષણવારમાં, માછલું અદૃશ્ય થઈ ગયું; અને વળી વૈવસ્વત મનુ પોતે પ્રજાનું સર્જન કરવાની ઇચ્છાવાળો,

૫૬–૫૭. મૂંઝાઈ ગયો અને પછી મહાન તપ તપવા લાગ્યો; અને પછી મહાન તપ સહિત સાક્ષાત્ મનુએ હે ભરતોમાં શ્રેષ્ઠ, જે પ્રમાણે હતી તેમ જ બધી પ્રજાઓ સર્જવાનું આરંભ્યું.—
આ પ્રમાણે મેં તમને મત્સ્ય સંબંધી પુરાણી (કથા) કહી.

૫૮. બધાં પાપને હરી લેનાર આ આખ્યાન મેં કહ્યું છે. આ મનુના ચરિતને આરંભથી જે હંમેશાં સાંભળે, તે માણસ સુખી થઈ, સર્વ કામનાઓ પૂર્ણ કરી બધા લોકને (તેની ઇચ્છા હોય તે પ્રમાણે) પ્રાપ્ત કરે.

**— મહાભારત: વનપર્વ: અધ્યાય ૧૮૭**



## 8. The Narration of a Fish

Vaishampayana said:

1. Then the son of Pandu (Yudhisthira) said to wise Markandeya: " Narrate the life-story of Manu, the son of Vivasvat (i. e., the sun)."

Markandeya said:

2. O king, brave as a tiger among men, there was a great sage, the son of the sun, great in prowess and in lustre resembling (Brahman) the lord of creation.

3. Manu surpassed his own father (i. e., the sun) and grandfather (i. e., Brahman) by

his valour, lustre, splendour and especially by his austerities.

4. O king, with hands raised high and standing on one foot, he practised very great and arduous penance in the vast Badari–forest.

5. And also then he resolutely practised a terrible penance, for ten thousand years with head bent down and winkless eyes.

6. While he was once practising penance with his moist bark-garment and matted hair, a fish, having come on the bank of the river Chirini, said to him these words:

7. 'Divine Sir, I am an insignificant fish and I am in fear of the powerful fish; hence, you observing your vows well, deserve to protect me from them.

8. Because strong fish always devour particularly a weak fish; it is an eternal mode of life fixed for us.

9. Hence you deserve particularly to protect me who am sinking, from that great fear (lit., a heap of fear); I shall make you a return for your good turn.'

10. Manu, the son of Vivasvat, being overwhelmed by sympathy to hear the words of the fish, himself took him by his hand.

11. Bringing the fish on the brink of water, Manu the son of Vivasvat, put him in a jar which resembled in lustre the rays of the moon.

12. O king, being very well looked after the fish grew there; and Manu made him his own by (showing to him) affection particularly as to a son.

13. Then, after a long time, the fish grew so big that he could not, as is reported, contain in the jar.

14. Then the fish, on seeing Manu, verily spoke again: 'O Divine Sir; get for me to-day another good place.'

15. Then revered Manu, having brought him out of that jar, took him to a big well.

16. O conqueror of the cities of enemies, Manu cast him even there; then the fish again grew for a number of years.

17. The well was two yojanas long and one yojana broad; the fish, O lotus-eyed one, did not contain in that (well).

18. O lord of people, son of Kunta, the fish (was not able) to move about in the well; the fish, then on seeing Manu, again spoke to him:

19. 'O venerable good sir, carry me to the Ganges, the dear crowned queen of the sea;

I shall dwell there: or, O dear one, do as you think.

20. Because without showing spite, I should remain under your order; because O sinless one, by your good turn, I have grown so big.'

21. Being so spoken, the self-restrained Manu, who had not fallen (from his duty), carried the fish to the Ganges; and himself threw him there.

22. O you who hold your enemies in check, the fish grew there for some time; then again, the fish on seeing Manu spoke these words:

23. 'O lord, on account of my big size, I am not able to move about in the Ganges; take me quickly to the ocean; O venerable sir, do me a favour.'

24. Having taken out the fish himself from the water of the Ganges, Manu took him to sea; and, O son of Pritha, threw him there.

25. Even though the fish was very big, for Manu, (who was) carrying him at that time, he was such as would be carried at will and pleasing to touch and smell.

26. When that fish was cast in the sea by Manu, he (i. e., the fish), as if smiling, spoke to him these words:

27. 'O venerable sir, you have particularly rendered me all protection; listen to me about the work for which the time has arrived and which you should do.

28. O respectable sir of great fortune, all these earthly objects, moveable and immoveable will go to annihilation within a short period.

29. For people, the time for washing (their sins) has come about; hence do I rouse you to that which is your unparalleled good.

30. For those that move and those that are stable, for those that are sentient and for those that are not sentient,—for all of them, this very terrible time has arrived.

31. O great sage, you should get ready a strong boat with a rope; and therein you should get with seven sages.

32. You should take in that boat all seeds, as described by Brahmanas before, well-protected in their (separate) divisions.

33. O you dear to a number of sages, getting into the boat, you should wait for me; I, with a horn, shall come there; and by that, O, ascetic, you should know (me).

34. In this way you should arrange; you are asked permission by me; I go. It is not possible to cross those vast waters without me.

35. O powerful one, these words of mine should not be doubted by you." He replied to him, "I shall do so."

36. Having granted permission to each other, they went away according to their desire; then, O great king, as instructed by the fish, Manu,

37. Having taken all seeds crossed, O brave one who hold enemies in check, the ocean with big waves with a good boat.

38. "O lord of earth, Manu thought about that fish; and O conqueror of enemies' towns, having known the thinking, the fish,

39–41. with a horn, came there quickly at that time, O the best of Bharatas. O best of men, having beheld in the watery sea, the horned fish, high like a mountain with a form as was said, Manu, O best of men, put a noose of a rope on the horn on the head of that fish. O conqueror of enemies' towns, being tied by that rope, the fish,

42–43: taking them by the boat accross the sea, dancing as it were by waves and roaring as it were by water, dragged the boat in great speed, O lord of men, in salt water. In that great ocean, that boat, agitated by great winds,

44. whirled about like an intoxicated active woman, O conqueror of enemies' towns. Neither earth, nor directions nor sub-directions appeared bright.

45. O best among men, the earth, the sky and all were inundated with water. O best of the Bharatas, when at that time all the universe was thus submerged,

46–47. the seven sages, Manu and the fish (alone) appeared. The fish, however, for a number of years, dragged without laziness the boat in the huge mass of water, O king. Then O best of Bharatas, to the peak of the Himalaya, which was high,

48. the fish dragged then the boat. Then the fish, smiling slowly, said to those sages,

49–50. " Tie your boat to this peak of the Himalayas without tarrying long." O best of Bharatas, the sages having heard the words of the fish, tied the boat quickly to the peak of the Himalayas. And that is the high peak of the Himalayas by name–' Naubandhana, '

51. even now well-known, O son of Kunta; know this, O best of Bharatas. Then the winkless (fish) with a beneficial intention, said to those sages :

52. "I am Brahma, the lord of created things; none is obtained beyond me. In the form of a fish, I have protected you from this great fear.

53. Manu should create all peoples consisting of gods, demons and men, all the worlds and everything that moves and that does not move.

54. He will attain mental strength by strong penance; and by my favour he will not get dull in the creation of progeny."

55. Having said these words, the fish disappeared within a moment; and Manu, the son of Vivasvat, himself desirous of creating,

56–57. felt dull in the creation of progeny; then he practised great penance. Accompanied with great penance, Manu, then began himself to create, O best of the Bharatas, all progeny as it existed before. This is well-known as the ancient story of a fish.

58. I have narrated to you this story—that can remove all sin. He who may hear this life-story of Manu from the beginning, may become a happy man with all his objects fulfilled. That man may attain any world.

—**Mahabharata: Vanaparvan: Chapter 187.**



**Questions :**

I Write explanatory notes on :

वैवस्वतः मनुः; यच्चेङ्गं यश्च नेङ्गति; सप्तर्षयः; महत्यः आपः; नौबन्धनम्; अनिमिषः; मात्स्यकं पुराणम्; बदर्याम्; अच्युत.

II (a) Illustrate the uses of : नी (to lead); हि; सार्धम्.

(b) Change the voice of the following :

(1) मनुर्वैवस्वतोऽगृह्णात्तं मत्स्यं पाणिना स्वयम् ।

(2) एवमुक्तो मनुर्मत्स्यमनयद्भगवान्वशी ।

(3) अदृश्यन्त सप्तर्षयो मनुर्मत्स्यस्तथैव च ।

III (a) Dissolve the following compounds :

चन्द्रांशुसदृशप्रभे; यथेष्टहार्यः; यथाकामम्; भरतर्षभ; मनुजव्याघ्र; भरतसत्तम; अरिंदम; प्रजापतिसमद्युतिः; ऊर्ध्वबाहुः; अनिमिषैः.

(b) Recognise the following forms :

तपस्यन्तम्; स्वीकरोत; अनसूयता; कारयितव्या; अनुज्ञाप्य; चकाशिरे; इयात्; विद्धि; बध्नीत; मोक्षिता; प्रचक्रमे; न्यवेशयत्; चकर्ष.

IV Translate the following into Sanskrit :

(1) That is fixed for us as the eternal mode of livelihood. (2) He could not containin a well two leagues long and one league broad. (3) He put the noose of a cord on the head of a fish. (4) He dragged the boat with a great speed. (5) He swam the ocean with a fine boat.

## ૯

# दुःखमतो वनम् ।

## [ તેથી વન દુઃખમય છે ]

**પ્રાસ્તાવિક:** આ પાઠ આદિકવિ વાલ્મીકિના 'રામાયણ'-માંથી લેવામાં આવ્યો છે. 'રામાયણ' અને 'મહાભારત' એ આર્યાવર્તનાં મુખ્ય મહાકાવ્યો—epics છે. 'રામાયણ'માં આર્યનીતિની સ્થિરતા માલમ પડે છે; જ્યારે 'મહાભારત'માં આર્યનીતિનાં તત્ત્વો જુદાંજુદાં કર્યા વિનાનાં માલમ પડે છે. તે તત્ત્વોનો સમન્વય થઈ એક માર્ગનો નિર્ણય અને પ્રતિપાદન 'મહાભારત'માં નથી. સુઘટિત મહાકાવ્ય તરીકે 'રામાયણ' અગ્ર-સ્થાને છે; જ્યારે 'મહાભારત' સુઘટિત કાવ્ય કરતાં આર્ય સંસ્કૃતિના મહાસાગર તરીકે વધારે સારી રીતે ઓળખાવી શકાય. 'રામાયણ'ના રચયિતા વાલ્મીકિ આથી જ આદિકવિ તરીકે ઓળખાય છે. તેમનું કાવ્ય કરુણાની લાગણીમાંથી સ્ફુર્યું છે—તે આપણે ક્રૌંચયુગલમાંથી નરપંખીને મારનાર પારધિ અને વાલ્મીકિની કરુણા ઉપરની વાર્તામાંથી સમજી શકીએ છીએ.

'રામાયણ' સાત કાંડમાં વિભક્ત થયેલો ગ્રંથ છે. તેમાં ૨૪,૦૦૦ શ્લોકો છે, તેમાંના બીજા અયોધ્યાકાંડના અધ્યાય ૨૮મા-માંથી આ શ્લોકો લેવામાં આવેલા છે. સીતાજી વનમાં આવવા તૈયાર થાય છે, રામ સીતાજીને ન આવવા માટે જણાવે છે, અને વન શા માટે દુઃખમય છે તે જુદીજુદી રીતે આ પાઠના શ્લોકોમાં બતાવે છે.

(૧) અન્વય—**स धर्मज्ञः धर्मवत्सलः [रामः] वने दुःखानि चिन्तयन् [वनं] नेतुं बुद्धिं न कुरुते । धर्मं जानाति** (ઉપ૦ ત૦), ધર્મને જાણનાર. **धर्मवत्सलः–धर्मस्य वत्सलः**

(સ૦ત૦), ધર્મ તરફ પ્રેમ રાખનારો. **न नेतुं बुद्धिं कुरुते**–લઈ જવાની ઇચ્છા કરતા નથી. **चिन्तयन्**–ધારીને.

(૨) **सान्त्वयित्वा**–આશ્વાસન આપીને; **सान्त्व्** ગ. ૧૦, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ. **बाष्पपर्याकुलेक्षणाम्–बाष्पैः पर्याकुले ईक्षणे यस्याः ताम्** (બ૦ વ્રી૦), આંસુથી જેનાં નેત્રો તરબોળ બન્યાં છે તે. **निवर्तनार्थे**–પાછા ફેરવવા માટે **धर्मः आत्मा यस्य सः** (બ૦ વ્રી૦), ધર્મ એ જ જેનો આત્મા છે તે. **एतद् वाक्यम् उवाच**–આ વાક્ય બોલ્યા. **ह**–અર્થ વિનાનો નિપાત.

(૩) **महाकुलीना**–મોટા કુળમાં ઉત્પન્ન થયેલી. **धर्मे निरता**–ધર્મમાં મશગૂલ; **नि+रम्** ગ. ૧, આત્મને., કર્મ. ભૂ. કૃ. **आचरस्व–आ+चर्** ગ. ૧, પરસ્મૈ., હોવા છતાં આત્મને. આજ્ઞાર્થ, ૨ પુ, એ. વ., આચરણ કર. **यथा मे मनसः सुखं [स्यात्]**–જેથી મારા મનને સુખ થાય.

(૪) **वक्ष्याभि–वच्** ગ. ૨, પરસ્મૈ., સામાન્યભૂ., ૧ પુ., એ. વ., હું બોલું. **त्वया कार्यम्**–તારે કરવું જોઈએ. **कृ**નું વિધ્યર્થ કૃ. **अबले**–હે અબલા. **न विद्यते बलं यस्यः सा** (બ૦ વ્રી૦), **अबला**નું સંબોધન એ વ., હે કોમળ સ્ત્રી. **दोषाः**–મુશ્કેલીઓ. **तान् वदतः मे निबोध**–તેને બોલતા એવા મને સમજ; **वद्**નું વર્ત. કૃ. **वदत्**નું ષષ્ઠી એ. વ; **नि+बुध्** ગ. ૧, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., સમજ.

(૫) **विमुच्यताम्–वि+मुच्** ગ. ૪, પરસ્મૈ., કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ, એ. વ., છોડાવી જોઈએ. **वनवासकृता–वनवासाय कृता** (ચ૦ ત૦), વનવાસ માટે કરેલી. **मतिः**–નિશ્ચય. **बहुदोषम्–बहवः दोषाः यस्मिन् तत्** (બ૦ વ્રી૦), જેમાં બહુ મુશ્કેલીઓ છે તેવું. **कान्तारम्**–જેમાં ન ઓળંગી શકાય તેવા માર્ગો છે તે. સરખાવોઃ '**कान्तारं वर्त्म दुर्गमम्**' (અમર).

આ પંક્તિમાં **वनम्** અને **कान्तारम्** એ બન્નેય 'અરણ્ય' અર્થના શબ્દો છે; એટલે અર્થસાધના માટે **कान्तारम्**નો જુદો જ અર્થ કાઢવો ઘટે છે. એક ટીકાકારને મતેઃ **कान्तारं दुस्साध्यमार्गम्।** એટલે 'વિકટ માર્ગવાળું" એ અર્થ થાય છે તે અર્થ અહીં લીધો છે. **अभिधीयते–अभि+धा** ગ. ૩, ઉભય, કર્મ. ૩ પુ., એ વ., વ. કા., કહેવાય છે.

(૬) **हितबुद्ध्या–हितस्य बुद्ध्या** (૫૦ ત૦), હિતના વિચારથી. **सुखम्**–સુખદાયક. **जानामि–ज्ञा** ગ. ૯, પરસ્મૈ., ૧ પુ., એ. વ., વ. કા., હું જાણું છું. **दुःखम् एव**–દુઃખ-દાયક જ.

(૭) **गिरिनिर्झरसंभूताः–गिरीणां निर्झरेभ्यः संभूता** (પં૦ત૦), પર્વતના ઝરાઓમાંથી ઉત્પન્ન થયેલા; ગિરિના ઝરાઓના અવાજે સહિત બહાર આવેલા. **गिरिकन्दरवासिनाम्–गिरीणां कन्दरेषु निवसन्ति तेषाम्**–પર્વતની ગુફાઓમાં વસતા. **निनदाः**–ગર્જનાઓ. **श्रोतुं दुःखाः**–સાંભળવી દુઃખદાયક.

(૮) **क्रीडमानाः–क्रीड्** ગ. ૧, આત્મને., વ. કૃ., ક્રીડા કરતા. **विस्रब्धाः–वि+श्रंभ्** ગ. ૧, આત્મને.નું કર્મણિ ભૂ. કૃ., **विश्रब्ध** અને **विस्रब्धः**, કોઈ પણ પ્રકારના ડર વિનાના; વિશ્વાસથી. **मत्ताः**–મદોન્મત્ત. **महामृगः–महान्तः मृगाः** (કર્મ૦), મોટાં પ્રાણીઓ. **दृष्ट्वा**–(મનુષ્યને) જોઈને. **समभिवर्तन्ते–सम्+अभि+वृत्** ગ. ૧, આત્મને, વ. કા., ૩ પુ., બ. વ., હુમલો કરવા સામાં થાય છે.

(૯) **सग्राहाः–ग्राहैः सह** (સહ૦ બ૦વ્રી૦), મગરો સહિત. **पङ्कवत्यः**–કાદવવાળી; **पङ्क+वत्+**સ્ત્રીલિંગ–**ई**–નું પ્રથમા બ. વ., **सुदुस्तरा–सुतरां दुःखेन तीर्यते**–બહુ દુઃખથી જે ઓળંગી શકાય છે તે. **मत्तैः अपि गजैः**–મદોન્મત્ત હાથીઓથી પણ.

(૧૦) **लताकंटकसंकीर्णाः-लताभिः कण्टकैश्च संकीर्णाः** (તૃ૦ ત૦), લતાઓ અને કાંટાઓથી છવાયેલી. **कृकवाकूपनादिताः-कृकवाकुभिः उपनादिताः**-કાચંડાઓથી અવાજવાળા બનેલા; **उप+नद्** ગ. ૧, પરસ્મૈ.ના પ્રેરકનું કર્મ. ભૂ. કૃ., ધ્વનિત કરાયેલા. **निरपाः-निर्गताः आपः येभ्यस्ते** (બ૦વ્રી૦), જ્યાંથી પાણી જતાં રહ્યાં છે તે. **सुदुर्गाः-दुःखेन गम्यते इति दुर्गम्** (ઉપ૦ ત૦); **सुतरां दुर्गाः**-બહુ મુશ્કેલીએ જઈ શકાય તેવા.

(૧૧) **स्वयंभग्नासु**-પોતાની મેળે ખરેલાં **भञ्ज्** ગ. ૭., પરસ્મૈ.નું કર્મ ભૂ. કૃ., **भग्न**; ખરી રીતે 'પર્ણ'નું આ વિશેષણ હોઈ શકે, પણ 'શય્યા'ને તે વિશેષણ લગાડેલું છે. **पर्णशय्यासु-पर्णानां शय्यासु** (ષ૦ ત૦), પાંદડાંની પથારીઓમાં. **सुप्यते-स्वप्** ગ. ૨., પરસ્મૈ., કર્મણિ, વ. કા., ૩ પુ., એ. વ., સુવાય છે. **भूतले**-જમીનના તળ ઉપર; **भुवः तले** (ષ૦ ત૦). **श्रमखिन्नेन**-શ્રમને લીધે થાકી ગયેલા. **श्रमेण खिन्नेन** (તૃ૦ત૦). **दुःखतरं**-બહુ દુ:ખને આપનાર; **तर**-તુલનાદર્શક પ્રત્યય.

(૧૨) **अहोरात्रम्-अहनि च रात्रौ च** (અવ્યયી૦), દિવસ અને રાત. **नियतात्मना- नियतः आत्मा यस्य तेन** (બ૦ વ્રી૦), **नि+यम्** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., સંયમી; જેનો આત્મા સંયમી છે તે; સંયમી ચિત્તવાળાએ. **वृक्षावपतितैः-वृक्षेभ्यः अवपतितैः** (પં૦ત૦), વૃક્ષો ઉપરથી પડેલાં. **फलैः संतोषः कर्तव्यः**-ફળોથી સંતોષ કરવો જોઈએ.

(૧૩) **यथाप्राणेन-प्राणाननतिक्रम्य** (અવ્યયી૦), શક્તિ પ્રમાણે. **मैथिलि-**હે મિથિલાના રાજાની કુંવરી. **जटाभारः-जटानां भारः** (ષ૦ ત૦), જટાનો ભાર. **वल्कलानि एव अम्बराणि** (કર્મ૦), **वल्कलाम्बराणि धारयति तेन** (ઉપ૦ત૦), છાલનાં વસ્ત્રો ધારણ કરતા.

(૧૪) **देवतानां**–યજ્ઞો વગેરે કરીને દેવો તરફનું કર્તવ્ય; **पितॄणाम्**– પિંડદાન કરીને પિતૃઓ તરફનું કર્તવ્ય; અને આવેલ અતિથિઓ તરફ ગૃહસ્થાશ્રમને છાજતા **અતિથિસત્કારનું** કર્તવ્ય. **विधिपूर्वकम्– विधिः पूर्वः यस्मिन् कर्मणि यथा स्यात् तथा,** યોગ્ય વિધિ પ્રમાણે; શાસ્ત્રમાં નક્કી કરેલી વિધિ પ્રમાણે. **प्रतिपूजनम्**–પૂજા, સત્કાર.

(૧૫) **त्रिः अभिषेकः कार्यः**–ત્રણ વાર સ્નાન કરવું જોઈએ: સવારે, મધ્યાહ્ને અને સાયંકાળે. **काले काले**–એના નક્કી થયેલા સમયે. **नित्यशः**–હંમેશાં. **नियमेन चरता**–વ્રતથી આચાર પાળતા; **चर्**નું વ.કૃ., તૃતીયા એ. વ., પુલ્લિંગ.

(૧૬) **उपहारः**–ભેટ, અંજલિ. **स्वयम् आहृतैः कुसुमैः**– જાતે આણેલાં ફૂલોથી. **आर्षेण विधिना**–ઋષિને યોગ્ય વિધિથી; **ऋषेः इदम् आर्षम्**, વનમાં પૂજનનો જે પ્રકાર છે તે પ્રકારથી. **वेद्यां**–યજ્ઞની વેદી ઉપર.

(૧૭) **यथालब्धेन**–જે મળ્યું તેનાથી. **यताहारैः–यतः आहारः यैः तैः**, જેમણે પોતાના આહાર ઉપર કાબૂ મેળવ્યો છે. **वने चरन्ति इति वनचराः, तैः**–વનમાં રહેનારાઓએ.

(૧૮) **अतीव**–અત્યંત. **बुभुक्षा**–ભૂખ; ખાવાની ઇચ્છા; **भुज्** ગ. ૩, આત્મને.નું ઇચ્છાદર્શક નામ, **बुभुक्षा**. **महान्ति भयानि**–મોટાં ભયો.

(૧૯) **सरीसृपाः–सरन्तः सर्पन्ति,** સાપો; સાપની જાતનાં પ્રાણીઓ. **बहूनि रूपाणि येषां ते** (બ૦ વ્રી૦), જેનાં બહુ પ્રકારનાં રૂપો છે તે. **पृथिव्यां दर्पात् चरन्ति**–જમીન ઉપર ગર્વથી ફરે છે, કોઈનોય ડર રાખ્યા વિના ફરે છે.

(૨૦) **नदीनिलयनाः–नद्यः एव निलयनं येषां ते** (બ૦વ્રી૦), નદીઓ એ જ જેમનું રહેઠાણ છે તે. **नदीकुटिल-गामिनः–नद्यः इव कुटिलं गच्छन्ति ते** (ઉપ૦ ત૦), નદીની

માફક જ જે વાંકાચૂકા જાય છે. **पन्थानं आवृत्य तिष्ठन्ति**–માર્ગને રોકીને ઊભા રહે છે; **आ+वृ** ગ. ૫, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., ઢાંકીને, રોકીને.

(૨૧) **पतङ्गाः**–પતંગિયાં અથવા તીડ. **वृश्चिकाः**–વીંછીઓ. **कीटाः**–કીડાઓ. **दंशाः**–ડાંસો. **मशकैः**–મચ્છરો સહિત. **बाधन्ते**–પીડા આપે છે.

(૨૨) **कण्टकिनः द्रुमाः**–કાંટાળાં ઝાડો. **कुशकाशाः**–**कुशाश्च काशाश्च** (દ્વંદ્વ), દર્ભ અને બરુઓ. **भामिनि–हे** તેજસ્વી સ્ત્રી. **व्याकुलशाखाग्राः**-**व्याकुलाः शाखानां अग्राः येषां तेषाम्**-(બ૦ વ્રી૦), જેની ડાળીઓના આગલા ભાગ પીડા આપે તેવા છે. કુશ અને બરુને શાખાઓ હોતી નથી; એકલાં ઝાડ (દ્રુમોને) હોય છે; તેને હિસાબે કુશ અને બરુના સંબંધમાં 'પાન' અર્થની યોજના કરવાની.

(૨૩) **कायक्लेशाः**–**कायानां क्लेशाः** (પ૦ ત૦), દેહનાં કષ્ટ; તપનિયમાદિ કાર્યોને લીધે. **विविधानि भयानि**–જુદાજુદા પ્રકારનાં ભયો. **अरण्यवासे वसतः**–અરણ્યવાસમાં વસતા.

(૨૪) **क्रोधश्च लोभश्च** (દ્વંદ્વ). ક્રોધ અને લોભ. **विमोक्तव्यौ** –**वि+मुच्** ગ. ૬, પરસ્મૈ.નું વિધ્યર્થ., પ્રથમા દ્વિવચન, છોડવા જોઈએ. **तपसे मतिः कर्तव्या**–તપ માટે નિશ્ચય કરવો જોઈએ. **भेतव्यम्–भी** ગ. ૩, પરસ્મૈ.નું વિધ્યર્થ કૃદંત, બીવું જોઈએ. **भेतव्ये**–બીવા યોગ્ય કારણ આવતાં.

(૨૫) **अलं** ની સાથે સંબંધક. ભૂ. કૃ., નો ઉપયોગ: વનમાં જવાથી બસ. **तव क्षमम्**–તારે માટે યોગ્ય. **विमृशन्**–**वि+मृश्** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., પ્રથમા એ. વ., વિચાર કરતાં. **बहुदोषकरम्–बहून् दोषान् करोति** (ઉપ૦ત૦), જે બહુ સંકટ લાવનાર છે તે.

૯

# તેથી વન દુઃખમય છે

૧. વનનાં દુઃખોનો વિચાર કરતા, ધર્મને જાણનાર તથા ધર્મમાં પ્રેમ રાખનાર, તે (રામ) આ પ્રમાણે બોલતી સીતાને વનમાં લઈ જવાને મતિ કરતા નથી.

૨. આંસુને લીધે જેની આંખો ભરપૂર થઈ ગઈ છે એવી તેને ફરીથી સાન્ત્વન આપી પાછા ફરવા માટે ધર્મ એ જ જેનો આત્મા છે (એવા રામ) આ વચન બોલ્યા :

૩. "હે સીતા, તું ઉત્તમ કુલમાં જન્મેલી છે; અને હંમેશાં ધર્મમાં જ તત્પર છે; અહીં જ તું ધર્મનું આચરણ કર જેથી મારા મનને સુખ થાય.

૪. હે સીતા, જેમ હું તને કહું તેમ, હે અબલા, તારે કરવું જોઈએ; વનમાં ઘણાં કષ્ટ હોય છે; તે (કષ્ટો)ને કહેતા મને (તું) સમજ.

૫. હે સીતા, વનવાસ માટે કરેલા આ નિશ્ચયને તું ત્યજી દે; કારણ કે બહુ કષ્ટવાળું, ન પ્રવેશી શકાય તેવા માર્ગવાળું વન હોય છે—એમ (બુદ્ધિવાળા માણસોથી) કહેવાય છે.

૬. ખરેખર આ વચન હું હિતબુદ્ધિથી કહું છું; હું જાણું છું (તે પ્રમાણે વન) સદા સુખદાયી નથી; હંમેશાં જ વન દુઃખ આપનારું છે.

૭. પર્વતના ઝરાઓ(ના અવાજ સાથે) ઊઠતી પર્વતની ગુફાઓમાં વસતા સિંહોની ગર્જના સાંભળવી દુઃખકારક છે: તેથી વન દુઃખમય છે.

૮. હે સીતા, નિર્જન (વન)માં નિઃશંક બની ક્રીડા કરતાં મોટાં પ્રાણીઓ (મનુષ્યને) જોઈને સામાં ધસી આવે છે: તેથી વન દુઃખમય છે.

૯. મગરોયુક્ત, કાદવવાળી નદીઓ મહોન્મત્ત હાથીઓથી પણ ઓળંગવી સહેલી હોતી નથી; તેથી વન અત્યંત દુઃખમય હોય છે.

૧૦. ડાખળાં અને કાંટાઓથી ભરપૂર અને કાચંડાઓના તીક્ષ્ણ શબ્દોવાળા, પાણી વિનાના એને ઓળંગવા અત્યંત મુશ્કેલ એવા (વનના) માર્ગો છે: તેથી વન દુઃખમય છે.

૧૧. પોતાની મેળે ખરી પડેલાં પાંદડાંની પથારીમાં રાત્રે જમીનના તળ ઉપર શ્રમથી થાકી ગયેલા (માણસથી) સુવાય છે: તેથી વન બહુ દુઃખદાયક છે.

૧૨. દિવસ અને રાત મન ઉપર કાબૂ રાખી (માણસે) વૃક્ષ ઉપરથી પડેલાં ફળથી સંતોષ કરવો જોઈએ: હે સીતા, તેથી વન દુઃખમય છે.

૧૩. હે મૈથિલિ, શક્તિ પ્રમાણે વલ્કલનાં વસ્ત્ર ધારણ કરતા (માણસે) (વનવાસમાં) ઉપવાસ કરવો જોઈએ; અને જટાનો ભાર (ધારણ) કરવો જોઈએ.

૧૪. વિધિપૂર્વક દેવતાઓ, પિતૃઓ અને આવેલા અતિથિઓની હંમેશાં પૂજા કરવી જોઈએ.

૧૫. હંમેશાં નક્કી કરેલા વખતે, નિયમપૂર્વક આચાર પાળતા (માણસે) ત્રણ વાર સ્નાન કરવું જોઈએ: તેથી વન અત્યંત દુઃખમય છે.

૧૬. ઋષિઓને યોગ્ય વિધિથી વેદી ઉપર, હે બાલા, પોતાની જાતે આણેલાં ફૂલોથી ઉપહાર કરવો જોઈએ.

૧૭. હે મૈથિલિ, આહાર ઉપર સંયમ રાખી વનમાં ફરતા (માણસોએ) જે મળે તેનાથી સંતોષ કરવો જોઈએ. તેથી વન અત્યંત દુઃખદાયક છે.

૧૮. હંમેશાં પવનો, અંધારું, ભૂખ અને મોટા ભયો અહીં અત્યંત હોય છેઃ તેથી વન બહુ દુઃખમય છે.

૧૯. હે ભામિની, અનેક રૂપનાં, બહુ સરકતાં પાણીઓ ગર્વથી જમીન ઉપર ફર્યા કરે છે.

૨૦. નદીની અંદર જેમનો વાસ છે અને નદીની માફક વાંકાચૂકા જનારા સાપો માર્ગ રૂંધીને ઊભા રહે છે: તેથી વન અતિ દુઃખમય છે.

૨૧. તીડ, વીંછી, કીડા અને મચ્છરો સહિત ડાંસો, હે અબલા, હંમેશાં દુઃખ આપે છે: તેથી વન અત્યંત દુઃખમય છે.

૨૨. હે ભામિનિ, કાંટાળાં ઝાડ, દાભ અને બરુની ડાળીઓની (તથા પાંદડાંની) અણીઓ વનમાં દુઃખમય છે.

૨૩. વનવાસમાં રહેતા (મનુષ્યના) શરીરને બહુ દુઃખો પડે છે, અને જાતજાતના ભયો આવે છે: તેથી જ ખરેખર વન દુઃખમય છે.

૨૪. ક્રોધ અને લોભ છોડવા જોઈએ; તપ માટે નિશ્ચય કરવો જોઈએ; બીક લાગે એવું હોય ત્યાં બીવું જોઈએ નહિ; એથી વન દુઃખમય છે.

૨૫. માટે તું વનમાં જવાનું રહેવા દે; કારણકે વન તારે માટે યોગ્ય નથી; આ બાબતમાં વિચાર કરતાં હું જોઉં છું કે વન બહુ દુઃખમય છે."

—વાલ્મીકિરામાયણ : અયોધ્યાકાંડ : સર્ગ : ૨૮



## 9. Hence the Forest is full of Troubles

1. Contemplating on the miseries in the forest, he, who knew religion and who was devoted to religious duties, does not make up his mind to take Sita, speaking like this, (to the forest.)

2. Having again consoled her whose eyes 'ere perturbed by tears, he, whose mind was ent on religion, spoke these words for asking er to remain behind.

3. O Sita, you belong to a very noble ımily and are devoted always to religion; you ractise religion here so as to bring happiness ɔ my mind

4. O tender Sita, you should do just as I ɜll you; for there are many troubles in the ɔrest; know them from me speaking to you.

5. O Sita, abandon this idea conceived for residence in the forest; for it is said that the ɔrest is full of many troubles and impassable 'ays.

6. These words are uttered by me, ɜrtainly, with an idea to your benefit; always know the forest to be not full of happiness; lways the forest is full of misery.

7. The roars of lions, residing in the ollows of mountains, arising (with the sounds f) mountain torrents, are painful to hear; hence ıe forest is full of troubles.

8. Having observed (a living being), the ig beasts, maddened with pride and sporting onfidently, rush forth, O Sita, to attack; hence he forest is full of troubles.

9. And the rivers full of mud and crocodiles are even difficult to be crossed even by intoxicated elephants; hence the forest is very much full of troubles.

10. The ways, spread over by thorns and creepers and made full of noise by chameleons are without water and impassable obstacles: hence the forest is full of troubles.

11. A person, fatigued by exhaustion, has to sleep on beds formed by leaves fallen of their own accord on the ground during nights: hence the forest is very much full of troubles.

12. O Sita, one has to remain satisfied–keeping oneself controlled, by fruits fallen from trees: hence the forest is full of troubles.

13. Putting on the dress of bark-garments, one has to make fasts according to one's capacity and also has to keep the burden of the matted hair on head.

14. And according to proper rites one has always to offer worship to gods, manes and guests who have arrived there.

15. By one practising vows, every proper time, the bath should be taken thrice; hence the forest is very much full of troubles.

16. On the altar, the offering has to be made by the rites proper for ascetics by flowers

brought by oneself; O girl, hence is the forest full of troubles.

17. O the daughter of the King of Mithila, those, moving about the forests with food controlled have always to be satisfied with whatever is obtained; hence the forest is full of troubles.

18. Here (—in the forest—) the winds, darkness, hunger and great fears are abundant: hence the forest is very much full of troubles.

19. Many reptiles of varied forms, O lady, move proudly on the earth: hence the forest is very much full of troubles.

20. The serpents, who have their residence in rivers and who move in the same zigzag fashion as rivers do, stand covering the path: hence the forest is very much full of troubles.

21. Locusts, scorpians, worms, gnats, along with mosquitoes always, O tender lady, give troubles: hence the forest is very much full of troubles.

22. O lady, the thorny trees, the Kusha grass and reeds have the tips of their branches (and leaves) always painful: hence the forest is very much full of miseries.

23. To one dwelling in the forest there are many troubles to the body and fears of various kinds: hence the forest is full of troubles.

24. Anger and greed should be eschewed; the mind should be fixed on austerities; one has always not to fear when the cause of fear arises; hence the forest is full of troubles.

25. Have done, therefore, with going to the forest; for the forest is not proper for you. Deliberating in this case, I perceive the forest as one bringing numerous troubles.

— **Valmiki's Ramayana : Ayodhyakanda : Chapter XXVIII.**



**Questions :**

I Recognise the following forms :

**ब्रुवतीम्; वक्ष्यामि; अभीधियते; बुभुक्षा; विमोक्तव्यौ; भेतव्यम्; विमृशन्; कार्यः.**

II Dissolve the following compounds :

**बाष्पपर्याकुलेक्षणम्; सग्राहाः; नदीनिलयनाः; व्याकुल-शाखाग्राः; बहुदोषकरं; धर्मज्ञः; अहोरात्रम्; क्रोधलोभौ; निरपाः; सुदुर्गाः; बहुदोषम्.**

III Translate the following sentences into Sanskrit :

(1) You should do just as I tell you. (2) I tell you this for your own good. (3) It is terrible to hear the roars of lions dwelling in the caves of mountains. (4) One has to be satisfied by fruits fallen from trees. (5) One has to make an offering of flowers brought by one's own hands on the altar.

## ૧૦

# सिद्धार्थस्य (बुद्धस्य) राजभवनादभिनिष्क्रमणम् ।

## [ સિદ્ધાર્થ (બુદ્ધ)નું રાજમહેલમાંથી ચાલી નીકળવું ]

**પ્રાસ્તાવિક :** આ પાઠ અશ્વઘોષના 'બુદ્ધચરિત'ના પાંચમા સર્ગમાંથી લેવામાં આવેલો છે. અશ્વઘોષ કનિષ્કના વખતમાં થઈ ગયો. કનિષ્ક—શક મહારાજા—ઈ. સ. ૭૮ માં પેશાવરમાં રાજ્ય કરતો હતો; અને તેનો તે આચાર્ય હતો. બૌદ્ધ સંઘની આચાર્ય પરંપરામાં તે બારમો હતો. તેના પૂર્વજીવનમાં તે બ્રાહ્મણ હતો અને પાછળથી વસુમિત્રના ઉપદેશથી બૌદ્ધધર્મ તેણે સ્વીકાર્યો હતો. તેની વિદ્વત્તા અને વિચારશીલતાને લીધે તેણે બૌદ્ધધર્મમાં આગેવાનીભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. પાંચમા સૈકામાં આ કાવ્યનું ચીની ભાષામાં ભાષાંતર થયેલું મળે છે; ચીની ભાષાંતર પ્રમાણે તેમાં ૨૮ સર્ગ હોવા જોઈએ; પરંતુ અત્યારે આપણી સમક્ષ ફક્ત ૧૭ સર્ગનું જ કાવ્ય છે. અશ્વઘોષના કાવ્યમાં કવિત્વ છે, મહાકાવ્યની સામાન્ય રૂઢિ પ્રમાણે કેટલાંક વર્ણનો પણ સુંદર રીતે આપેલાં માલમ પડે છે; પરંતુ તેની શૈલી કાલિદાસની શૈલી માફક સરળ અને પ્રાસાદિક નથી. વ્યાકરણનાં અનેક રૂપો તેમાં માલમ પડે છે; અને અજાણ્યા શબ્દોના પ્રયોગો પણ આ કાવ્યને કેટલે સ્થળે સમજવું મુશ્કેલ બનાવે છે.

'બુદ્ધચરિત'માં ગૌતમબુદ્ધનું જીવન આલેખવામાં આવ્યું છે. અત્રે જે વાર્તા મૂકવામાં આવી છે તે ગૌતમબુદ્ધ કેવી રીતે મહેલમાંથી ચાલી નીકળે છે તે સંબંધી છે. તેના ૨૧ શ્લોકો નીચે પ્રમાણે વર્ણવે છે :

**સાર:** શ્લોક ૧ : સિદ્ધાર્થ જાગી નીચે ઊતરી છંદકને બોલાવે છે.

શ્લોક ૨–૫: છંદકને જગાડી 'કંથક' નામે ઘોડો લાવવા જણાવે છે: અને સિદ્ધાર્થ પોતાનો નિશ્ચય છંદકને જણાવે છે. છંદક ઘોડો લાવે છે.

શ્લોક ૬–૮: ઘોડાનું વર્ણન: ઘોડાને સિદ્ધાર્થ ભેટે છે.

શ્લોક ૯–૧૨: સિદ્ધાર્થ ઘોડાને ઉપદેશ આપે છે; અને પોતાને નગર બહાર લઈ જવાની આજ્ઞા કરે છે.

શ્લોક ૧૩–૧૮: ઘોડો તેમને નગર બહાર લઈ જાય છે; અને સિદ્ધાર્થ નગર બહાર જતા રહે છે.

શ્લોક ૧૯–૨૦: દેવો તે જાણી આનંદ પામે છે.

શ્લોક ૨૧: ઘોડો અનેક યોજન દૂર ચાલ્યો જાય છે.

(૧) અન્વય: **अथ ताः शयिताः युवतीः विगर्हमाणः स हर्म्यपृष्ठात् अवततार; ततः अवतीर्य च [सः] निर्विशङ्कः प्रथमं गृहकक्ष्यां विनिर्जगाम ।**

**शयिताः–शी** ગ. ૨, આત્મને., કર્મ. ભૂ. કૃ. **शयित**, દ્વિતીયા બ. વ., સ્ત્રીલિંગ. **युवतीः**–યુવાન સ્ત્રીઓને. **विगर्हमाणः**–**वि+गर्ह्** ગ. ૧, આત્મને., વ. કૃ., પ્રથમા એ. વ., પુલ્લિંગ., તિરસ્કારતો; તિરસ્કાર કરતો. **हर्म्यपृष्ठात्–हर्म्यस्य पृष्ठात्** (ષ૦ત૦), મહેલના ઉપરના ભાગ ઉપરથી; '**हर्म्यादिर्धनिनां वासः**' (અમર૦). **अवततार–अव+तॄ** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., ઊતર્યો. **ततः**–ત્યાંથી. **अवतीर्य–अव+तॄ**નું સંબંધક ભૂ. કૃ. **निर्विशङ्कः–विशेषा चासौ शङ्का च** (કર્મ૦), **निर्गता विशङ्का यस्य सः** (બ૦વ્રી૦), જેને કાંઈ પણ શંકા રહી નથી એવો તે. **प्रथमम्**–પહેલાં. **गृहकक्ष्यां–गृहस्य कक्ष्याम्** (ષ૦ત૦), ઘરના આગલા ભાગની બાજુમાં નોકરોને માટે રાખવામાં આવેલી ઓરડી. **विनिर्जगाम–वि+निस्+गम्** ગ. ૧, પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., ગયો.

(૨) અન્વય : **सः तुरगानुचरं छंदकं बोधयित्वा इत्थं उवाच–जविनं कंथकं त्वरावान् हयं [त्वम्] आनय इतः मे अमृतं प्राप्तुं यियासा इति ॥**

**तुरगानुचरं–तुरेण गच्छति** (ઉપ૦ ત૦), **अनुचरति इति** (ઉપ૦ ત૦); **तुरगस्य अनुचरः** (ષ૦ત૦), **तम्**–ઘોડા સાચવનાર નોકરને. **बोधयित्वा–बुध्** ગ. ૧, પરસ્મૈ., પ્રેરક **बोधयति**નું સંબંધક કૃદંત, જગાડીને. **इत्थम्**–આ પ્રમાણે. **कंथकम्**–સિદ્ધાર્થને જે ઘોડો લઈ જવાનો હતો તેનું નામ. **त्वरावान्–त्वरा+suffix वत्** (**त्वरा वर्तते अस्य**), ત્વરાવાળો, ઉતાવળ કરીને. **इतः**–અહીંથી; **इदम्** સર્વનામને '**पंचम्यास्तसिल्**' પ્રમાણે **तः** લાગવાથી. **जविनम्–जव+इन्** તદ્ધિત, ઝડપી; ત્વરિત ગતિવાળો. **हयम्**–ઘોડાને. **अमृतम्**–અમરતા. સરખાવો: **मुक्तिः कैवल्यनिर्वाणश्रेयो निःश्रेयसामृतम् । मोक्षोऽपवर्गः** (અમર૦). **यियासा–यातुमिच्छा, या** ગ. ૨, પરસ્મૈ. ઉપરથી ઇચ્છાદર્શક નામ : જવાની ઇચ્છા.

(૩) અન્વય–**अद्य मम हृदि या तुष्टिः जाता यया च मतौ व्यवसायः निविष्टः [यथा च] विजने अपि च नाथवान् अस्मि; [तथा] ध्रुवम् यः अर्थः इष्टः सः अभिमुखः [वर्तते]।**

**तुष्टिः**–સંતોષ. **हृदि–हृद्** નપું., સપ્તમી એ. વ., હૃદયમાં. **जाता–जन्** ગ. ૪, આત્મને., કર્મ. ભૂ. કૃ., ઉત્પન્ન થઈ છે. **तया**–તે (સંતોષ)થી. **मतौ–मति** સ્ત્રી., સપ્તમી. એ. વ., બુદ્ધિમાં; મનમાં. **व्यवसायः**–નિશ્ચય **निविष्टः–नि+विश्** ગ. ૬, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., દાખલ થયો છે. **विजने–विगताः जनाः यस्मात् तत्** (બ૦ વ્રી૦), **तस्मिन्**; અથવા તો **विज्यते जनैः तत्**–માણસો જેનાથી પીડા પામે છે, એટલે એકાંત પ્રદેશ. **नाथवान्**–જેને સ્વામી છે તે. **यः अर्थः मे इष्टः**–જે અર્થ (=પ્રાપ્ત કરવાનો વિષય) મને પ્રિય છે તે. **स ध्रुवम् अभिमुखः**

**वर्तते**–તે ખરેખર જ સામે છે. **अभिगतं मुखं यस्मिन् स** (બ૦ વ્રી૦) મુખની સામે.

(૪) અન્વય–**यथा युवत्यः मत्प्रमुखे ह्रियं च संनतिं च हित्वा एव शयिताः यथा कपाटे स्वयं एव विवृते [तथा] नियतं असौ अद्य मम यातुं कालः [वर्तते]।**

**यथा**–જેથી; જે કારણને લીધે. સરખાવો Apte's Guide § 297(૩) **मत्प्रमुखे–मम प्रमुखे** (ષ૦ ત૦), મારી સામે. **ह्रियम्–ह्री** સ્ત્રી., દ્વિતીયા એ. વ., લાજ, શરમ. **संनतिम्–सं+नम्** ગ. ૧, પરસ્મૈ., ઉપરથી **ति** પ્રત્યય લગાડી બનેલું ભાવવાચકનામ, નમસ્કાર; આદર. **हित्वा–हा** ગ. ૩, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ., ત્યજીને. **कपाटे च स्वयं विवृते** (સતિસપ્તમી)–બારણાનાં પાટિયાં પોતાની મેળે જ ઊઘડી ગયેલાં છે. **कपाट**–બારણાનાં પાટિયાં (shutters); **वि+वृ** ગ. ૫, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., ઊઘડી ગયેલાં. **नियतं**–ખરેખર જ. **यातुं**–જવાને માટે.

(૫) અન્વય: **ततः नरेन्द्रशासनस्य विदितार्थः आज्ञां परिगृह्य परेण मनसि चोद्यमानः इव तुरगस्य आनयने मतिं चकार।**

**नरेन्द्रस्य शासनस्य** (ષ૦ ત૦), રાજાના હુકમ. **विदितः अर्थः येन सः** (બ૦ વ્રી૦), જે ઇરાદો સમજ્યો છે તે; જે હેતુ સમજ્યો છે. **नरेन्द्रशासनस्य**, **अर्थ**ની સાથે **सापेक्षत्वेऽपि गमकत्वात्समासः**ની દૃષ્ટિએ સાપેક્ષ સમાસ છે. **भर्तुः आज्ञाम्**–પોતાના સ્વામી (સિદ્ધાર્થ રાજકુમાર)ની આજ્ઞા. **परिगृह्य–परि–ग्रह्** ગ. ૯, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., સ્વીકારીને. **परेण मनसि चोद्यमानः**–કોઈ પરમતત્ત્વથી મનમાં પ્રેરાતો. **परेण**–પરમતત્ત્વથી. **चोद्यमानः–चुद्** ગ. ૧૦, ઉભય.નું કર્મણિ. વ. કૃ., **चोद्यमानः**, પ્રેરાતો. **तुरगस्य आनयने**–ઘોડાને લાવવા માટે. **मतिं चकार**–નિશ્ચય કર્યો.

(૬) અન્વય–**अथ सः हेमखलीनपूर्णवक्त्रं लघुशय्या-**

स्तरणोपगूढपृष्ठं बलसत्त्वजवत्वरोपपन्नं तं वराश्वं भर्त्रे उपनिनाय ॥

हेम...वक्त्रं–हेम्नः खलीनेन पूर्णं वक्त्रं यस्य तम् (બ०વ્રી०), સોનાની લગામના (મોંમાં રાખવાના) છેડાથી (ચોકડાથી) જેનું મોં ભરેલું છે. लघु...पृष्ठम्–शय्यायै आस्तरणम् (ચ० ત०), लघु च तत् शय्यास्तरणं च (કર્મ०), लघुशय्यास्तरणेन उपगूढं पृष्ठं यस्य तम् (બ० વ્રી०), જેની પીઠ પથારીની ઝીણી ચાદરથી ઢાંકવામાં આવી હતી. बल...पपन्नम्–बलं च सत्त्वं च जवः च त्वरा च (દ્વન્દ્વ), ताभिः उपपन्नं–બળ, શક્તિ, ચપળતા અને વેગથી યુક્ત. वराश्वम्–वरश्चासावश्वश्च (કર્મ०), तम्–સુંદર ઘોડાને. भर्त्रे પોતાના સ્વામી માટે. ચતુર્થી એ. વ., भर्तृ પુ. उपनिनाय–उप+आ+नी ગ. ૧, પરસ્મૈ.નું પરોક્ષભૂત., ૩ પુ. એ. વ., લાવ્યો.

(૭–૮) અન્વય—ध्वजिनीमध्यं प्रवेष्टुकामः इव स विशालवक्षाः प्रततत्रिकपुच्छमूलपार्ष्णिं निभृतह्रस्वतनूजपुच्छकर्णम् विनतोन्नतपृष्ठकुक्षिपार्श्वम् विपुलप्रोथललाटकट्युरस्कं तं [कंथकं] उपगुह्य कमलाभेन करेण सान्त्वयन् मधुरया गिरया शशास ॥

ध्वजिनीमध्यं–ध्वजिनाः मध्यम (ष० त०). સેનાના મધ્યભાગમાં. प्रवेष्टुकामः–હેત્વર્થ કૃદંત काम અને मनः સાથે જોડાતાં, તેનો છેલ્લો म् ઊડી જાય છે. प्रवेष्टुं कामः यस्य सः (બ० વ્રી०), પ્રવેશ કરવાની જેની ઇચ્છા છે તે. विशालवक्षाः–विशालं वक्षः यस्य सः (બ० વ્રી०), જેની છાતી વિશાળ છે તે. प्रतत . . . पार्ष्णिम्–त्रिकं पृष्ठमूलं च पार्ष्णिश्च (દ્વન્દ્વ) प्रततः त्रिक . . . पार्ष्णि च यस्य तम् (બ०વ્રી०), જેની કરોડ, પૂછડાનો છેડો અને પગની ઘૂંટી લાંબાં છે તે. विनतो . . . र्श्वम्–विनतं च उन्नते च (દ્વન્દ્વ), विनतोन्नतानि पृष्ठं कुक्षेः पार्श्वे च यस्य तम् (બ० વ્રી०), જેની પીઠ નમેલી અને પેટની

બે બાજુ ઊંચી છે તે. **त्रिक. . . पार्ष्णिम्** એ સમાહારદ્વંદ્વ સમાસ છે, કારણ કે અત્રે શરીરના અવયવો એકસાથે મૂકવામાં આવ્યા છે; એટલે પાણિની II. iii-2. **द्वंद्वश्च प्राणि तूर्यसेनांगानाम्।** નિયમને આધારે સમાહારદ્વંદ્વ થાય. **त्रिक**–કરોડ; '**पृष्ठवंशाधरे त्रिकम्**' (અમર૦). **पार्ष्णि**–ખરી રીતે ઘૂંટી નીચેનો ભાગ. સરખાવો: અમર—"**तद्ग्रंथी घुटिके गुल्फौ पुमान् पार्ष्णिः तयोरधः**" પગની પાનીનો ભાગ ઘૂંટી નીચે હોય છે તે પાર્ષ્ણિ કહેવાય. **निभृत . . . कर्णम्–निभृताश्च ह्रस्वाश्च तनूजाः च पृष्ठं च कर्णौ च यस्य तम्** (બ૦ વ્રી૦), જેના વાળ, પીઠ અને કાન ઘાટીલા અને ટૂંકા છે તે. **तनूजाः . . . कर्णौ च** (સમાહારદ્વંદ્વ). **निभृताः**–સુંદર ઘાટીલા. **ह्रस्व**–ટૂંકા. **तनूज–तन्वाः जायते** (ઉપ૦ ત૦), શરીરમાંથી થાય તે વાળ; **तनूज**નો રૂઢ અર્થ 'પુત્ર' થાય. પરંતુ **तनुरुह्** એટલે 'વાળ'ની સમાનતાથી **तनूज**નો અર્થ 'વાળ' એમ કવિએ યોજ્યો છે. **विपुल . . . ऽचुरस्कम्–विपुलाः प्रोथं च ललाटं च कटिः च उरः च यस्य सः** (બ૦ વ્રી૦), જેનું નાક, કપાળ, કેડ, અને છાતી વિશાળ છે તે. **प्रोथ**–ઘોડાનાં નસકોરાં. '**प्रोथोऽस्त्री हयघोणायाम्**' (અમર૦). **उप+गुह्** ગ. ૧, ઉભય. સંબંધક ભૂ. કૃ., **उपगुह्य**–ભેટીને. **कमलाभेन–कमलस्य इव आभा यस्य तेन** (બ૦ વ્રી૦), કમળ જેવું જેનું સૌન્દર્ય છે તેવા. **मधुराक्षरया–मधुराणि अक्षराणि यस्याः सा** (બ૦ વ્રી૦), **तया**–જેના મધુર અક્ષરો છે તે. **गिरा–गिर्** સ્ત્રીલિંગ, તૃતીયા એ. વ., વાણીથી. **शशास–शास्** ગ. ૨, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., એ. વ., આજ્ઞા કરી.

(૯) અન્વય–**त्वां अभिरुह्य पार्थिवेन बहुशः किल शत्रवः निरस्ताः; तुरगश्रेष्ठ, यथावत् अहमपि परममृतं लभेय तत्कुरुष्व ॥**

**अभिरुह्य**–ચઢીને; **अभि+रुह्** ગ. ૧, પરસ્મૈ., સંબંધક ભૂતકૃદંત. **पार्थिवेन–पृथिव्याः ईश्वरः पार्थिवः**–પૃથ્વીનો નાથ; રાજા. **बहुशः**–ઘણી વાર. **शत्रवः**–શત્રુઓ. **निरस्ताः–निस्+अस्** ગ. ૪, પરસ્મૈ., કર્મણિ ભૂ. કૃ., હરાવ્યા હતા; નાશ પમાડ્યા હતા. **तुरगश्रेष्ठ–तुरगेषु–तुरगाणां वा श्रेष्ठ** (સપ્તમી કે ષષ્ઠી ત૦), ઘોડાઓમાં શ્રેષ્ઠ; **प्रशस्य**નું શ્રેષ્ઠતાદર્શક રૂપ (superlative degree) **श्रेष्ठ. यथावत्**–(અવ્યય) બરોબર રીતે. **लभेय–लभ्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ, ૧ પુ., એ. વ, હું મેળવું. **कुरुष्व–कृ** ગ. ૮, આત્મને., આજ્ઞાર્થ., ૨ પુ., એ. વ., કર.

(૧૦) અન્વય–**संयुगे विषयावाप्तिसुखे धनार्जने वा सहायाः सुलभाः खलु; धर्मसंश्रये वा आपदि पतितस्य पुरुषस्य वा सहायाः तु दुर्लभाः ।**

**संयुगे**–યુદ્ધમાં. '**संप्रहाराभिसंपातकलिसंस्फोटसंयुगाः**' (અમર૦). **विषयेभ्यः अवाप्तं सुखम्** (કર્મ૦), **तस्मिन्**, વિષયથી પ્રાપ્ત થયેલા સુખમાં; ઇંદ્રિયોના ભોગના વિષયો. **धनस्य अर्जने** (ષ૦ત૦), ધન પેદા કરવામાં. **सहायाः**–મદદ કરનારા. **सुखेन लभ्यन्ते–इति सुलभाः**–સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે એવા. **धर्मस्य संश्रये** (ષ૦ ત૦), ધર્મનો આશ્રય લેવામાં. **आपदि पतितस्य**–સંકટમાં પડેલા. **दुःखेन लभ्यन्ते–इति दुर्लभाः**–મુશ્કેલીએ પ્રાપ્ત થાય એવા.

(૧૧) અન્વય–**इह च कलुषे कर्मणि धर्मसंश्रये वा ये जनाः यथा सहायाः भवन्ति ते अपि नियतं तदंशभाजः [इति] मे अन्तरात्मा अवगच्छति ।**

**इह**–આ જગતમાં. **कर्मणि**–કાર્યમાં; **कलुषे**નું વિશેષ્ય. **कलुषे**–પાપયુક્ત (વિશેષણ). **धर्मसंश्रये**–ધર્મનો આશ્રય લેવામાં; ધર્મની બાબતમાં. **तदंशभाजः–तस्य अंशः** (ષ૦ ત૦), **तदंशं भजते**, 'તે ધર્મમાં ભાગ લેનાર';

**तदंशभाज्**નું પ્રથમા બ. વ. **अन्तरात्मा**–અંતરાત્મા. **अवगच्छति**–જાણે છે.

(૧૨) અન્વય–**तत् मम इतः इदं निर्याणं धर्मयुक्तं जगद्धिताय [इति] परिगम्य हे तुरगोत्तम आत्महिते जगद्धिते च वेगविक्रमाभ्याम् प्रयतस्व ॥**

**इतः**–અહીંથી. **निर्याणम्**–પ્રયાણ. **धर्मेण युक्तम्** (તૃ૦ ત૦), ધર્મથી યુક્ત. **जगतः हिताय** (ષ૦ ત૦), જગતના હિતને માટે; **परि+गम्** ગ. ૧, પરસ્મૈ., નું સંબંધક ભૂ. કૃ., જાણીને. **आत्महिते** અને **जगद्धिते**–પોતાનું હિત અને જગતનું હિત જાણીને; કર્મને સપ્તમીમાં મૂક્યું છે. જુઓ Apte's Guide § 92. જે નિમિત્તને માટે કાંઈ કરવામાં આવ્યું હોય તેને સૂચવતો શબ્દ સપ્તમીમાં મુકાય છે. અહીં '**आत्महित**' અને '**जगद्धित**'ને માટે યત્ન કરવામાં આવ્યો છે; માટે તે શબ્દોને સાતમી વિભક્તિમાં મૂકવામાં આવ્યા છે. **वेगविक्रमाभ्याम्**–**वेगश्च विक्रमश्च** (દ્વં૦) **ताभ्याम्**–વેગ અને પરાક્રમથી.

(૧૩) અન્વય–**इति वनं यियासुः नृवरः सुहृदं इव सितं तुरगवरं कृत्ये अनुशिष्य असितगतिद्युतिः वपुष्मान् [तं] आरुरोह–रविः शारदं अभ्रं इव ।**

**यियासुः**–**या** ગ. ૨, પરસ્મૈ.નું ઇચ્છાદર્શક વિશેષણ, જવાની ઇચ્છાવાળો. **यातुमिच्छुः । नृणां नृषु वा वरः** (ષ૦ કે સ૦ ત૦) મનુષ્યોમાં શ્રેષ્ઠ. **सुहृदम् इव**–મિત્રની માફક. **सितम्**–સફેદ, ધોળા. **तुरगवरं**–ઉત્તમ ઘોડા. **कृत्ये**–કાર્યમાં. **अनुशिष्य**–**अनु+शास्** ગ. ૨, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., ઉપદેશ આપીને. **असितगतिद्युतिः–असिता (=कृष्णा) गतिः यस्य सः–असितगतिः**, અગ્નિ. સરખાવો: **कृष्णवर्त्मन्**–'અગ્નિ'. **असितगतेः इव द्युतिः यस्य सः** (બ૦ વ્રી૦), અગ્નિના જેવું જેનું તેજ છે તે. **वपुष्मान्**–સુંદર શરીરવાળો. **आरुरोह–आ+रुह्**નું પરોક્ષ-

ભૂત., ૩ પુ., એ. વ., ચઢ્યો. **शारदम्–शरदि भवम्**–શરદ્‌ઋતુનું. **अभ्रम्**–વાદળું; મેઘ.

(૧૪) અન્વય–**अथ सः सदश्वः निशीथचण्डं परिजन-बोधकरं ध्वनिं परिहरन् विगतहनुरवः प्रशान्तहेषः चकित-विमुक्तपदक्रमः जगाम.**

**सन् चासौ अश्वश्च** (કર્મ૦), સારો ઘોડો. **निशीथे चण्डः** (સ૦ ત૦), રાત્રિને ભયંકર. **करोति इति करः । परिजनानां बोधस्य करः** (ષ૦ ત૦), નોકરોને જગાડનાર. **ध्वनिं**–અવાજને. **परिहरन्**–ત્યજીને; **परि+हृ** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., પ્રથમા એ. વ., પુલ્લિંગ. **विगतः हनोः रवः यस्य सः** (બ૦ વ્રી૦), જેના જડબાનો અવાજ જતો રહ્યો હતો તે. **हनु**નો ખરો અર્થ 'દાઢી' થાય, પણ પૂર્વાપરસંબંધને અંગે તેનો અર્થ 'જડબું' કરવો જોઈએ. **प्रशांतहेषः–प्रशांता हेषा यस्य सः** (બ૦ વ્રી૦), જેનો અવાજ અત્યંત શાંત થયો છે તે. **चकितविमुक्त-पदक्रमः–चकितं विमुक्ताः पदानां क्रमाः येन सः** (બ૦ વ્રી૦), જેણે ચકિત કરે તેવી રીતે છૂટાં પગલાં આગળ ભરવા માંડયાં હતાં. **जगाम–गम्**નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., ગયો.

(૧૫) અન્વય–**ततः च अवनततनवः यक्षाः कमलानि प्रविध्य अस्य [अश्वस्य] खुरान् कनकवलयभूषितप्रकोष्ठैः कमलनिभैः चकितगतैः कराग्रैः दधिरे।**

**अवनताः तनवः येषां ते** (બ૦વ્રી૦), જેમનાં શરીર નમેલાં છે તેવા. **प्रविध्य–प्र+व्यध्** ગ. ૪, પરસ્મૈ., વીંધવું–એટલે 'નાખવું' **चकितं** ં**त यस्य तैः** (બ૦વ્રી૦), જેની ગતિ ત્વરિત છે તેવા. **कनकस्य वलयैः भूषितः प्रकोष्ठः यस्य सः** (બ૦વ્રી૦), સુવર્ણનાં કડાંથી જેનો કાંડા ઉપરનો હાથનો ભાગ ભૂષિત થયો હતો તેવા. **कमलैः निभैः** (તૃ૦ત૦), અથવા **वा कमलानां निभैः** (ષ૦ત૦), કમળ જેવા. '**कराणाम् अग्राणि**

(ષ૦ત૦), **तैः**, હાથના આગલા ભાગોથી. **दधिरे–धा** ગ. ૩, ઉભય., પરોક્ષભૂ., ૩ પુ., બ. વ., પકડવા લાગ્યા. ટેક્સ્ટમાં, **कमलानिव** પાઠ વ્યાકરણદૃષ્ટિએ બરોબર નથી: **कमलानि च** એ પાઠ જ યોગ્ય છે.

(૧૬) અન્વય–**गुरुपरिघकपाटसंवृताः याः पुरः प्रतोल्यः द्विरदैः अपि सुखं न अपाव्रियन्ते ताः नृपसुते व्रजति सति गतस्वनाः स्वयं विवृताः अभवन् ॥**

**गुरवः परिघाः येषां तानि** (બ૦વ્રી૦), **गुरुपरिघाणि कपाटानि** (કર્મ૦), **गुरुपरिघकपाटैः संवृताः** (તૃ૦ત૦), મોટી ભોગળોવાળાં બારણાંથી બિડાયેલી. **पुरः**-નગરની; **पुर्** સ્ત્રીલિંગ, ષષ્ઠી એ. વ., નગરની. **प्रतोल्यः**–મુખ્ય રસ્તા; સરખાવો '**रथ्या प्रतोली विशिखा**' (અમર). **द्विरदैः–द्वौ रदौ (=दन्तौ) येषां तैः** (બ૦વ્રી૦), જેના બે દાંત છે તે હાથીઓ. **सुखं**–સહેલાઈથી. **अपाव्रियन्ते–अप+आ+वृ** ગ. ૫, પરસ્મૈ.નું કર્મણિ વ. કા., ૩ પુ., બ. વ., ઉઘાડાય છે. **व्रजति नृपसुते**–રાજાનો પુત્ર જતો હતો ત્યારે. **नृपस्य सुतः** (ષ૦ત૦), **तस्मिन्, व्रज्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., **व्रजत्** સપ્તમી એ. વ., પુલ્લિંગ, **व्रजति**–સતિસપ્તમીનો પ્રયોગ. **गतस्वनाः–गतानि स्वनानि येषां ते** (બ૦વ્રી૦), જેનો અવાજ જતો રહ્યો છે તે. **विवृताः–वि+वृ** ગ. ૫., પરસ્મૈ., કર્મણિ, ભૂ. કૃ., ઉઘાડેલી.

(૧૭) અન્વય—**अभिमुखं पितरं बालं सुतं अनुरक्तं जनं अनुत्तमां च लक्ष्मीम् च अपहाय कृतमतिः निर्व्यपेक्षः सः ततः पितृनगरात् निर्जगाम ॥**

**अभिगतं मुखं यस्य तम्**–(બ૦વ્રી૦), સામે મુખ કરી રહેલા; એટલે સ્નેહાળ. **अनुरक्तम्–अनु+रञ्ज्** ગ. ૧, ૪, ઉભય.નું કર્મણિ. ભૂ. કૃ., પ્રેમાળ; આસક્ત થયેલી. **अनुत्तमां–नास्ति उत्तमा यस्याः सा** (બ૦ વ્રી૦), **ताम्**, જેની સરખામણી ન

થઈ શકે તેવી. **अपहाय–अप+हा** ગ. ૩, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ., ત્યજીને. **कृता मतिः येन सः** (બ૦ વ્રી૦), જેણે નિશ્ચય કર્યો છે તે. **निर्गता व्यपेक्षा यस्य सः**, જેની અપેક્ષા—વાસના જતી રહી છે તે. **ततः** ત્યાંથી. **पितुः नगरात्** (ષ૦ત૦), પિતાના નગરમાંથી. **निर्जगाम्–निस्+गम**નું પરોક્ષભૂત., ૩ પુ., એ. વ., બહાર ગયો.

(૧૮) અન્વયઃ—**अथ विमलपंकजायताक्षः सः पुरं अवलोक्य सिंहनादं ननाद–[यत्] जननमरणयोः अदृष्टपारः [सन्] अहं कपिलाह्वयं पुरं न प्रवेष्टा।**

**विगतं मलं यस्मात्** (બ૦વ્રી૦), **विमलं पंकजं** (કર્મ૦), [**पङ्कात् जायते** (ઉપ૦ ત૦) **पंकज** (નપું.) કમળ], **विमलपङ्कजे इव आयते अक्षिणी यस्य सः** (બ૦ વ્રી૦), જેનાં નેત્રો સ્વચ્છ કમળ જેવાં દીર્ઘ છે તે. **पुरम् अवलोक्य**–નગરને (કપિલવસ્તુને) જોઈને. **सिंहनादं ननाद**–સિંહનાદ જેવી ગર્જના કરી. **जननं च मरणं च** (દ્વંદ્વ) **तयोः**–જન્મ અને મરણનો. **न दृष्टः पारः येन सः** (બ૦વ્રી૦), જેણે છેડો જોયો નથી તે. **कपिलात् आह्वयः यस्याः ताम्** (બ૦ વ્રી૦), **पुरम्**, 'કપિલ' ઉપરથી પડેલા નામના નગરમાં. **प्रवेष्टा–प्र+विश्** ને **तृ** પ્રત્યય લગાડી કરેલું નામ, પ્રવેશનાર.

(૧૯) અન્વય–**इति तस्य वचनं विशम्य द्रविणपतेः परिषद्गणाः ननंदुः प्रमुदितमनसः च देवसंघाः अस्मै व्यवसितपारणम् आशशंसिरे।**

**वि+शम्** ગ. ૪, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., સાંભળીને. **द्रविणपतेः–द्रविणस्य पतेः** (ષ૦ ત૦), દ્રવ્યનો નાથ, કુબેર. **परितः सीदन्ति** (ઉપ૦ ત૦), **परिषदः गणाः**–સભાના સેવકો, **ननन्दुः–नन्द्** ગ. ૧, પરસ્મૈ., પરોક્ષભૂ., ૩ પુ., બ. વ., આનંદ કરવા લાગ્યા. **प्रमुदितानि मनांसि येषाम्** (બ૦ વ્રી૦), **ते**– જેમનાં મન આનંદિત થયાં છે. **देवसंघाः–देवानां संघाः**

(ષ૦ ત૦), દેવોના સમૂહો. **तस्मै**–તેને; **आ+शंस्** એ કર્મ લે છે; તેનું ગૌણ કર્મ ચોથી વિભક્તિમાં અહીં મૂકયું છે. **व्यवसित-पारणम्–व्यवसितस्य पारणम्** (ષ૦ ત૦), **वि+अव+सो** ગ. ૪, પરસ્મૈ., નિશ્ચય કરવો, તેનું કર્મ. ભૂ. કૃ. **व्यवसित**–નામ તરીકે 'નિશ્ચય'; **पारणम्–पारयति इति**, પાર ઉતારવું તે. **आशशंसिरे–आ+शंस्** ગ. ૧, આત્મને., 'આશા રાખવી' પરોક્ષભૂત., ૩ પુ., બ. વ.

(૨૦) અન્વય–**अन्ये दिवौकसः हुतवहवपुषः अस्य व्यवसितं दुष्करमिति विदित्वा घनविवरप्रसृतैः इन्दुपादैः तुहिने पथि प्रकाशं अकृषत।**

**द्यौः ओकः येषां ते** (બ૦ વ્રી૦), **दिवौकसः**– સ્વર્ગ જેનું રહેઠાણ છે તે; દેવો; **हुतवहवपुषः–हुतं वहति** (ઉપ૦ ત૦), **हुतवहस्य वपुः इव वपुः यस्य सः** (બ૦ વ્રી૦), **ते**, અગ્નિના જેવું જેનું શરીર છે તે. **अस्य व्यवसितं दुष्करम्**–જેનો નિશ્ચય બર આવવો મુશ્કેલ છે તે. **विदित्वा**–જાણીને; **विद्** ગ. ૨, પરસ્મૈ., સંબંધક ભૂ. કૃ. **घनानां विवराणि** (ષ૦ ત૦), **तेभ्यः प्रसृतैः** (પં૦ ત૦), વાદળાંના ખુલ્લા ભાગોમાંથી પ્રસરેલાં. **इन्दोः पादैः** (ષ૦ ત૦), ચંદ્રનાં કિરણો વડે. **तुहिने पथि**–ઝાકળવાળા માર્ગમાં; ઠંડા માર્ગમાં. **अकृषत–कृ** ગ. ૬., પરસ્મૈ.નું કર્મણિ અદ્યતનભૂત., ૩ પુ, એ. વ., વેર્યો.

(૨૧) અન્વય–**हरितुरगतुरङ्गवत्तुरङ्गः सः मनसि चोद्यमानः इव विचरन् [सन्] अरुणपरुषतारं अंतरिक्षं पवनः इव योजनानि जगाम।**

**हरिः तुरगः यस्य सः** (બ૦ વ્રી૦), જેનો ઘોડો હરિ છે તે ઇન્દ્ર. **हरितुरगस्य तुरंगः** (ષ૦ ત૦), **हरि...तुरंगवत् तुरङ्गः यस्य सः** (બ૦ વ્રી૦), હરિ જેનો ઘોડો છે એવા (ઇન્દ્રના) ઘોડાના જેવો જેનો ઘોડો છે તે. **मनसि चोद्यमानः**–મનમાં

પ્રેરાયેલો. **विचरन्**–જતો. **परुषं च तारं च** (કર્મ૦), **अरुणेन परुषतारम्** (તૃ૦ ત૦), અરુણને લીધે ચિત્રવિચિત્ર રંગનું અને પ્રકાશિત. **अन्तरिक्षम्**–**अंतरा [द्यावा पृथव्योः मध्ये] ईक्ष्यमाणं–व्योमः**, આકાશ; સરખાવો=અમરકોશ: **नभोऽन्तरिक्षं गगनम् । योजनानि**–યોજનો; એક યોજન ચાર કોશ બરોબર છે. **जगाम**–ગયો.



## ૧૦

# સિદ્ધાર્થ (બુદ્ધ)નું રાજમહેલમાંથી ચાલી નીકળવું

૧. પછી તે સૂતેલી યુવતીઓને તરછોડતો તે મહેલની અગાસીમાંથી ઊતર્યો; અને ત્યાંથી ઊતરી કોઈ પણ જાતની દિલમાં શંકા રાખ્યા વિના, પહેલો, મહેલના રક્ષકોના ઓરડામાં ગયો.

૨. ઉતાવળમાં આવેલા તેણે ઘોડાને સાચવનાર છંદકને જગાડી આ પ્રમાણે કહ્યું: "વેગવાળા ઘોડા કંથકને લાવ; અહીંથી આજે મારે અમરત્વ પ્રાપ્ત કરવા જવાની ઇચ્છા છે.

૩. આજે મારા હૃદયમાં જે સંતોષ ઉત્પન્ન થયો છે; અને જે મારા મનમાં આજે નિશ્ચય સ્થિર થયો છે અને જેથી નિર્જન સ્થાનમાં પણ હું (મારા) નાથ સહિત છું, તેથી ખરેખર જ મને પ્રિય એવી વસ્તુ સામે આવી છે.

૪. (આ) યુવતીઓ મારી સામે શરમ અને આદર ત્યજીને સૂઈ રહી છે, તથા જ્યારે બારણાં પોતાની મેળે જ ઊઘડી ગયાં છે, તો ખરેખર આજે આ મારે જવાનો જ વખત છે."

૫. પછીથી રાજાની આજ્ઞાનો અર્થ જાણતો હોવા છતાં પણ, પોતાના સ્વામીની આજ્ઞાનો સ્વીકાર કરી કોઈ પરમતત્ત્વથી મનમાં પ્રેરાયેલો હોય તેમ તેણે ઘોડાને લાવવા માટે નિશ્ચય કર્યો.

૬. પછી સોનાની લગામના છેડાથી (=ચોકઠાથી) જેનું મુખ ભરેલું હતું, પથારીની પાતળી ચાદરથી જેની પીઠ ઢંકાયેલી હતી, (તેવા) બળ, અંતરની શક્તિ, આવેગ અને ઝડપથી યુક્ત ઉત્તમ ઘોડાને તે સ્વામી પાસે લાવ્યો.

૭.–૮. સૈન્યની વચ્ચે પ્રવેશ કરવાની ઇચ્છાવાળો હોય તેમ વિશાળ છાતીવાળો તે,— કરોડ, પૂછડાનો છેડો અને પગની પાની પહોળી છે, સુંદર અને ટૂંકા જેના વાળ, પીઠ અને કાન છે, જેની પીઠ નમેલી અને પેટની બાજુઓ ઉંચી છે, જેનાં નસકોરાં, કપાળ, કેડ અને છાતી વિપુલ છે — તેવા કંથકને ભેટીને કમળ જેવા સુંદર હાથથી સાન્ત્વન આપી મધુર અક્ષરવાળી વાણીથી તેણે ઉપદેશ આપ્યો :

૯. “તારા ઉપર સ્વારી કરીને રાજાએ પહેલાં બહુ વાર શત્રુઓને હરાવ્યા હતા; હે ઉત્તમ ઘોડા, જેથી હું પણ પરમ અમરતા પ્રાપ્ત કરું તેમ તું કર.

૧૦. યુદ્ધમાં, વિષયોમાંથી પ્રાપ્ત થતાં સુખોમાં, અથવા ધન-ઉપાર્જન કરવામાં સહાયકો ખરેખર પ્રાપ્ત કરવા સહેલા છે; પરંતુ ધર્મની બાબતમાં કે આપત્તિમાં પડેલા માણસને સહાયકો દુર્લભ છે.

૧૧. અને આ જગતમાં જે માણસો પાપયુક્ત કાર્યોમાં અને તેવી જ રીતે ધર્મની બાબતમાં સહાયક થાય છે તે પણ ખરેખર તેના કાંઈક અંશે ભાગીદાર બને છે — એમ મારો અંતરાત્મા સમજે છે.

૧૨. તો અહીંથી મારું આ ધર્મયુક્ત પ્રયાણ જગતના હિતને માટે છે — તેમ સમજી, હે ઉત્તમ અશ્વ, તારા આત્માના હિત માટે તથા જગતના હિતને માટે વેગ અને પરાક્રમથી પ્રયત્ન કર.”

૧૩. આ પ્રમાણે મિત્રના જેવા શ્વેત ઉત્તમ ઘોડાને કર્તવ્ય સંબંધી ઉપદેશ આપી, અગ્નિ (શબ્દશઃ-જેનો જવાનો માર્ગ શ્યામ છે તે) સમાન તેજવાળો અને સુંદર દેહયુક્ત, વનમાં જવાની ઇચ્છાવાળો ઉત્તમ પુરુષ, સૂર્ય જેમ શરદ્ઋતુના મેઘ ઉપર [ચઢે તેમ તેના ઉપર] ચઢ્યો.

૧૪. પછીથી રાત્રીને લીધે ભયંકર અને સેવકોને જગાડે તેવો અવાજ ત્યજી દેતો, જડબાંનો અવાજ જેણે બંધ કર્યો છે, જેનો હણહણાટ શાંત થયો છે અને જેણે ચકિત કરી દે તેવી પગલાંની ગતિ છૂટી મૂકી છે, તેવો તે ઉત્તમ અશ્વ જવા લાગ્યો.

૧૫. નમેલા દેહવાળા યક્ષો કમળો નાખીને સોનાનાં કડાંથી જેના કાંડા ઉપરના ભાગો શોભી રહ્યા છે, જેની ગતિ ચકિત કરે તેવી છે તેવા કમળસમાન અગ્રહસ્તોથી તે [ઘોડા]ની ખરીઓને પકડવા લાગ્યા.

૧૬. મોટી ભાગળોથી જેનાં બારણાં બંધ કરવામાં આવેલાં છે, તેવી નગરની પોળો (ના દરવાજા) જે સહેલાઈથી હાથીઓથી પણ ઉઘાડાતા નથી — તે, રાજકુમાર જતાં, અવાજ કર્યા વિના, પોતાની મેળે જ ઊઘડી ગયા.

૧૭. માયાળુ પિતા, બાળક પુત્ર, સ્નેહાળ પ્રજા અને જેની સરખામણી ન થઈ શકે તેવી લક્ષ્મીને છોડી દઈને જેણે નિશ્ચય કર્યો છે અને જેની વાસનાઓ દૂર થઈ છે એવો તે પછીથી પિતાના નગરમાંથી નીકળી ચાલ્યો.

૧૮. પછી નિર્મળ કમળ જેવી જેની દીર્ઘ આંખો છે એવા તેણે નગરને જોઈ સિંહના જેવી ગર્જના કરી કહ્યુંઃ "જન્મ અને મરણનો છેડો દીઠા વિના હું આ કપિલ ઉપરથી જેનું નામ છે તે નગરમાં પ્રવેશનાર નથી."

૧૯. આ તેનું વચન સાંભળીને તે ધનના નાથ (કુબેરની) સભાના સેવકો આનંદ કરવા લાગ્યા; જેનાં મન આનંદિત થયેલાં

છે તેવા દેવના સમૂહો એને માટે નિશ્ચય પાર થવાની ઇચ્છા રાખવા લાગ્યા.

૨૦ અગ્નિસમાન દેહવાળા સ્વર્ગવાસી બીજા (દેવો) એના નિશ્ચયને અત્યંત દુષ્કર જાણી, વાદળાંના વચ્ચેવચ્ચેના ખુલ્લા ભાગોમાંથી નીકળતાં ચંદ્રકિરણોની માફક ધુમ્મસવાળા માર્ગમાં પ્રકાશ વેરવા લાગ્યા.

૨૧. હરિ નામે અશ્વ જેનો છે (તે ઇન્દ્રના) અશ્વ જેવો જેનો ઘોડો છે એવો તે (સિદ્ધાર્થ) મનમાં પ્રેરણા પામતો હોય તેમ જતો અરુણ (ના ઉદયને) લીધે રંગબેરંગી અને પ્રકાશિત આકાશમાં જતા પવનની માફક (ઘણા) યોજનો ગયો.

—બુદ્ધચરિત : સર્ગ: ૫: શ્લોક: ૧૭–૮૭.



## 10. The Departure of Siddhartha (i. e., Buddha) from the royal Palace

1. He, abhorring those young women that lay there, then came down from the terrace of the mansion; and then after coming down he first went out without the least doubt (in his mind) into the gate-room of the palace.

2. Having awakened the quick horse-keeper Chhandaka, he said to him thus —" Be quick and bring the horse Kanthaka; I have a desire to go from here to attain immortality.

3. "Inasmuch as satisfaction is begotten in my heart to-day, the resolution has firmly

entered into my mind, and even in solitude I am with a protector, my desired object is indeed in front of me.

4. Since even in my presence the women lay asleep giving up all shame and reverence and since the doors flew open of their own accord, (I feel,) the time has certainly come for me to go from here."

5. Although he knew the sense of the king's order, he then accepted the order of his master (i. e., Siddhartha) and as if inspired by something high, he made up his mind to bring the horse.

6. He then brought for his lord that excellent steed, endowed with strength, mettle, agility and speed, his mouth furnished with gold bridle-bit and his back covered with a soft sheet spread over it.

7–8. The broad-chested one, as if longing to enter the midst of an army, embraced that (steed), whose spine, root of the tails and heels were broad; whose hair, back and ears were short and fine; whose back was depressed and the (two) sides of the belly prominent, and whose nostrils, forehead, waist and chest were wide;—and caressing him with his hand

beautiful as a lotus, he directed him in sweet-syllabled words :

9. " Having climbed you, as is reported, the king had repelled frequently the enemies; O excellent horse, do that whereby I too may obtain the immortal abode.

10. Certainly it is easy to obtain helpers in battle, in the happiness obtained through the objects of senses, and in the earning of money; it is, however, difficult to obtain helpers for a man fallen in adversity or in resorting to religious duties.

11. Those persons who become helpers here in a sinful action or in resorting to religious duties,—as my inner soul understands—also take a share of them

12. Therefore, understanding this my departure from here for the good of the world, O excellent horse, strive for your own good and the good of the world through your speed and valour."

13. Thus having directed the excellent white horse as a friend in his duty, the best of men, desirous of going to the forest—with lustre like fire and excellent body—rode ( on it ) as the sun does on the white autumnal cloud.

14. Then that fine horse, the sound of whose jaws had become mute, whose neighing was quiet and the gait of whose steps was amazingly free, went avoiding the sound, that would be startling on account of night and would awaken the attendants.

15. The Yakshas with their bodies bent down—having cast lotuses—held the hoofs of this (horse) by the front parts of their hands whose forearms were decorated by gold-bracelets and which resembled lotuses and which moved in amazement.

16. The streets in the town, which were closed by doors with heavy bolts and (so) were not easy to open even for elephants—flew open themselves without making any noise while the prince went.

17. Having made up his mind, he, without any attachment abandoned his kind father, young son, devoted kinsmen and incomparable wealth, and then went away from his father's town.

18. Then, he, whose eyes were long like a pure lotus, looking at the town roared in a lion's roar—" I shall not again enter the city named after Kapila without perceiving the side beyond birth and death."

19. Having heard these words of his, the attendants in the assembly of Kubera (lit., the lord of wealth) were delighted and the hosts of gods, glad at heart, wished him the achievement of his aim.

20. Other gods, whose bodies were like fire, knowing that his resolution was difficult to be worked out, rendered light upon his foggy path, just as the moon's rays issuing from the interstices of clouds do.

21. The horse moving like the horse of Indra, as if spurred in his mind, went many a league along the sky that was bright and variegated like the dawn.

**Buddhacharita : Canto V : Verses : 67-87.**



**Questions :**

I Recognise the following forms :

**शयिता; विनिर्जगाम; पिपासा; उपनिनाय; लभेय; अनुशिष्य; यियासुः; दध्रिरे; अपाव्रियन्ते; आशशंसिरे; प्रवेष्टा; अकृषत; ननन्दुः.**

II (a) Write explanatory notes on the following:

**गृहकक्ष्याम्; ध्वजिनी, संयुग; कलुषकर्मन्; असित-गतिः; कपिलाह्वयं पुरम्; प्रतोल्यः; द्रविणपतिः; हरितुरगः; खलीन; प्रोथ.**

(b) Illustrate the uses of the following: यथा (since); पुरः; आ+शंस् (Atm.) 'to wish'; द्रु.

III Dissolve the following compounds:

हेमखलीनपूर्णवक्त्रम्; लघुशय्यास्तरोपगूढपृष्ठम्; विपुलप्रोथललाटकट्युरस्कम्; प्रवेष्टुकामः; असितगतिद्युतिः; गतस्वनाः; कपिलाह्वयम्; निर्व्यपेक्षः कनकवलयभूषितप्रकोष्ठैः; हरितुरगतुरङ्गवत्तुरङ्गः.

IV Translate the following into Sanskrit:—

(1) I have a desire to reach that place at once. (2) I have come face to face to my goal; (3) Without seeing the end of birth and death, I am not to enter this city. (4) His determination was very difficult to achieve. (5) Having made up his mind, he, without any expectation, left the house of his father. (6) Having admonished him as to his duty, he climbed the white horse.

# ૧૧

# अन्योक्तयः

## [અન્યોક્તિઓ]

**પ્રાસ્તાવિક:** આ પાઠમાં પચીસ શ્લોક છે. આ શ્લોક જગન્નાથ પંડિતના 'ભામિનીવિલાસ' નામે ગ્રંથના પ્રથમવિલાસ નામે પ્રાસ્તાવિકવિલાસના આરંભના ૨૬–૫૦ શ્લોક છે. પ્રાસ્તાવિક-વિલાસના શ્લોકો મુખ્યત્વે કરીને 'અન્યોક્તિ' છે. હંમેશાં અન્યોક્તિ'માં બે અર્થ રહેલા છે: એક અર્થ તે બહારનો અને દેખાઈ આવતો, અને બીજો તે અંદર ગૂઢ રહેલો. બહારનો દેખાઈ આવતો અર્થ માત્ર આભાસ તરીકે અને કવિએ ચમત્કૃતિ માટે યોજેલો સમજવો, અંદર ગૂઢ રહેલો અર્થ જ કવિ રસિક વાચક સમક્ષ સમજવા અને આસ્વાદ કરવા મૂકે છે. અલંકાર-શાસ્ત્રની દૃષ્ટિએ આ બધી અન્યોક્તિમાં 'અપ્રસ્તુતપ્રશંસા' નામે અલંકાર રહેલો છે.

'પ્રસ્તુત=જેની વાત કરવા આપણે માગીએ છીએ તે વસ્તુ' અને 'અપ્રસ્તુત=જેની વાત આપણે કરવા માગતા નથી.' અપ્રસ્તુત દ્વારા પ્રસ્તુત કહેવાથી એક પ્રકારની ચમત્કૃતિ આવે છે. આ અપ્રસ્તુતપ્રશંસાઅલંકાર કહેવાય છે. કવિ અપ્રસ્તુત તો એક આભાસપૂરતું, એક કલ્પનાચિત્રપૂરતું જ મૂકે છે; ખરી વાત, સીધી વાત, વાચકની રસજ્ઞતા અને માર્મિકના ઉપર કવિ છોડી દે છે.

જગન્નાથ પંડિત દક્ષિણ હિંદુસ્તાનમાં જન્મ્યો હતો. તેના બાપનું નામ પેરુભટ્ટ અને માનું નામ લક્ષ્મી હતું. તે યુવાવસ્થામાં દિલ્હી ગયો હતો, અને મોગલ બાદશાહ શાહજહાને તેને પંડિતરાજનો ખિતાબ બક્ષ્યો હતો. શાહજહાનનો પુત્ર દારા

શુકોહ પણ જગન્નાથનો આશ્રયદાતા હતો. જગન્નાથ ૧૭મા સૈકાની મધ્યમાં અને ૧૮માની શરૂઆતમાં થઈ ગયો, જગન્નાથે 'ભામિનીવિલાસ' ઉપરાંત 'ગંગાલહરી', 'સુધાલહરી', 'લક્ષ્મીલહરી', 'રસગંગાધર' ઇત્યાદિ ઘણા ગ્રંથો લખ્યા છે. 'રસગંગાધર' એ તેનો અલંકારશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ છે; પરંતુ જગન્નાથ તેને પૂરો કરી શક્યો નહોતો. 'ભામિનીવિલાસ' ચાર વિભાગમાં છેઃ પ્રાસ્તાવિકવિલાસ, શૃંગારવિલાસ, કરુણવિલાસ અને શાન્તિવિલાસ. આ કાવ્યમાં પ્રસાદ બરોબર જળવાયો છે. રસ અને અલંકારનો મેળ રસને હાનિ ન પહોંચે એવી રીતે લાવવામાં આવ્યો છે. મુક્તક'–(એક સ્વતંત્ર શ્લોક)માં રસ બહલાવવો એ કંઈ સામાન્ય કવિઓ કરી શકતા નથી; અને બેશક જગન્નાથ ઊંચી કોટિનો જ કવિ હતો. એમ કહેવાય છે કે 'ભામિનીવિલાસ' નામ એણે પોતાની પત્ની ભામિનીના નામ ઉપરથી પાડ્યું હતું.

'ભામિનીવિલાસ'નાં મુક્તકો 'રસગંગાધર' નામે પોતાના અલંકારશાસ્ત્રના ગ્રંથમાં પોતાનાં જ રચેલાં દૃષ્ટાંતો મૂકવાના વિચારે જ રચવામાં આવ્યાં હતાં. તેને ભેગાં કરવાના કારણમાં તે કાવ્યને છેડે 'કાવ્યચોરો'ના ભયની વાત કરે છે. તે કહે છેઃ

**दुर्वृत्ता जारजन्मानो हरिष्यन्तीति शङ्कया।**
**मदीयपद्यरत्नानां मञ्जूषैषा कृता मया॥**

(૧) અન્વય–**अमरतरुकुसुमसौरभसेवनसंपूर्णसकलकामस्य भ्रमरस्य इयं पुष्पान्तरसेवा महती विडम्बना [अस्ति]।**

**अमराणां तरवः** (ષ૦ ત૦), **अमरतरूणां कुसुमानां सौरभस्य सेवनम्** (ષ૦ત૦), **अमर...सेवनेन संपूर्णाः सकलाः कामाः यस्य तस्य** (બ૦વ્રી૦), દેવોનાં વૃક્ષોનાં પુષ્પોની સુવાસના સેવનથી જેની બધી ઇચ્છાઓ પૂર્ણ થઈ છે તેની; **सुरभेः भावः सौरभम्**–સુવાસ. અમરતરુઓ: **पञ्चैते देवतरवो मन्दारः पारिजातकः। संतानः कल्पवृक्षश्च पुंसि वा हरिचन्दनम्॥;**

**अन्यत् पुष्पम्** (અનિયમિત કર્મ૦) **पुष्पान्तरम् । पुष्पान्तरस्य सेवा** (ષ૦ ત૦), બીજા પુષ્પની સેવા કરવી તે. **महती**–મોટી; **महत्+ई** સ્ત્રીલિંગનો પ્રત્યય; મોટી. **विडम्बना**–મશ્કરી, ઉપહાસ.

**મુખ્ય ઉકિત :** ભમરો સુંદરમાં સુંદર ફૂલનો ઉપભોગ કરી રહ્યા પછી એક સામાન્ય ફૂલનો ઉપભોગ કરવા જાય એ એક મોટો ઉપહાસ છે: **અન્યોક્તિ :** જેણે ઉત્તમ રસિક માણસનો પૂરેપૂરો આશ્રય એક વાર લીધો છે તે અરસિક સ્વામીનો આશ્રય પાછળથી લે તે તેનો ખરેખર જ ઉપહાસ છે.

(૨) અન્વય–**हे माकन्द, परपुष्टाः मधुपेन खलु पृष्टाः–सर्वे विटपिनः दृष्टाः; तव उपमा जगति न प्रपेदे ।**

**माकन्द**–આંબાનું વૃક્ષ; **परपुष्टाः परैः पुष्टाः** (તૃ૦ ત૦), બીજાઓથી પોષણ પામેલી કોયલ: એમ માન્યતા છે કે કોયલનાં બચ્ચાં કાગડી ઉછેરે છે. કાગડીઓ સરખાપણું અને રંગથી છેતરાઈ કોયલ ચૂપકીથી પોતાનાં બચ્ચાં મૂકી ગઈ હોય તેને ઉછેરે છે—જ્યારે અવાજમાં ફેરફાર પડે છે ત્યારે તે ઓળખે છે; પણ પેલાં બચ્ચાંઓ મોટાં થયેલાં હોઈ તેના હાથમાં આવતાં નથી અને ઊડી જાય છે: સરખાવો: શાકુંતલ: ૫: ૨૨. **प्रागन्तरिक्षगमनात्स्वमपत्यजातमन्यैर्द्विजैः परभृताः खलु पोषयन्ति । मधुपेन–मधु पिबति** (ઉપ૦ ત૦), ભ્રમરથી. **उपमा–उपमीयते अनया इति**, સરખામણી. **जगति**–જગતમાં. **प्रपेदे–प्र+पद्** ગ. ૪, આત્મને.નું કર્મણિ, પરોક્ષભૂત., ૩. પુ., એ. વ., પ્રાપ્ત કરાઈ. **विटपिन्–विटप** (ડાળી) **+इन्** (માલિકીસૂચક પ્રત્યય), ડાળીઓવાળું વૃક્ષ; સંબોધન એ. વ., પુલ્લિંગ, હે વૃક્ષ.

આ શ્લોકમાં 'અપ્રસ્તુતપ્રશંસા' છે: કોઈ એક વ્યક્તિ રાજાને કહે છે કે 'હે રાજા, બધેય શોધ કરી છતાં યાચકવર્ગને તારા જેવો ગુણે કરીને યોગ્ય કોઈ રાજા મળ્યો નહિ.' મુખ્ય ઉકિત તો આંબાને ઉદ્દેશીને છે.

(૩) અન્વય-**मालाकार, भीमभानौ निदाघे अस्य तरोः या पुष्टिः अल्पैरपि तोयैः भवता करुणया व्यरचि सा विश्वतः वारां धारासारान् विकिरता प्रावृषेण्येन वारिदेन जनयितुं शक्या किम् ।**

**मालाः करोति** (ઉપ૦ત૦), **मालाकारः**નું સંબોધન એ. વ., પુલ્લિંગ **मालाकार**. હે માળી. **भीमः भानुः यस्मिन् तस्मिन्** (બ૦ વ્રી૦), **भीमभानौ;** પ્રચંડ સૂર્યવાળા; સપ્તમી એ. વ., વિશેષણ **निदाघे**–ઉનાળામાં. **या पुष्टिः**–જે પોષણ **अल्पैः अपि तोयैः**– થોડા પાણીથી પણ; તૃતીયા નપું., બ. વ., **भवता**–તારાથી; **भवत्**– નું તૃતીયા એ. વ., પુલ્લિંગ. **करुणया**–દયાથી, કરુણાથી, **व्यरचि**– **वि+रच्** ગ. ૧૦, પરસ્મૈ.નું અદ્યતનભૂત., કર્મણિ; ૩ પુ., એ. વ., રચાઈ. **विश्वतः**–બધેયથી; ચારે બાજુએથી. **वाराम्**–**वार्** નપું., પષ્ઠી બ. વ., પાણીના. **धारासारान्–धाराणाम् आसारान्** (પ૦ ત૦), વરસાદની ધારાઓનાં ઝાપટાં. સરખાવો; '**धारासंपात–आसारः**' (અમર૦) **विकिरता–वि+कॄ** ગ. ૬, પરસ્મૈ., વ. કૃ., તૃતીયા, એ. વ., વિખેરતા. **प्रावृषेण्येन–प्रावृषि भवेन**–વર્ષા-ઋતુના. **वारि ददाति** (ઉપ૦ત૦), **तेन**–વાદળાથી. **जन्**– ધાતુનું પ્રેરક **जनयति**નું **जनयितुम्** હેત્વર્થ કૃદંત છે, પેદા કરવાને. **किं शक्या**–શું શક્ય છે?

**અન્યોક્તિ :** 'હે દયાળુ માનવી, તેં ખરા વખતે થોડી પણ સહાયતા કરી તે કાંઈ પણ સંકટ ન હતું, ત્યારે બીજાએ કરેલી મોટી મદદ કરતાં ખરેખર જ ઉત્તમ હતી.'' સારી સ્થિતિ હોય ત્યારે કોઈ માતબર માણુસ મોટી મદદ કરે તેના કરતાં નરસી સ્થિતિમાં કોઈ સામાન્ય માણુસે થોડી પણ મદદ કરી હોય તે વધારે પ્રશંસનીય છે. સરખાવો–ડૉ. જોહ્નસન નામના લેખકે તેના આશ્રયદાતા લોર્ડ ચેસ્ટરફીલ્ડ ઉપર કટાક્ષ કર્યો હતો તેઃ Is not the patron, my lord, one who looks with

unconcern on a man struggling for life in the water, and, when he has reached ground, encumbers him with help?"

(૪) અન્વય—**आरामाधिपतिः विवेकविकलः; नूनं रसा नीरसा; वात्याभिः दश दिशः परुषीकृताः; चण्डातपो दुःसहः; एवं धन्वनि चम्पकस्य सकले संसारहेतौ अपि, हे तोयद, त्वं कुतोऽपि आविष्कृतः ॥**

**आरामस्य अधिपतिः** (ષ૦ ત૦), બગીચાનો માલિક. **विवेकेन विकलः** (તૃ૦ ત૦), વિવેક રહિત. **रसा**—પૃથ્વી. **नीरसा–निर्गतः रसः यस्याः सा** (બ૦ વ્રી૦), જેમાંથી રસ જતો રહ્યો છે તેવી. **वात्याभिः**—પવનની આંધીથી. **दश दिशः** દશેય દિશાઓ. **परुषीकृताः–परुष** ઉપરથી **च्वि** રૂપઃ **परुषीकरोति**નું કૃદંતઃ **परुषीकृताः**—સૂકી બની ગયેલી છે. **चण्डश्चासौ तापः च**—પ્રચંડ તાપ. **दुःसहः–दुःखेन सह्यते**—સહન ન થઈ શકે તેવો. **एवं** આ પ્રમાણે. **धन्वनि**—મરુભૂમિમાં, ઉજડ પ્રદેશમાં **चम्पकस्य**—ચંપાનો. **संसारहेतौ–संसारस्य हेतौ** (ષ૦ત૦), સંસારનો હેતુ—સંસારની (વિષમ) પરિસ્થિતિ (આવી હતી છતાં પણ) **आविष्कृतः–आविस्+कृ** ગ. ૮., પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., ખુલ્લી કરાવી. **वेधसा–वेधस्** પુંલ્લિંગ., તૃતીયા એ. વ., બ્રહ્માએ. **अमृतेन सिंचन् त्वम्**—અમૃતસમાન જળને સિંચતો તું. **तोयं ददाति** (ઉપ૦ ત૦), **तोयदः**નું સંબોધન એ. વ., **तोयद**—હે મેઘ.

**અન્યોક્તિ**—કોઈ એક માણુસ પોતાના ઉપર ઉપકાર કરનારને કહે છે કે બધેયથી મને સંજોગો પીડી રહ્યા હતા ત્યારે તું એકલો જ મને મદદ કરનાર તરીકે બહાર આવ્યો. 'ચંપક' એ કોઈ વિપત્તિમાં પડેલો માણુસ સૂચવે છે; જ્યારે 'મેઘ' કોઈ દયાળુ માણુસને સૂચવે છે.

(૫) અન્વય: **यत्र हरेः [द्वारे] अतिभयभ्रान्तनयनाः गलद्दानोद्रेकभ्रमदलिकदम्बाः करटिनः स्थेमानं न दधुः तत्र [एव] परलोकं गतवतः हरेः लुठन्मुक्ताभारे द्वारे शिव, शिव, शिवानां कलकलः [वर्तते] ॥**

**हरेः**–સિંહના. **अतिभयेन भ्रान्तानि नयनानि येषां ते** (બ૦ વ્રી૦), જેની આંખો અત્યંત ભયને લીધે ભ્રમિત બની ગયેલી છે તે. **गलत् दानं** (કર્મ૦). **गलद्दानस्य उद्रेकः (=बहुलता)**, (ષ૦ ત૦), **गलद्दानोद्रेकेण भ्रमन्तः अलीनां कदम्बाः येषु ते** (બ૦ વ્રી૦), ઝરતા મદની બહુલતાને લીધે જેના ઉપર ભમરાનાં ટોળાં ભમી રહ્યાં છે તે. **करटिनः**–હાથીઓ; **करट** (ગંડસ્થળ)+**इन्** (માલિકી સૂચક: તદ્ધિત). **स्थेमानम्**–**स्थेमन्**–એ **इमन्** તદ્ધિત લાગી **स्थिर** ઉપરથી બનેલું નામ; આ પ્રત્યય લગાડતા પહેલાં **स्थिर**નો **स्थ** થઈ જાય છે: સ્થિરતા. **दधुः**–**धा** ગ. ૩, પરસ્મૈ.નું પરોક્ષભૂત., ૩ પુ, બ. વ., ધારણ કરતા હતા. **लुठन्मुक्ताभारे**–**लुठन्तः मुक्तानां भाराः यस्मिन्** (બ૦વ્રી૦), જેમાં મોતીના ઢગ આળોટી રહ્યા છે—એટલે, જેમાં મોતીના ઢગ જામી રહ્યા છે. એમ કહેવાય છે કે ઉત્તમ હાથીનાં ગંડસ્થળોમાં મોતી હોય છે. સિંહ હાથીઓને મારી તેમનાં ગંડસ્થળો ચીરી નાખે, ત્યારે તેના નખમાં પેલાં મોતીઓ ભરાઈ રહે. ને મોતીઓના ઢગ તેની ગુફામાં જામે. સરખાવો: કાલિદાસ: 'કુમારસંભવ': ૧: ૬: **पदं तुषारस्रुतिधौतरक्तं यस्मिन्नदृष्ट्वाऽपि हतद्विपानाम् । विन्दन्ति मार्गं नखरन्ध्रमुक्तैः मुक्ताफलैः केसरिणां किराताः ॥** તેની જ સાથે: **करीन्द्र-जीमूतवराहशङ्खमत्स्याहिशुक्त्युद्भववेणुजानि । मुक्ताफलानि प्रथितानि लोके तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥ शिव शिव**–ખેદ સૂચવવા આ શબ્દોનો ઉચ્ચાર કરીએ છીએ. **शिवानाम्**–શિયાળવીઓનું. **कलकलः**–રુદન, કોલાહલ.

**અન્યોક્તિ**–કોઈ એક પરાક્રમી માણસના મૃત્યુ પછી તેના જ ઘરમાં હલકા માણસો પણ મોટાઈ ભોગવે છે.

(૬) અન્વય–**असौ मालाकारः तरुषु समभावेन प्रेमाणं दधानः बालबकुले विपुलां करुणां न अकृत । अयं तु द्राक् उद्यत्कुसुमनिकराणां परिमलैः मधुपकुलझङ्कारभरितान् दिगन्तान् आतेने ॥**

**असौ मालाकारः**–આ માળી. **समभावेन**–સરખા ભાવથી. **प्रेमाणम्–प्रिय+इमन्** તદ્ધિતઃ સરખાવો **स्थेमन्. दधानः–धा** ગ. ૩, આત્મને., વ. કૃ., પ્રથમા એ. વ., **बालबकुले–बालश्चासौ बकुलश्च** (કર્મ૦), **तस्मिन्**–નાના બકુલના છોડ ઉપર. **विपुलां करुणां**–અત્યંત કરુણા. **अकृत–कृ** ગ ૮, આત્મને., અદ્યતનભૂ., ૩ પુ., એ. વ., કરી. **द्राक्**–જલદી. **उद्यन्ति कुसुमानि** (કર્મ૦) **उद्यत्कुसुमानां निकराः** (ષ૦ ત૦), **तेषाम्**–ખીલી નીકળતાં ફૂલોના સમૂહના; **उद्+इ**નું વ. કૃ., **उद्यत्. परिमलैः** સુવાસોથી. **मधुपानां कुलस्य झंकारेण भरितान्**–ભમરાઓના ગુંજારવથી ભરપૂર. **दिगंतान्–दिशः अन्तान्** (ષ૦ ત૦), દિશાઓના છેડે. **आतेने–आ+तन्** ગ. ૮, આત્મને, પરોક્ષભૂ., કર્મણિ, ૩ પુ., એ. વ., ભર્યાં છે.

**અન્યોક્તિ**—બધા ઉપર સમાનદૃષ્ટિ રાખવાના હેતુથી રાજાએ કોઈ ગુણવાન છતાંય નીચા દરજ્જાના માણસ ઉપર બરોબર કૃપા કરી નહિ; તેથી જ આ અન્યોક્તિથી તે કહેવા માગે છે કે તેણે પોતાના ગુણોની સુવાસ તો ચારે દિશામાં ફેલાવી છે.

(૭) અન્વય—**तरुपते, तव अतीव स्थूलं बन्धनदृढं मूलम्; शाखाः शतं मांसलाः; दुर्गमहीधरे वासः; तव कुत्र भीतिः; किंतु ज्वालालीवलयोभवन् अयं पकः अकरुणः घस्मरः दावानलः मम स्वान्ते आधिज्वरं मनाक् जनयति ।**

**तरूणां पतिः** (ષ૦ત૦), વૃક્ષોનો નાથ; મોટું વૃક્ષ. **वृक्षपते**–સંબોધન એ. વ., **स्थूलम्**–મજબૂત. **बन्धनदृढम्–बन्धनैः दृढम्**–બંધનથી મજબૂત **शाखाः**–ડાળીઓ. **शतं**–સેંકડો. **मांसलाः**–**मांस+ल** તદ્ધિત, માંસલ, જાડી; સરખાવો: **'बलवान्मांसलोंऽसलः'** (અમર૦)**दुर्गमहीधरे–दुःखेन गन्तुं शक्यते। दुर्गश्चासौ महीधरश्च** (કર્મ૦), ઓળંગી ન શકાય તેવા પર્વતમાં. **तरुपते कुत्रास्ति भीतिस्तव**–હે વૃક્ષરાજ, તારે હવે શેની ભીતિ છે? **मनाक्**–જરાક. **मम स्वान्ते**–મારા મનમાં; **स्वान्तं हृन्मानसं मनः** (અમર૦). **आधिज्वरम्–आधेः ज्वरम्** (ષ૦ત૦), માનસિક ચિંતાનો જ્વર. **जनयति**–ઉત્પન્ન કરે છે; **जन्** ગ. ૪, આત્મને., પ્રેરક, ૩ પુ., એ. વ., વ. કા., પેદા કરે છે. **ज्वालालीवलयीभवन्**-**ज्वालानाम् आल्यः** (ષ૦ત૦), **ज्वालालीभिः वलयीभवन्**–જ્વાળાઓના સમૂહથી ઘેરી લેતો; **वलयीभवन्** વ. કૃ., પ્રથમા એ. વ., પુલ્લિંગ –**वलयीभवति** ( **च्वि** રૂપ: **वलय**માંથી ), **वलय**–'કડું.' **अकरुणः–न विद्यते करुणा यस्य सः** ( નઞ્ બ૦વ્રી૦), કરુણાહીન. **दावानलः**–દાવાનળ; જંગલનો અગ્નિ. **घस्मरः**–ભક્ષક; **घस्** 'ખાવું'+**मर** તદ્ધિત.

**અન્યોક્તિ**—કોઈ એક સારી રીતે સુખી અને નિર્ભય માણસ છે; તેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે, કે માણસ ગમે તેવો હોય તોપણ તેને કાળ ઝડપી લે છે.

(૮) અન્વય–**घन, यः ग्रीष्मे भीष्मतरैः करैः दिनकृता दग्धोऽपि त्वां ध्यायन् द्राघीयसः वासरान् कथमपि नीतवान्। तस्मिन् इदानीं दैवात् लोचनगोचरेण भवता यदि करकानिपातनकृपा स्वीचक्रे तत् कं प्रति ब्रूमहे ॥**

**भीष्मतरैः करैः**–બહુ પ્રચંડ કિરણો વડે. **दिनकृता–दिनं करोति** (ઉપ૦ત૦), **तेन, दिनकृत्** 'સૂર્ય'નું તૃતીયા એ. વ., પુલ્લિંગ. **दग्धः अपि**–બળાયો છતાં; **दह्**નું કર્મ. ભૂ. કૃ., **दग्ध.**

**त्वां ध्यायन**–તારો વિચાર કરતો; **ध्यै** ગ. ૧., પરસ્મૈ.નું વ. કૃ., **ध्यायत्** નું પ્રથમા એ. વ., પુલ્લિંગ. **द्राघीयसः**–**दीर्घ**નું તુલનાદર્શક રૂપ **द्राघीयस्** નું દ્વિતીયા બ. વ., પુલ્લિંગ. **वासरान्**–દિવસો. **कथमपि**–મહામુશ્કેલીએ. **नीतवान्**–ગાળ્યા; **नी** ગ. ૧, પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., **नीत+वत्** કર્તરિ, ભૂ. કૃ., કાઢ્યા; ગાળ્યા. **तस्मिन्**–તે (ચાતકની) પ્રત્યે. **इदानीं**–આ પ્રમાણે. **दैवात्**–દૈવને લીધે. **लोचनगोचरेण**-**गोषु (=इन्द्रियेषु) चरः** (સ० ત०), **लोचनयोः गोचरः** (ષ०ત०), નેત્રની મર્યાદામાં આવેલા. **भवता**–તમારાથી. **स्वीचक्रे**–**स्व** ઉપરથી **च्वि**–**स्वीकरोति**નું પરોક્ષભૂ., આત્મને., ૩ પુ., એ. વ., સ્વીકારી. **करकानिपातनकृपा**–**करकाणां निपातनस्य कृपा** (ષ०ત०), કરા નાખવાની કૃપા. **तत्**–તો. **कं प्रति**–કોના પ્રત્યે. **ब्रूमहे**–અમે બોલીએ. સરખાવો: ભર્તૃહરિ, નીતિશતક, શ્લોક : ૫૧ : **रे रे चातक सावधानमनसा** ઇત્યાદિ.

**અન્યોક્તિ**—કોઈક તદ્દન વફાદાર સેવક પોતાના સ્વામીની સેવા કરતો હોય, અને તેને તેનો માલિક કાંઈક સારું આપી કદર કરવાને બદલે ગુનામાં લાવી શિક્ષા કરે, તે તદ્દન અજુગતું છે.

(૯) અન્વય–**अयि जलधर, दवदहनजटालज्वालजालाहतानां परिगलितलतानां भूरुहाणां म्लायतां, शैलश्रेणीशृङ्गेषु बहु तोयं वितरसि; अयं कः तावकीनः श्रीमदः ।**

**जलं धारयति** (ઉપ०ત०), વાદળું, મેઘ. **दव...हतानाम्**–**दवस्य दहनः** (ષ० ત०), **दवदहनस्य जटालानि ज्वालानां जालानि; तैः आहताः** (તૃ० ત०), જંગલના અગ્નિની વિશાળ જ્વાળાઓના સમૂહથી પીડા પામેલાંના. **जटा+ल** પ્રત્યય=જટાવાળી; મોટી અને ગૂંચાયેલી. **परिगलिताः लताः येषां तेषाम्** (બ०વ્રી०), જેને વળગેલી લતાઓ ખરી પડી છે તે. **भुवि रोहति** (ઉપ० ત०), **तेषाम्**–**भूरुहाणाम्. म्लायताम्**–**म्लै** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ.

**म्लायत्**નું ષષ્ઠી એ. વ., પુલ્લિંગ **भूरुहाणाम् म्लायताम्**—અનાદર ષષ્ઠીનો પ્રયોગ અત્રે કરવામાં આવ્યો છે: દા. ત., **गुरोः पश्यतः शिष्येण अविनय कृतः-ગુરુના જોવા છતાં,** શિષ્યે અવિનય કર્યો: એની માફક જ. "દાવાનળની જટિલ જ્વાળાઓના સમૂહથી પીડા પામેલાં, જેની ડાળીઓ ખરી પડી છે તેવાં વૃક્ષો કરમાઈ જાય છે છતાં"—આ પ્રમાણે અર્થ કરવો. Genetive Absolute—અનાદર ષષ્ઠીને માટે જુઓ Apte's Guide § 122; આપ્ટેનો ૧૧મો પાઠ આ વાક્યરચના માટે ઉપયોગી છે; તે ઉપરાંત Kale's Higher Grammar § 877–880. **शैलानाम् श्रेणीनां शृङ्गेषु** (ષ૦ ત૦), પર્વતની હારનાં શિખરો ઉપર. **बहु तोयं**—બહુ પાણી. **वितरसि-वि+तॄ** ગ. ૧, પરસ્મૈ., વ. કા., ૨ પુ., એ. વ., તું આપે છે; **वितॄ** જેને આપવાનું હોય તેની સાતમી વિભક્તિ લે છે. સરખાવો–**वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे** ઇત્યાદિ. **तावकीनः**-તારો. સરખાવો: **मामकीन, आस्माकीन.** રૂપો માટે જુઓ Kale's Higher Sanskrit Grammar § 146. **श्रीमदः–श्रियः मदः** (ષ૦ત૦), સંપત્તિનું અભિમાન.

**અન્યોક્તિ**–પાત્રે દાન આપવું યોગ્ય છે; પરંતુ વિપત્તિમાં આવી પડેલા માણસો હોય છતાંય ધનિક લોકો અપાત્રે ધન વેડફી નાખે છે તે તદ્દન અનુચિત છે. સરખાવો: **ज्वलन्तं वह्नि-मृत्सृज्य न हि भस्मनि हूयते।**

(૧૦) અન્વય– **रे पान्थ, हन्त अस्य पुरः परुषगर्जितं शृण्वन् मनाक् अपि विह्वलमनाः न स्याः; हे सखे, भवता अयं विश्वार्तिवारणसमर्पितजीवनः अम्बुवाहः न आकर्णितः किमु।**

**पान्थ**–મુસાફર; **पथि भवः पान्थः. हन्त**–અહીં અનુકંપા સૂચવવા વપરાયું છે: **हन्त हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयोः** (અમર૦). **अस्य पुरः**—આ મેઘની પાસે; **पुरस्** પછી વિભક્તિ

લે છે. **पुरुषगर्जितम्–परुषं गर्जितम्** (કર્મ૦), કર્કશ ધ્વનિ. **शृण्वन्**–સાંભળીને; **श्रु** ગ. ૫, પરસ્મૈ., વ. કૃ. **शृण्वत्. मनाग् अपि**–જરા પણ. **विह्वलं मनः यस्य सः** (બ૦વ્રી૦), જેનું મન વિહ્વળ છે તે. **स्याः**–તું થા; **अस्** ગ. ૨., પરસ્મૈ., વિધ્યર્થ, ૨. પુ., એ. વ. **विश्वस्य आर्तिः** (ષ૦ ત૦), **विश्वार्तेः वारणाय समर्पितं जीवनं येन सः** (બ૦ વ્રી૦), વિશ્વનાં દુઃખને માટે પોતાનું જીવન જેણે સમર્પિત કર્યું છે તે. **जीवन** ઉપર શ્લેષ છે; (૧) પાણી; (૨) જીવન. **अम्बु वहति** (ઉપ૦ ત૦), **अम्बुवाहः**–વાદળું; મેઘ. **आकर्णितः**–સંભળાયો. **आ+कर्ण्** ગ. ૧૦., સાંભળવું. **किमु**–કેમ.

**અન્યોક્તિ**–હે યાચક, આરંભમાં કટુ હોય છતાં દાતા તો દયાળુ હોય છે; તે પોતાના જીવનનું પણ સમર્પણ કરી પારકાનો સંતાપ દૂર કરવામાં જ મશગૂલ થાય છે.

(૧૧) અન્વય–**श्रीखण्ड, ते सौरभ्यं भुवनत्रये अपि विदितं; शैत्यं तु लोकोत्तरं; किं च कीर्तिः दिगंगनांगणगता; किंतु एतद् एकं शृणु. इयं गरलज्वालां उज्झन्ती द्विजिह्वावली सर्वान् एव खलु निगिरति ॥**

**श्रीखण्ड**–હે ચંદન **भुवनत्रये–भुवनानां त्रये** (ષ૦ ત૦), ત્રણેય ભુવનમાં. **शैत्यम्–शीतस्य भावः**, શીતળતા. **लोकोत्तरं–लोकेभ्यः उत्तरम्** (પં૦ ત૦), લોકો કરતાં ચઢિયાતું; અલૌકિક. **किं च**–અને વળી **दिशः एव अङ्गनाः** (કર્મ૦), **दिगंगनानां अङ्गणं** (ષ૦ ત૦), **दिगङ्गनाङ्गणं गता** (દ્વિ૦ ત૦), દિશારૂપી સ્ત્રીઓને આંગણે પહોંચી છે. **शृणु**–તું સાંભળ; **श्रु** ગ. ૫., પરસ્મૈ., આજ્ઞાર્થ, ૨ પુ., એ. વ., સાંભળ **इयं द्विजिह्वावली**–આ સર્પોની હાર. **द्वे जिह्वे यस्य सः** (બ૦ વ્રી૦), **द्विजिह्वानामवली** (ષ૦ ત૦). **कोटरेषु**–બખોલોમાં. **गरलस्य ज्वालाम्** (ષ૦ ત૦], ઝેરની જ્વાળાને. **उज्झन्ती–उज्झ्** ગ. ૧., પરસ્મૈ.,

વ. કૃ., સ્ત્રીલિંગ., પ્રથમા એ. વ., વિશેષણ, **द्विजिह्वावलीનું**, છોડતી. **सर्वान् एव गुणान् निगिरति**–બધા ગુણોને ગળી જાય છે; **नि+गृ** ગ. ૬, પરસ્મૈ., ગળી જાય છે.

**અન્યોક્તિ**—'બધા સુંદર ગુણો તારામાં છે. પરંતુ દુષ્ટ-જનોને આશ્રય આપવા રૂપી એક જ દૂષણ તે બધાને ગળી જાય છે.'— કોઈ એક માણસની કોઈ ગુણવાન પ્રત્યે આ ઉક્તિ છે.

(૧૨) અન્વય–**न अपेक्षा, न दाक्षिण्यं, न प्रीतिः न च सङ्गतिः वर्तते । तथापि उन्नतः घनः लोकानां तापं हरते ।**

**अपेक्षा**–કાંઈક મેળવવાની ઇચ્છા. **दाक्षिण्यम्**–સભ્યતા; દાખલા તરીકે વરસાદ આવે છે ત્યારે વાદળું ગર્જના કરે છે, તે મૃદુભાષી નથી હોતું. **प्रीतिः**–પ્રેમ. **सङ्गतिः**–સહવાસ. **उन्नतः घनः**-ઊંચે રહેલુ વાદળું; સજ્જનપક્ષે : ઊંચા વિચારના. **लोकानां तापं हरते**–લોકોના તાપને દૂર કરે છે; સજ્જનપક્ષે : સંતાપ.

**અન્યોક્તિ**–ઉદાર પુરુષો પ્રત્યુપકાર વગેરેની ઇચ્છા કર્યા વિના સ્વાર્થ વિના જ પારકાનું હિત સાધે છે.

(૧૩) અન્વય–**हे अम्बुज, तव स्वच्छे सरसि समुत्पत्तिः; हरिहस्ते निवसनम्; पद्मायाः निवासः; परिमलः सुरहृदय-हारी;–एतैः अन्यैः अपि गुणैः ललितस्य तव यदि द्विजो-त्तंसे हंसे रतिः इयं तव अतीव उन्नतिः ॥**

**अंबुनि जायते** (ઉપ૦ ત૦), **अंबुज**, હે કમળ ! **तव स्वच्छे सरसि**–તારા સ્વચ્છ સરોવરમાં. **समुत्पत्तिः**–ઉત્પત્તિ. **हरि-हस्ते–हरेः हस्ते** (ષ૦ ત૦), વિષ્ણુના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ હોય છે; એટલે વિષ્ણુના એક હાથમાં કમળ હોય છે. **निवसनम्**–નિવાસ. **पद्मायाः**–લક્ષ્મીનો; લક્ષ્મી કમળમાં રહે છે. **सुराणां हृदयं हरते** (ઉપ૦ ત૦), **सुरहृदयहारी**–દેવોનું હૃદય હરે તેવો. **परिमलः**–સુવાસ. **एतैः अन्यैः अपि गुणैः**–આવા બીજા પણ ગુણોથી. **ललितस्य** સુંદર **द्विजोत्तंसे–द्विः**

**जायते** (ઉપ૦ ત૦), (૧) પક્ષી—એક વાર ઈંડારૂપે અને બીજી વાર પક્ષીરૂપે ઉત્પત્તિ થાય છે તેથી; (૨) બ્રાહ્મણ— એક વાર જન્મથી અને બીજી વાર ઉપનયનથી તેનો જન્મ થાય છે. **द्विज +उत्तंस—अवतंस** કે **उत्तंस** 'કાનનું ઘરેણું' જો નામને છેડે આવે તો શ્રેષ્ઠતા સૂચવે છે. સરખાવો: **पुंस्युत्तंसावतंसौ द्वौ कर्णपूरे च शेखरे** (અમર૦).

**અન્યોક્તિ**-શ્રેષ્ઠ કુલમાં ઉત્પન્ન થવું, વગેરે ગુણોથી યુક્ત એવો માણસ જો બ્રાહ્મણોનો ભક્ત હોય તો સોનામાં સુગંધ મળ્યા જેવું કહેવાય.

(૧૪) અન્વય-**क्षीरार्णव, तव तीरे ग्रावगणैः साकं अर्कबिम्बोपमाः मणयः लुठन्ति। नीरे नीरचरैः समं भगवान् नारायणः निद्राति। एवं तव अविवेकं उन्नतेः परां प्रौढिम् च वीक्ष्य त्वां किं निन्दानि अथवा स्तवानि इति कथय।**

**क्षीरार्णव**— ક્ષીરસાગર, દૂધનો સમુદ્ર, જેની અંદર શેષનાગની શય્યા ઉપર નારાયણ પોઢે છે. **तव तीरे**—તારે કાંઠે. **ग्रावगणैः**-**ग्राव्णां गणैः** (ષ૦ત૦), પથ્થરોના સમૂહથી. **साकम्**—સાથે; તૃતીયા વિભક્તિ લે છે. **अर्कबिंबोपमाः—अर्कस्य बिंब उपमा येषां ते** (બ૦વ્રી૦), સૂર્યના બિંબની જેને ઉપમા આપી શકાય તે; સૂર્યનાં બિંબ સાથે સરખામણી કરી શકાય તેવાં રત્નો. **लुठन्ति**-રવડે છે; અહીંતહીં ગબડે છે. **नीरचरैः—नीरे चरन्ति** (ઉપ૦ત૦), જળચરો. **समम्**—સાથે; તૃતીયા વિભક્તિ લે છે. **भगवान् नारायणः**—ભગવાન વિષ્ણુ. **निद्राति—निद्रा** ગ. ૨, પરસ્મૈ., વ. કા., ૩ પુ., એ. વ., નિદ્રા લે છે. **एवं वीक्ष्य**—આ પ્રમાણે જોઈને; **वि+ईक्ष्** ગ. ૧, આત્મને., સંબંધક ભૂ. કૃ. **तव अविवेकम्**—તારી સારાસારનો વિચાર કરવાની શક્તિનો અભાવ. **प्रौढिम्**— વિસ્તાર. **पराम्**—મોટા. **उन्नतेः**—મોટાઈનો. **निन्दानि**—

**निन्द्** ગ. ૧, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૧ પુ., એ. વ., નિન્દું. **स्तवानि–स्तु** ગ. ૨, પરસ્મૈ., આજ્ઞાર્થ, ૧ પુ., એ. વ., વખાણુ કરું.

**અન્યોક્તિ**–નીચો કે ઊંચો હોય—તેના ઉપર સમદૃષ્ટિ રાખવાથી તારું વર્ણન થઈ શકે એમ નથી. તને વખાણુવો ?–કે વખોડવો ?–આ પ્રકારનો યક્ષપ્રશ્ન (Dilemma) કવિ રજૂ કરે છે.

(૧૫) અન્વય–**रत्नैः किं; ते अभ्रायितेन वपुषा किम्,– यत् तावकं सलिलं तृषितानां वदनं न प्रयाति ॥**

**हे अर्णव**–હે સમુદ્ર; **किं खलु एतैः रत्नैः ?**–આ રત્નોનો ખરેખર શો ઉપયોગ છે ? **अभ्रायितेन**–નામધાતુ : **अभ्रमिवाचरति–अभ्रायते**નું કર્મણિ, ભૂ. કૃ., **अभ्रायित**નું તૃતીયા એ. વ., નપું. વાદળાની માફક વર્તન રાખનાર (વિશેષણ). **वपुषा**– શરીરથી. **वपुष्** નપું., તૃતીયા એ. વ. **यत्...तृषितानां वदनं न प्रयाति**–જે તારું પાણી તરસ્યાના મુખમાં જતું નથી.

**અન્યોક્તિ**—કોઈ એક ધનિક પ્રત્યે આ ઉક્તિ છે : તારા સુંદર શરીર અને તારા બહુ ધનનો શો ઉપયોગ — કે જેમાંથી યાચકને કાંઈ પણ મળી શકતું નથી ?

(૧૬) અન્વય–**हे कासार, अधुना त्वं सलिलानां इयत्यां संपत्तौ अपि आर्तानां तृष्णां यदि सहसा न हरसि–[तदा] निदाघे चण्डांशौ अङ्गारनिकरान् परितः किरति कृशीभूतः केषां खलु तां परिहर्ता असि ॥**

**सलिलानामियत्यां संपत्तौ**–પાણીની આટલી સમૃદ્ધિ હોવા છતાં; **इयत्** 'આટલું' +**ई** 'સ્ત્રીલિંગનો પ્રત્યય '=**इयती**નું સપ્તમી એ. વ., સ્ત્રી. (સતિ સપ્તમી); **आर्तानाम्**–પીડિતોની. **तृष्णाम्**–(૧) તરસ; (૨) યાચક પક્ષે : ઇચ્છા, વાસના. **निदाघे**– ઉનાળામાં. **चण्डांशौ...किरति**–(સતિ સપ્તમી) જ્યારે સૂર્ય

અંગારાના જથ્થા વેરે છે. **चण्डाः अंशवः यस्य सः** (બ૦વ્રી૦), **तस्मिन्**–જેનાં કિરણો પ્રચંડ છે તે: સૂર્ય, **चण्डांशौ**-સપ્તમી એ. વ., પુલ્લિંગ. **अङ्गाराणां निकरान्** (ષ૦ ત૦), અંગારાઓના જથ્થાઓ. **किरति**–**कृ** ગ. ૬, પરસ્મૈ.નું વ. કૃ., **किरत्**નું સપ્તમી એ. વ., પુલ્લિંગ: વેરતો. **परितः**–ચારે બાજુએ. **कृशीभूतः**–પાતળો બની ગયેલો. **न कृशः अकृशः, अकृशः कृशः संपन्नः** (**च्वि** રૂપ). **केषाम् ताम्** (=**तृष्णाम्**) **परिहर्ता**–કોની તરસને તું હરનાર છું?

**અન્યોક્તિ**—કોઈક પૈસાદારને ઉદ્દેશી આ શબ્દો બોલવામાં આવ્યા છે: તારી પાસે આટલું ધન છે, તેથી તું યાચકની કામના પૂરી પાડી શકીશ; પરંતુ વિપત્તિ આવશે ત્યારે તું કોની કામના પૂરી કરી શકવાનો છું? અહીં અપ્રસ્તુત સરોવરથી કોઈ પ્રસ્તુત — ધનિકનો ઉલ્લેખ છે.

(૧૭) અન્વય–**अयि वारिधे, रोषं नो उरीकरोषि चेत् त्वां प्रति वदामः–तवार्थिना जलदेन विमुक्तानि तोयानि हा [त्वं] महान् अपि न जहासि।**

**वारिधिः**–સમુદ્રનું સંબોધન એ. વ., **वारिधे. रोषम्**–ક્રોધ. **नो**–નહિ. **उरीकरोषि**–**उररी** અને **उरी** એ 'સ્વીકાર'સૂચક નિપાત છે; અને તે અર્થમાં **कृ, भू** અને **अस्** નાં રૂપ સાથે જોડાય છે. આમ રૂપ **च्वि** રૂપના જેવું જ બને છે. **उरीकृ** ગ. ૮, પરસ્મૈ., ૨ પુ., એ. વ., વ. કા., સ્વીકાર કરે તો, 'જો તું રોષનો સ્વીકાર ન કરે તો'='જો તું ગુસ્સે ન થાય તો.' **चेत्**–જો. **त्वां प्रति वदामः**–તારા તરફ અમે કહીએ છીએ. **तव अर्थिना**–તારી જરૂરવાળા; તારા યાચક. **जलदेन**–**जलं ददाति** (ઉ૦ ત૦), **तेन**–વાદળાથી. **विमुक्तानि तोयानि**–નાખેલાં પાણી. **हा**–શોક સૂચવે છે. **त्वं महान् अपि न जहासि**–તું

મોટો હોવા છતાં પણ છોડતો નથી. **जहासि–हा** ગ. ૩, પરસ્મૈ., વ કા., ૨ પુ., એ. વ.

**અન્યોક્તિ** — આ કોઈ કૃપણ પ્રત્યે વચન છે : તું પારકાનું લઈ લે છે : અને જેને જરૂર છે તેને તું આપતો નથી.

(૧૮) અન્વય–**हे वर्षानदि ! भवती जह्नुजायाः स्रोतसि विशन्तीं न वारयामः । तु न युक्तं एतत् अस्याः पुरः तरङ्गभङ्गान् प्रकटीकरोषि ॥**

**वर्षानदि–**વર્ષાઋતુમાં ભરપૂર બનતી નદી; સંબો. એ. વ., સ્ત્રી. **जह्नुजायाः–जह्नोः जायते** (ઉપ૦ ત૦), **जह्नुजा,** ષષ્ઠી એ. વ., સ્ત્રી., **जह्नुजायाः,** ગંગાનો; **जह्नु** રાજાએ ગંગાને પૃથ્વી ઉપર આણી, સગરના પુત્રોને તાર્યા. **स्रोतसि–स्रोतस्** નપું., સપ્તમી એ. વ., પ્રવાહમાં. **विशन्तीं–विश्** ગ. ૬. પરસ્મૈ., વ. કૃ., **विशत्**નું સ્ત્રીલિંગ : **विशती** અને **विशन्ती**નું દ્વિતીયા એ. વ., દાખલ થતી. **न वारयामः–**અટકાવતા નથી. **वृ** ગ. ૧૦, અટકાવવું. **तु न एतत् युक्तम्**–પણ એ યોગ્ય નથી. **अस्याः (=गङ्गायाः) पुरः–**એ ગંગા આગળ. **तरङ्गभङ्गान्–तरङ्गाणां भङ्गान्** (ષ૦ ત૦), મોજાંઓના વળાંક. **प्रकटीकरोषि–प्रकट** ઉપરથી **च्वि** ૩૫ : તું પ્રકટ કરે છે.

(૧૯) અન્વય — **अम्बुज, पौलोमीपतिकानने विलसतां गीर्वाणभूमिरुहां येन मधुव्रतेन आघ्रातसमुज्झितानि कुसुमानि निर्जरैः आजघ्रिरे । तस्मिन् मधुव्रते अद्य विधिवशात् माध्वीकं आकांक्षति त्वं लोभम् अश्नसि–तदा त्वां प्रति किं ब्रूमहे ॥**

**पुलोम्नः अपत्यं स्त्री–पौलोमी,** ઇંદ્રાણી, સરખાવો: '**पुलोमजा शचीन्द्राणी**' (અમર૦). **पौलोम्याः पतिः** (ષ૦ત૦), **पौलोमीपतेः कानने** (ષ૦ ત૦), ઇંદ્રાણિપતિ–ઇંદ્રના વનમાં.

**विलसताम्-वि+लस्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., **विलसत्**નું ષષ્ઠી બ. વ., પુલ્લિંગ, આનંદ કરતા. **गीर्वाणानां (=देवानाम्), भूमीरुहाम् (=वृक्षाणाम्)**, દેવોનાં વૃક્ષોનો; **भूम्यां रोहति** (ઉપ૦ ત૦), **भूमिरुह्**ની છઠ્ઠી વિ૦, બ. વ., પુલ્લિંગ. **येन मधुव्रतेन**-જે ભ્રમરે. **मधुनः व्रतं यस्य सः** (બ૦ વ્રી૦), મધ મેળવવાનું જેનું વ્રત છે તે: ભમરો. **आघ्रातसमुज्झितानि-आदौ आघ्रातानि पश्चात् समुज्झितानि** (કર્મ૦), પહેલાં સૂંઘી પછી ત્યજી દીધેલાં. **आजघ्रिरे-आ+घ्रा** ગ. ૧, પરસ્મૈ.નું પરોક્ષભૂત., ૩ પુ., બ. વ. (કર્મણિ), સૂંઘાયાં હતાં. **निर्जरैः-निर्गता जरा येषाम् तैः** (બ૦ વ્રી૦), જેનું ઘડપણ જતું રહ્યું છે તે, દેવો. **तस्मिन् . . . आकाङ्क्षति** (સતિ સપ્તમી), આજે દૈવસંયોગે ભમરો મધની ઇચ્છા કરે છે. **माध्विकम्**-મધ. **आ+कांक्ष्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., **आकांक्षत्**નું સપ્તમી એ. વ. **त्वं लोभं अञ्चसि**-તું લોભને પામે છે; **अञ्च्** ગ. ૧, પરસ્મૈ., 'જવું.' **अम्बुज**-હે કમળ. **तदा . . . ब्रूमहे**-તો તારી પ્રત્યે અમે શું કહીએ ? **ब्रू** ગ. ૨, આત્મને., ૧ પુ., બ. વ., વ. કા., બોલીએ.

**અન્યોક્તિ**—દાનયોગ્ય સારા માણસને આપવામાં પૈસાનો લોભ બતાવતા કોઈ કંજૂસને ઉદ્દેશીને આ કહેવાયું છે.

(૨૦) અન્વય—**रे राजहंस, यत्र भवता मृणालपटली भुक्ता, अम्बूनि निपीतानि, नलिनानि निषेवितानि, तस्य सरोवरस्य केन कृत्येन कृतोपकारः भवितासि ।**

**भवता-भवत्**નું તૃતીયા એ. વ., તારાથી. **मृणालानां पटली (=समूहः)** (ષ૦ ત૦), કમળના દાંડાઓનો જથ્થો. **भुक्ता-भुज्** ગ. ૩. આત્મને.નું કર્મ ભૂ. કૃ., ભોગવાઈ. **अम्बूनि-अम्बु** નપું., પ્રથમા બ. વ., પાણી. **निपीतानि**-પીધાં; **नि+पा** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., **निपीत**નું પ્રથમા એ. વ., નપું. **नलिनानि**-કમળો. **निषेवितानि-नि+सेव्** ગ. ૧, પરસ્મૈ.,

કર્મ. ભૂ. કૃ. **निषेवित** પ્રથમા બ. વ., નપું., ભોગવાયાં. **कृतोपकारः-कृतः उपकारः येन सः** (બ૦વ્રી૦), જેણે ઉપકાર કર્યો છે. **भवितासि-भू** ગ. ૧, પરસ્મૈ.નો શ્વસ્તનભવિષ્યકાળ (1st Future), ૨ પુ., એ. વ., થઈશ.

(૨૧) અન્વય—**हे चञ्चरीक, कुसुमाकरस्य प्रारम्भे यस्य [ आम्रवृक्षस्य ] उल्लसन्मञ्जरीपुञ्जे परितः मञ्जुलगुञ्जितानि रचयन् तान् उत्सवान् आतनोः, अद्य दैवात् तस्मिन् रसालशाखिनि कृशां दशामञ्चति, त्वं विनयं मुञ्चसि चेत् त्वदन्यः कः नीचः अस्ति ।**

**चञ्चरीक**-હે ભ્રમર. **कुसुमाकरस्य**-વસંતના; **कुसुमानाम् (=पुष्पाणाम्) आकरः (=खनिः)** (ષ૦ ત૦), ફૂલોની ખાણ-વસંત; સરખાવો; ભ. ગી. ૧૦-૩૫. **मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः।** **यस्य**-જે આંબાના વૃક્ષના. **उल्लसन्मञ्जरी-पुञ्जे-उल्लसन्त्यः मञ्जर्यः** (કર્મ૦), **उल्लसन्मञ्जरीणां पुञ्जे** (ષ૦ ત૦), ખીલતી મંજરીઓના સમૂહ ઉપર. **मञ्जुलानि गुञ्जितानि** (કર્મ૦), સુંદર ગુંજારવો. **रचयन्**-રચતો. **उत्सवान् आतनोः**-ઉત્સવને પ્રસારતો હતો; **आ+तन्** ગ. ૮, પરસ્મૈ., હ્યસ્તનભૂત. ૨ પુ., એ. વ., પસારતો હતો. **दैवात्**-નસીબના યોગે. **रसालशाखिनि**-આંબાનું વૃક્ષ; **शाखिन्**નું સપ્તમી. એ. વ., પુંલિં., વૃક્ષ. **कृशाम् दशाम् अञ्चति** (સતિ સપ્તમી૦), જ્યારે તે જ આંબાનું વૃક્ષ ખરાબ દશાને પામે ત્યારે. **त्वं चेद् विनयं मुञ्चसि**-તું જો વિનય ત્યજી દેશે. **नीचः**-હલકો. **त्वदन्यः**-તારાથી બીજો; **अन्य** પાંચમી વિભક્તિ લે છે. **कः अस्ति**-કોણ છે.

**અન્યોક્તિ**—જેની સારી દશામાં આનંદનો ઉપભોગ કર્યો તેની વિપત્તિમાં તેના પ્રત્યે બેદરકારી કરતા કોઈક કૃતઘ્ન પ્રત્યે આ ઉક્તિ છે.

(૨૧) અન્વય—**हे कृष्णसार, गुरुगर्वनिमीलिताक्षः अस्मिन् कानने एणीगणेषु किं खलु खेलसि । इमां हरिविहारवसुंधरायाः भिन्नकरीन्द्रकुम्भमुक्तामयीं सीमां कलय ।**

**कृष्णाः साराः यस्य सः** (બ० વ્રી०), જેના ઉપર કાળા ડાઘ છે તે; કાળિયાર હરણ. **गुरुगर्वनिमीलिताक्षः–गुरुः गर्वः** (કર્મ०), **गुरुगर्वेण निमीलिते अक्षिणी यस्य सः** (બ० વ્રી०), બહુ જ અભિમાનથી જેણે પોતાની આંખો બીડી છે તે. **एणीनाम् गणेषु** (ष० त०), હરણીઓના ટોળામાં. **खेलसि**–તું ક્રીડા કરે છે; **खेल्** ગ. ૧, પરસ્મૈ., 'ક્રીડા કરવી' **हरिविहारवसुंधरायाः–हरेः विहारस्य वसुंधरायाः** (ષ० ત०), સિંહની ક્રીડા માટેની ભૂમિની. **भिन्न...मयीं–करी इन्द्र इव** (કર્મ०), **करीन्द्रस्य कुम्भाः** (ષ० ત०), **भिन्नाः करीन्द्रकुम्भाः** (કર્મ०), **भिन्न...मुक्ता+मय** (તદ્ધિત०), ગજરાજોનાં ભેદાયેલાં ગંડસ્થળોનાં મોતીથી ભરપૂર. **इमां सीमाम्**–આ સીમા. **अस्ति**–છે.

**અન્યોક્તિ**–તેજસ્વી માણસોના વિહારને યોગ્ય સ્થળમાં ક્ષુદ્રજનોએ અભિમાન કરવું ન જોઈએ. મૃગ શબ્દથી કોઈક ક્ષુદ્રજન પ્રસ્તુત છે; જ્યારે સિંહથી કોઈક તેજસ્વી મનુષ્ય પ્રસ્તુત છે.

(૨૩) અન્વય-**करिणां अरिणा जठरज्वलनज्वलता अपि अपगतशङ्कं पुरः समागता अपि हरिणाली कथं हन्यताम् नु ।**

**करिणां अरिणा**–હાથીઓના શત્રુથી; સિંહને ઉલ્લેખી આ કહ્યું છે. **जठरस्य ज्वलनेन ज्वलता** (તૃ० ત०), જઠરાગ્નિથી બળતા. **अपि**–હોવા છતાં પણ. **अपगतशङ्कम्–अपगता शङ्का यस्मिन् कर्मणि यथा स्यात् तथा** (અવ્યયી.), શંકા રાખ્યા વિના. **कथं हन्यताम्**–શા માટે હણાવી જોઈએ; **हन्** ગ. ૨, પરસ્મૈ.નું કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ. **पुरः समागता**–પાસે આવેલી (**अपि**) હોય છતાં પણ. **हरिणानाम् आली**

(ષ૦ ત૦), હરણોની પંક્તિ; હરણોનું ટોળું. **कथं नु –‘नु शंकायां वितर्के च’** (અમર૦), શા માટે ?

**અન્યોક્તિ**–બહુ શક્તિવાળા માણસે શા સારુ નિર્બલ ઉપર પોતાની શક્તિ વાપરવી ? — આ પ્રમાણે શક્તિવાળા માણસને ઉદ્દેશી આ વચન છે.

(૨૪) અન્વય–**येन [हरिणा] भिन्नकरिकुम्भविस्खलन्मौक्तिकावलीभिः मही अञ्चिता तेन हरिणा हरिणान्तिके पराक्रमः कथ्यतां कथं नु ।**

**येन**–જેણે. **भिन्न…वलीभिः**-**करिणां कुम्भाः** (ષ૦ ત૦), **भिन्नाः करिकुम्भाः** (કર્મ૦), **भिन्नकरिकुम्भेभ्यः विस्खलतां मौक्तिकानां आवलीभिः** (ષ૦ ત૦), હાથીઓનાં ભેદાયેલાં ગંડસ્થલોમાંથી ખરતાં મોતીઓની પંક્તિઓથી. **मही अञ्चिता**–પૃથ્વી પુજાઈ છે; **अञ्च्**–‘પૂજા કરવી’ ગ. ૧, પરસ્મૈ. નું કર્મ. ભૂ. કૃ., **हरिणानाम् अन्तिके** (ષ૦ ત૦), હરણોની પાસે. **पराक्रमः कथं नु कथ्यताम्** ?–શા માટે પરાક્રમ કહેવાવું જોઈએ; **कथ्** ગ. ૧૦, પરસ્મૈ. નું કર્મણિ, આજ્ઞાર્થ, ૩ પુ., એ. વ..

**અન્યોક્તિ** — મહાપરાક્રમશાલી સિંહે પોતાનું પરાક્રમ નિર્બળ હરણાં પ્રત્યે શા માટે વ્યક્ત કરવું જોઈએ ? — એટલે કે, પરાક્રમી પુરુષે ક્ષુદ્રજનની સમક્ષ પરાક્રમ વ્યક્ત કરવું યોગ્ય નથી.

(૨૫) અન્વય–**रे मदान्धेक्षण, गजश्रेणीनाथ, सखे,— त्वं इह जटिलायां वनभुवि क्षणमपि स्थितिं नो दध्याः । असौ कुम्भिभ्रान्त्या खरनखरविद्रावितमहागुरुग्रावग्रामः हरिपतिः गिरिगर्भे स्वपिति ॥**

**मदेन अन्धे ईक्षणे यस्य सः** (બ૦વ્રી૦), અભિમાનથી અંધ જેનાં નેત્રો થયાં છે તે. **गजश्रेणीनाथ**–**गजानां श्रेण्याः नाथ** (ષ૦ ત૦), હાથીઓની હારનો પતિ; ગજરાજ. **सखे**–**सखि** પુલ્લિંગ, સંબોધન એ. વ., હે મિત્ર. **जटिलायां**–લતા વગેરેની

બહુલતાથી ભરપૂર. **वनस्य भुवि** (ષ૦ ત૦), વનના પ્રદેશમાં. **स्थिति नो दध्याः**–સ્થાન કરતો નહિ; **धा** ગ. ૩, પરસ્મૈ., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., 'ધારણ કરવું'. **कुम्भिभ्रान्त्या– कुम्भिनां भ्रान्त्या** (ષ૦ ત૦), હાથીઓના ભ્રમથી. **कुम्भ** (ગંડસ્થળ) **+इन्** (માલિકીસૂચક તદ્ધિત)=હાથી. **खर...ग्रामः– खराः नखराः** (કર્મ૦), **तैः विद्रावितः** (તૃ૦ ત૦), **महान्तः गुरवः ग्रावाणः** (કર્મ૦). **खर...विद्रावितः महा...ग्रामः येन सः** (બ૦ વ્રી૦), જેણે પોતાના તીક્ષ્ણ નખથી મોટા અને ભારે પથ્થરોના જથ્થાને તોડી નાખ્યો છે તે. **हरिपति–हरीणां पतिः** (ષ૦ ત૦), સિંહોનો રાજા. **गिरिगर्भे–गिरेः गर्भे** (ષ૦ ત૦), પર્વતના અંદરના ભાગમાં; પર્વતની ગુફામાં. **स्वपिति–स्वप्** ગ. ૨, પરસ્મૈ., ૩ પુ., એ. વ., વ. કા., સૂઈ રહે છે.

**અન્યોક્તિ**—જ્યારે કોઈ પરાક્રમશાલી પુરુષને યુદ્ધ કરવા શત્રુ ન હોય તો પાસે રહેલા નિર્બળ માણસે પોતાનો ગર્વ જવા દઈ તે સ્થાનમાંથી ચાલ્યા જવું એ જ યોગ્ય છે.

## ૧૧

## અન્યોક્તિઓ

૧. કલ્પવૃક્ષોનાં પુષ્પોની સુગંધને ભોગવવાથી જેની સઘળી ઇચ્છાઓ પૂર્ણ થઈ છે તે ભ્રમરની આ બીજાં પુષ્પોની સેવના એ ખરેખર તેનો ભારે ઉપહાસ છે!

૨. હે આમ્રવૃક્ષ, કોયલોને પૂછી જોયું; બધાં વૃક્ષો જોયાં; પણ ભ્રમરને તારી જોડી જડી નહિ.

૩. હે માળી, જેમાં પ્રચંડ સૂર્ય (તપી રહ્યો) છે તેવા ઉનાળામાં થોડાં પાણીથી પણ જે આ વૃક્ષનું પોષણ કર્યું, તે

(પોષણ) શું બધી બાજુએ પાણીની ધારાઓની ઝડીઓ નાખતા છતાં પણ વર્ષાઋતુના મેઘથી આ જગતમાં ઉત્પન્ન કરવું શકય છે?

૪. બાગનો પાલન કરનારો (સાર અને અસાર વચ્ચે) વિવેક કરી ન શકે તેવો છે; ખરેખર પૃથ્વી પાણી વિના (સુકી) બની છે; દશે દિશાઓ વાવાઝોડાંને લીધે લૂખી બની ગયેલી છે; આ પ્રમાણે સુકા પ્રદેશમાં ચંપાને માટે સમસ્ત સંહારનાં કારણ (ઉપસ્થિત થયાં હતાં) ત્યારે, હે મેઘ, અમૃતસમાન પાણીથી સિંચતા તને બ્રહ્માએ કયાંકથી પ્રકટ કર્યો.

૫. જે સિંહના બારણે, અત્યંત ભયને લીધે જેનાં નેત્રો ભ્રમિત બની ગયાં છે અને ઝરતા મદની બહુલતાને લીધે જેના ઉપર ભ્રમરોનાં જૂથ ભમી રહ્યાં છે તે હાથીઓ સ્થિરતા ધારણ કરી શકતા ન હતા, તે સિંહ પરલોક જતાં, મોતીઓના જથા જ્યાં ગબડી રહ્યા છે એવા તેને બારણે, હે શિવ! હે શિવ! શિયાળવીનો કોલાહલ આજે થઈ રહ્યો છે.

૬. વૃક્ષો ઉપર સરખા ભાવથી સ્નેહ ધારણ કરતા આ માળીએ નાના બકુલના છોડ ઉપર બહુ કરુણા ન કરી; પણ એ (બકુલના છોડે જ) સત્વર, બહાર ખીલી ઊઠતાં પુષ્પોના સમૂહના સુવાસથી દિશાના છેડાઓને ભ્રમરોના જૂથના ગુંજારવથી ભરપૂર કરી દીધા.

૭. મૂળિયાં બહુ જ સ્થૂળ અને (જમીનમાં) દૃઢ બંધાઈ ગયેલાં છે; સેંકડો જાડી શાખાઓ છે; પહોંચવા કઠણ પર્વત ઉપર (તારો) વાસ છે; હે વૃક્ષરાજ, તને ભય કયાંથી હોય? પણ આ એક (વસ્તુ) જરા મારા ચિત્તમાં ચિંતાનો જ્વર પેદા કરે છે—(તે એ કે) જ્વાળાઓના સમૂહથી ઘેરી વળતો નિર્દય દાવાનળ ખાઈ જાય તેવો છે.

૮. હે મેઘ, જે ચાતકે ઉનાળામાં બહુ પ્રચંડ કિરણો વડે સૂર્યથી બળી ગયા છતાંય, તારું જ ધ્યાન ધરતાં બહુ લાંબા દિવસો અતિકષ્ટે કાઢ્યા, તેના તરફ આમ ભાગ્યયોગે, દૃષ્ટિગોચર થવા છતાં પણ તેં જો કરાને વરસાવવાની કૃપા (કરવી) યોગ્ય ગણી તો અમારે કોને કહેવું ?

૯. દાવાનળની જટિલ જ્વાળાઓના સમૂહથી પીડા પામેલાં અને (જેને વળગેલી) લતાઓ નીચે ગરી પડી છે તે વૃક્ષો કરમાઈ જાય છે છતાં, હે મેઘ, પર્વતોની હારનાં શિખરો ઉપર તું પાણી આપે છે: આ કયા પ્રકારનું તારું લક્ષ્મીનું અભિમાન છે ?

૧૦. તારી સમક્ષ એની કર્કશ ગર્જનાને સાંભળતાં, અરે મુસાફર, તું જરી પણ મનમાં ગભરાતો નહિ; જગતની પીડાઓને દૂર કરવા જેણે પોતાનું જીવન (મનુષ્યપક્ષે: જિંદગી; મેઘપક્ષે: પાણી) અર્પણ કરી દીધું છે તે મેઘને હે મિત્ર, તેં શું સાંભળ્યો નથી ?

૧૧. હે ચંદનવૃક્ષ, તારી સુવાસ ત્રણેય ભુવનમાં જાણીતી છે; (તારી) શીતળતા પણ જગતમાં અસાધારણ છે; અને વળી તારી કીર્તિ દિશાઓરૂપી સ્ત્રીઓને આંગણે પહોંચેલી છે: પણ આ એક (બાબત) તું સાંભળ: (તારી) બખોલોમાં ઝેરની જ્વાળાને બહાર કાઢતો સર્પોનો સમૂહ તારા એ બધાય સુંદર ગુણોને ગળી જાય છે.

૧૨. કોઈ જાતની અપેક્ષા નથી, પ્રસન્ન કરવાપણું નથી, સ્નેહ નથી, કે સહવાસ નથી: તોપણ લોકોના તાપને એ ઉન્નત સ્થિતિમાં રહેલો મેઘ હરી લે છે.

૧૩. સ્વચ્છ સરોવરમાં તારી ઉત્પત્તિ છે; વિષ્ણુના હાથમાં વાસ છે; તું લક્ષ્મીનું નિવાસસ્થાન છે; દેવોના હૃદયને હરી લે તેવો તારો સુવાસ છે; હે કમળ, પક્ષીઓમાં શ્રેષ્ઠ (મનુષ્યપક્ષે: બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ) એવા હંસ ઉપર જો તારો સ્નેહ થાય, તો આ

અને બીજા ગુણોથી પણ સુંદર એવા તારી એ બહુ જ ઉત્કૃષ્ટતા ગણાય.

૧૪. પથ્થરના ઢગલાઓ સાથે સૂર્યના બિંબની સાથે સરખામણી કરી શકાય તેવાં રત્નો કાંઠા ઉપર રોળાય છે; પાણીમાં જળચરો સાથે ભગવાન વિષ્ણુ નિદ્રા લઈ રહ્યા છે: આ પ્રમાણે તારા (સાર અસારનો ભેદ કરવાના) વિવેકના અભાવને અને વળી ભવ્યતાની તારી ઊંચી કોટિને જોઈને, હે ક્ષીરસાગર, કહે કે: હું તારી નિંદા કરું કે સ્તુતિ કરું!

૧૫. હે સમુદ્ર, જો તારું પાણી પણ તરસ્યાઓને મોએ ન જાય, તો ખરેખર આ તારાં રત્નોનો અને મેઘના જેવા દેખાતા તારા દેહનો શો ઉપયોગ?

૧૬. આટલી પાણીની સંપત્તિ હોવા છતાં પણ, હે સરોવર, જો તું હાલ સત્વર પીડિતોની તરસને દૂર નહિ કરે તો ઉનાળામાં ચારે બાજુએ અંગારાઓના સમૂહને સૂર્ય વેરી રહ્યો હશે ત્યારે (સુકાઈ) પાતળું બની ગયેલ તું અરેરે, કોની તરસ દૂર કરીશ?

૧૭. અરે સમુદ્ર, જો તું ક્રોધનો સ્વીકાર ન કરે તો તારી પ્રત્યે અમે કાંઈક કહીએ: તારા યાચક એવા વાદળાએ વરસાવેલાં પાણીને પણ તું, મહાન હોઈ, અરેરે, (લઈ લેવાં) છોડી દેતો નથી!

૧૮. હે વર્ષાઋતુની નદી, જહ્નુ રાજાની પુત્રી (ગંગા)ના પ્રવાહમાં પ્રવેશ કરતી તને અમે અટકાવતા નથી; પણ એની પાસે તારા તરંગોની વક્રતાને તું પ્રકટ કરે એ યોગ્ય નથી.

૧૯. હે કમળ, ઇંદ્રાણીના નાથ (=ઇંદ્રના) વનમાં વિલસી રહેલાં કલ્પવૃક્ષોનાં જે (ભ્રમરે) સૂંઘી અને ત્યજી દીધેલાં ફૂલોને દેવો સૂંઘે છે, તે ભ્રમર દૈવયોગે પુષ્પરસને ઝંખતો હોય ત્યારે તું લોભ કરે તો તારા પ્રત્યે અમે શું કહીએ?

૨૦. હે રાજહંસ, જેમાં તેં કમળના દાંડાઓનો જથો ખાધો, પાણી પીધાં અને કમળોને સેવ્યાં, તે સરોવરનો ઉપકાર તું ક્યા કાર્યથી વાળવાનો છું ?

૨૧. વસંતઋતુના આરંભમાં ચારે બાજુએ જેના ઊઘડી રહેલી મંજરીના સમૂહ ઉપર મધુર ગુંજારવ કરી તું ઉત્સવો કરી રહ્યો હતો, તે આમ્રવૃક્ષ આજે દૈવયોગે ખરાબ સ્થિતિને પામ્યું છે, ત્યારે જો, હે ભ્રમર, તું વિનય ત્યજી દઈશ, તો તારાથી બીજો કોણ નીચ હોય ?

૨૨. હે કાળિયાર, આ જંગલમાં હરિણીઓનાં ટોળાંમાં ભારે અભિમાનથી આંખો મીંચી તું કેમ બેસી રહ્યો છે? ભેદાઈ ગયેલાં ઉત્તમ હાથીઓનાં ગંડસ્થળોમાંથી નીકળેલાં મોતીઓથી ભરપૂર, સિંહને ક્રીડા કરવાની ભૂમિની આ સીમા છે—તે તું જાણ!

૨૩. શંકા રાખ્યા વિના પાસે આવ્યું હોય તોપણ હરિણના ટોળાને, કેવી રીતે, પેટ (ની ભૂખ)ના તાપથી બળતો છતાં હાથીઓનો શત્રુ સિંહ હણે ?

૨૪. જેણે ભેદાઈ ગયેલા હાથીઓનાં ગંડસ્થળમાંથી ખરતાં મોતીઓના સમૂહથી ભૂમિને પૂજી છે, તે સિંહથી હરણો આગળ આજે પરાક્રમ કેવી રીતે કહેવાય ?

૨૫. હે મિત્ર, મદને લીધે આંધળાં બનેલ નેત્રવાળા હે હાથીઓના ટોળાના નાયક, તું આ ગાઢા વનના પ્રદેશમાં સ્થાન ન કરતો; પર્વતની ગુફામાં હાથીની ભ્રાન્તિથી તીણા નહોરથી જેણે ભારે પથ્થરોનો ઢગલો ઉખાડી નાખ્યો છે તે સિંહરાજ પર્વતની ગુફામાં સૂતો છે.

**—ભામિનીવિલાસ : અન્યોક્તિવિલાસ : ૨૬-૫૦**

## 11. Indirect Sayings

1. This enjoyment of other flowers by a bee, whose all desires are gratified by the enjoyment of the fragrance of the flowers of celestial trees, is (an act of) downright impropriety.

2. O mango tree, the cuckoos have been questioned; all trees around have been observed on all sides;—nowhere in the world was your equal found by the bee.

3. O gardener, is it possible for the cloud of the rainy season, even shedding heavy showers of rain (lit., waters) on all sides to bring about here that nourishment of the tree which you brought about with scanty water out of pity in the summer when the sun was very hot?

4. The superintendent of the garden was lacking discernment; certainly the earth had no moisture; the ten directions were roughened by whirlwinds; the terrible heat was difficult to bear; thus when in the desert even all the causes for the destruction of the Champak tree were (present), O cloud, you, drenching by means of water, were sent out by the creator from somewhere.

5. At the door—where the elephants over whom the clusters of bees hovered on account

of the access of the trickling rut, could not stand with steadiness, their eyes rolling on account of great fear—at the door of the lion where the pearls are rolling on the ground, alas! there are the yells of she-jackals, now that the lion is dead today.

6. The gardener, cherishing equal affection for all the trees, did not show any compassion to the young Bakul-plant; but it (i. e., the Bakul plant) soon made the ends of the quarters full of the hummings of the clusters of bees by the fragrance of the bunches of flowers quickly blossoming forth.

7. O lord of trees, your root is very large and firmly fixed in the ground; you have hundreds of thick branches; your residence is on a mountain accessible with great difficulty: Whence can you have fear? Only this one, to a certain extent, produces the fever of anxiety in my mind — the ruthless and devouring forest-conflagration encircling with its number of flames.

8. Even the Chataka bird was scorched by the sun with his extremely hot rays in summer, passed somehow very long days thinking of you, O cloud, if for him you prefer the favour

of the showers of hail-stones now while you by chance have come to sight, whom are we then to blame?

9. Even though the trees, blighted by the confused mass of the flames of forest conflagration, wither away with the (encircling) creepers falling off, O cloud, what pride of wealth is this on your part that you pour abundant water on the peaks of a mountain range?

10. On hearing his terrible rumbles in front of you, O traveller, don't you get perturbed even a bit in your mind; haven't you, O friend, heard the cloud which has given away its water (life) to the relief of the distress of the world?

11. Your fragrance is known even in three worlds; your coolness is uncommon; and your fame has reached the courtyards of women in form of directions: but, listen to this one thing, O Sandal tree, this swarm of serpents, emitting the flames of poison in your hollows, swallows all thy charming qualities.

12. Though there is no expectation; no love, nor companionship; still the high cloud takes away the heat of people.

13. Your birth is in a clear lake; your residence is in the hand of Vishnu; you are the dwelling-place of Lakshmi; your fragrance attracts the hearts of gods:—O lotus, this will be the consummation of glory for you, charming even with all these merits and others, if your attachment is turned to a swan, the best of birds.

14. Along with heaps of stones, the jewels that stand comparision with the disc of the sun roll on thy bank; the divine lord Vishnu sleeps in your water along with the aquatic creatures; having observed in this way even your lack of discrimination and also the great height of your dignity, tell me, O milky ocean, should I censure or praise you ?

15. O ocean, if even your water does not reach the mouth of the thirsty, what use indeed are these your gems and your body too appearing like a cloud ?

16. If, O lake, you do not immediately remove the thirst of the afflicted ones now when you have such an abundance of water, alas, whose thirst (lit., it) are you going to quench, while you are empty, in summer when (the sun) with its scorching rays scatters the heaps of burning cinders all around ?

17. If you do not prefer to get angry, we shall, O ocean, speak to you something: you, alas, though great, do not refuse waters discharged by a cloud who is but a supplicant before you.

18. O river of the rainy season, we do not object to your entering the stream of the river born of Jahnu (i. e., the Ganges); but this is not proper that you exhibit before her the curves of your waves.

19. When today by chance the bee by whom smelt and then foresaken the flowers of the heavenly trees gaily living in the gardens of the husband of Indrani (i. e., Indra), were smelt by the gods—seeks honey, O lotus, what should we say to you if you take recourse to greed?

20. O royal swan, tell me, with what deed will you return the obligation of that lake where you have eaten the collection of its lotus-stalks, drank its waters and enjoyed its lotuses?

21. When that mango-tree, where you spread out pleasure-bouts, humming sweetly about the clusters of buds bursting forth at the advent of spring, has gone today by an ill-chance to a miserable condition, O bee, who

else can be meaner than you if you give up courtesy ?

22. O black antelope, why do you sport in this forest among the herds of female deer, with your eyes closed out of great arrogance? Just understand this to be the boundary-line of pleasure-lands for a lion, spread over with pearls (fallen out) from the temples of the best of elephants, that were torn asunder.

23. How, possibly, should a row of deer, even though it has come before him without any suspicion, be killed by a lion, the foe of elephants, although he is burning with the fire (of hunger) in the stomach?

24. How, possibly, should his own prowess be described before deer, by the lion who has adored the earth by the rows of pearls dropping down from the torn temples of elephants?

25. O leader of a herd of elephants, O friend with eyes blinded with intoxication, you should not make a stay in this dense forest; in the hollow of the mountain sleeps a lordly lion who has scratched out a heap of very heavy stones by means of sharp claws, mistaking them to be elephants.

— **Bhaminivilasa : Anyokti-Ullasa : Verses 26-50**



**Questions :**

I Recognise the following forms :

**प्रपेदे; व्यरचि; विकिरता; परुषीकृता; दधानः; अकृत; आतेने; द्राघीयसः; नीतवान्; म्लायताम्; स्याः उज्झन्ती; निन्दानि, स्तवानि; अभ्रायितेन; उरीकरोषि; विशन्तीं; प्रकटीकरोषि; आजघ्निरे; आतनोः; दध्याः; दधुः; गतवतः, इयत्याम्; स्वपिति.**

II Dissolve the following compounds:

**पुष्पान्तरसेवा; नीरसा; विश्वार्तिवारणसमर्पितजीवनः; द्विजिह्वावली; आघ्रातसमुज्झितानि; निर्जरैः; गुरुगर्वनिमीलिताक्षः; खरनखरविद्रावितमहागुरुग्रावग्रामः; अमरतरुकुसुमसौरभसेवनसंपूर्णसकलकामस्य; अतिभयभ्रान्तनयनाः.**

III (a) Change the voice of the following:

(1) **माकन्द न प्रपेदे मधुपेन तवोपमा जगति ।**

(2) **करटिनः स्थेमानं न दधुः ।**

(3) **तथापि हरते तापं लोकानामुन्नतो घनः ।**

(4) **भवता अम्बूनि निपीतानि ।**

(b) Illustrate the uses of:

**कथमपि; पुरः; हन्त; किमु; अन्तिके.**

(b) Write notes on:

**नारायण;* क्षीरार्णव; पौलोमी; गीर्वाणभूमिरुहः.**

---

* મનુસ્મૃતિ પ્રમાણે નારાયણની વ્યાખ્યા નીચે પ્રમાણે છે :

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥

એટલે नाराः (=जलानि) अयनं (=निवासस्थानं) यस्य सः (બ૦ વ્રી૦), પાણી જેનું નિવાસસ્થાન છે તે: નારાયણ.

(a) Explain the grammatical significance of:

**मांसल; घस्मरः; तावकीनः; स्वीचक्रे; हन्यताम्.**

IV Translate the following into Sanskrit:

(1) It is not possible to bring about that nourishment to a mango tree which you brought about by little water in summer. (2) Nobody can stand comparision with you. (3) This is the only thing which causes anxiety in my mind. (4) His fame is spread all over the world. (5) It is not proper for you to do this.



## १२

## मेघदूतम् ।

## [ મેઘદૂત ]

**પ્રાસ્તાવિક:** આ પાઠ કાલિદાસના સુપ્રસિદ્ધ કાવ્ય મેઘદૂતમાંથી લેવામાં આવ્યો છે. કુબેરના શાપથી બાર માસ માટે કોઈ એક યક્ષને અલકાનગરી છોડવી પડે છે. પ્રિયતમાનો વિયોગ સહન કરવો તેને વિષમ થઈ પડે છે. અલકામાંથી દેશવટો પામી તે વિંધ્યપર્વતની રામગિરિ નામની ટેકરીના આશ્રમમાં રહે છે. વર્ષાઋતુ આવી છે; અને મેઘને જોઈ તેની મારફત સંદેશો મોકલવાનું તે યક્ષના હૃદયમાં આવે છે. આ પ્રમાણે સંદેશો મોકલવાનું નક્કી કરે છે: આ સંદેશો તે મેઘદૂત:

મેઘદૂત બે ભાગમાં વિભક્ત છેઃ પૂર્વમેઘ અને ઉત્તરમેઘ; પૂર્વમેઘમાં રામગિરિથી અલકા સુધી મેઘે ઓળંગવાના માર્ગનું વર્ણન છે; ઉત્તરમેઘમાં અલકાનું, યક્ષના ઘરનું, તેની પત્નીની સ્થિતિનું વર્ણન ઇત્યાદિ કરેલાં છે.

આપણો પાઠ પૂર્વમેઘમાંથી લેવામાં આવ્યો છે. મેઘને રામગિરિથી બ્રહ્માવર્તનો માર્ગ યક્ષે કહી દીધો છેઃ બ્રહ્માવર્ત સરસ્વતી અને દશદ્વતી એ બે પ્રાચીન નદીઓનો પ્રદેશ છે ત્યાં થઈને મેઘને કુરુક્ષેત્ર જવા માટે યક્ષ જણાવે છે (શ્લોઃ ૧); ત્યાંથી સરસ્વતીનાં પાણીમાં સ્નાન કરી પવિત્ર બની (શ્લોઃ ૨) કનખલ ટેકરી આગળ ગંગા જ્યાં હિમાલય ઉપરથી ઊતરે છે તે હરદ્વાર આગળના સ્થળે જવા યક્ષ મેઘને કહે છે. (શ્લોઃ ૩) મેઘનો પડછાયો ગંગાનાં શ્વેત જળ ઉપર પડતાં જાણે અસ્થાને ગંગાયમુના સંગમ થયો હોય એમ લાગશે. (શ્લોઃ ૪). ત્યાં પર્વતની ટેકરી ઉપર થાક ઉતારી, (શ્લોઃ ૫). પર્વત ઉપરના દાવાનળને શમાવી, (શ્લોઃ ૬). શરભોના ગર્વને તોડી (શ્લોઃ ૭). શિવના ચરણન્યાસની પ્રદક્ષિણા કરવા યક્ષ મેઘને સૂચવે છે. (શ્લોઃ ૮). 'ત્યાં વાંસના ધ્વનિ અને કિંનરીઓના ગીત સાથે તારી મૃદંગના ધ્વનિરુપ ગર્જના મિલાવી શિવજીના સંગીતનો સાજ તું પૂર્ણ કરજે. (શ્લોઃ ૯). ત્યાંથી હિમાલયની બાજુએ ક્રૌંચરન્ધ્રની કરાડમાં થઈને ઉત્તર દિશામાં જજે. (શ્લો. ૧૦) અને ત્યાં તું કૈલાસ આગળ આવીશ (શ્લોઃ ૧૧) એ શુભ્ર કૈલાસ ઉપર શ્યામ એવો તું આવવાથી જાણે બળરામે શ્યામ વસ્ત્ર ધારણ કર્યું હોય એવું દશ્ય થશે. (શ્લોઃ ૧૨); ત્યાં ક્રીડાપર્વત ઉપર જતાં શિવે જેને ટેકા સારુ હાથ આપ્યો છે તેવાં પાર્વતી માટે તારી જાતને ચડતાઊતરતી ગોઠવી, અંદરનાં પાણી ઠીજાવી દઈ તું પગથીઆં રૂપ બનજે. ( શ્લોઃ ૧૩ ) ત્યાં સુરાંગનાઓ તને યાન્ત્રિક સ્નાનગૃહ બનાવશે; અને એ જો તને

જલદી છોડે નહિ તો તેમને તારી ગર્જનાથી બીવરાવજે. (શ્લોઃ ૧૪) અને વિવિધ પ્રકારની ક્રીડાથી તું તે પર્વત ઉપર આનંદ કરજે; (શ્લોઃ ૧૫) આ પ્રમાણે યક્ષ મેઘને માર્ગદર્શન કરાવે છે.

આ પાઠ ઉપરથી પણ કાલિદાસની અપૂર્વકલ્પના, હિંદની સંસ્કૃતિ સાથેની તન્મયતા, ભક્તિનમ્ર હૃદય અને ઉચ્ચ કવિ તરીકેની તેની અપૂર્વતા વિદ્યાર્થીને જણાઈ આવશે. મેઘદૂત એ સંસ્કૃત સાહિત્યમાં એક અપૂર્વ કાવ્ય છે અને આટલા શ્લોકો શિખ્યા પછી આખાય મેઘદૂતનો રસાસ્વાદ વિદ્યાર્થીએ કરવા જેવો છે.

(૧) અન્વય—**अथ ब्रह्मावर्तं जनपदं छायया गाहमानः क्षत्रप्रधनपिशुनम् तत् कौरवं क्षेत्रं भजेथाः—यत्र गाण्डीवधन्वा शितशरशतैः राजन्यानां मुखानि, धारापातैः कमलानि त्वम् इव अभ्यवर्षत् ॥**

**ब्रह्मावर्तम्**—કુરુક્ષેત્રની પાસેનો અને હસ્તિનાપુરથી વાયવ્ય તરફ આવેલો પ્રદેશ; એ પવિત્રભૂમિ તરીકે ગણાય છે; સરખાવો : મનુ. ૨—૧૭ : **सरस्वतीदृशद्वत्योः देवनद्योर्यदन्तरं । तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं विदुर्बुधाः ॥** "સરસ્વતી અને દશદ્વતી એ બે પવિત્ર નદીઓ વચ્ચેનો દેવોએ નિર્મેલો પ્રદેશ તેને ડાહ્યા માણસો બ્રહ્માવર્તને નામે ઓળખે છે."—આ પ્રદેશનો આચાર અને વેદાભ્યાસ સર્વ આર્યોના આદર્શરૂપ છે. **जनपदम्**—પ્રદેશ. **छायया**—તારા પડતા પડછાયાના છાંયાથી. **गाहमानः—गाह्** ગ. ૧, આત્મને., વ. કૃ., પ્રવેશ કરતો. **क्षत्रप्रधनपिशुनम्—क्षत्राणां प्रधनम्** (ष० त०), **तस्य पिशुनम्** (ष० त०), ક્ષત્રિયોના સંહારનું સૂચક; કૌરવપાંડવોનું ભયંકર યુદ્ધ કુરુક્ષેત્રમાં થયેલું છે તેને ઉલ્લેખીને વિશેષણ મૂકવામાં આવ્યું છે. **कौरवं क्षेत्रम्**—કુરુક્ષેત્ર; **कुरूणाम् इदं—कौरवम्**, કુરુક્ષેત્ર. હિંદુસ્તાનમાં એક પવિત્ર સ્થાન તરીકે પરિચિત છે. પાંડવકૌરવોનું

યુદ્ધ ત્યાં થયું હતું; થાણેશ્વરના અગ્નિખૂણામાં તે આવ્યું. સરખાવો : મનુ. ૨-૧૯ : **कुरुक्षेत्रं च मत्स्याश्च पाञ्चालाः शूरसेनकाः । एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥** **भजेथाः** **भज्** ગ. ૧, આત્મને., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., આશ્રય લે. **राजन्यानाम्–राजन्+य** પ્રત્યય (**अपत्यार्थ–राज्ञः अपत्यम्–राजन्यम्**); ક્ષત્રિયો. **गाण्डीवधन्वा–गाण्डीवं धनुः यस्य सः** (બ૦ વ્રી૦), ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર, અર્જુન; **धनुस्** બહુવ્રીહિ સમાસને છેડે **धन्वन्** થઈ જાય છે **गाण्डीवधन्वन्**–પ્રથમા. એ. વ., **गाण्डीवधन्वा**. ખાંડવવનદાહ સમયે અગ્નિએ આ ધનુષ્ય અર્જુનને આપ્યું હતું. **शितशरशतैः–शिताः शराः** (કર્મ૦), **शितशराणाम् शतैः** (૫૦ ત૦), સેંકડો તીણાં બાણો વડે. **शो** ગ. ૪, પરસ્મૈ., 'તીણું કરવું'નું કર્મ. ભૂ., કૃ., **शित**. **धारापातैः–धाराणाम् पातैः** (૫૦ત૦), ધારાઓ નાખીને. **कमलानि त्वम् [अभिवर्षसि] इव**–જેવી રીતે વરસાદની ઝડીઓ તું કમળો ઉપર વરસાવે છે તેવી રીતે. **मुखानि**–મુખો–માથાં.

(૨) અન્વય–**बन्धुप्रीत्या समरविमुखः लाङ्गली अभिमत-तरसां रेवतीलोचनाङ्कां हालां हित्वा याः [अपः] सिषेवे–हे सौम्य त्वं तासां सारस्वतीनां अपां अभिगमं कृत्वा अन्तःशुद्धः भविता–वर्णमात्रेण कृष्णः ॥**

**बन्धुप्रीत्या–बन्धुनाम् प्रीत्या** (૫૦ત૦), પોતાના સ્વજનો તરફના પ્રેમને લીધે. જ્યારે કૌરવપાંડવો વચ્ચે યુદ્ધની તૈયારી થઈ ત્યારે કૃષ્ણે પાંડવોનો પક્ષ લીધો અને બલરામ કોઈ પણ પક્ષ લેવા માગતા ન હોવાથી તીર્થોમાં સ્નાન કરવાના ઇરાદે મુસાફરી કરવા નીકળી પડ્યા. તે સમયે તે સરસ્વતી વગેરે સ્થાનોએ ગયા હતા. **समरविमुखः**–યુદ્ધમાંથી વિમુખ બનેલો. **विगतं मुखं यस्य सः** (બ૦વ્રી૦). **समरात् विमुखः** (પં૦ત૦), યુદ્ધમાંથી વિમુખ બનેલા. **लाङ्गली–लाङ्गल (=हल)+इन्** (માલિકીસૂચક પ્રત્યય),

હળને જે ધારણ કરે છે તે; બલદેવનું હથિયાર હળ હતું; તેથી તેને સંકર્ષણ પણ કહે છે. **अभिमतरसाम्–अभिमतः रसः यस्याः ताम्** (બ૰વ્રી૰), જેનો રસ (બલદેવને) પ્રિય હતો તે. **रेवतीलोचनाङ्काम्–रेवत्याः लोचने** (ષ૰ત૰), **रेवतीलोचनयोः अङ्कः यस्यः ताम्** (બ૰વ્રી૰), જેની અંદર રેવતીનાં નેત્રોના પ્રતિબિંબનું ચિહ્ન હતું તે. **हालाम्**–મદિરાને. **हित्वा–हा** ગ. ૩, પરસ્મૈ., સંબંધક. ભૂ. કૃ., ત્યજીને. **रेवती**–બલરામની પત્નીનું નામ છે. રેવતી–રેવતના પુત્ર કકુદ્મીની પુત્રી હતી. તે અત્યંત સુંદર હતી અને તેને માટે વર કયો શોધવો તે પૂછવા તેનો પિતા બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ બલરામ, જે પરમાત્માનો અવતાર હતા, તેને પરણાવવા સૂચવ્યું. **रेवतीलोचनांकाम्**–વિશેષણ સૂચવે છે કે બલરામ અને રેવતી સાહચર્યે મદિરાપાન કરતાં હતાં. **याः अपः सिषेवे**–જે (સરસ્વતીનાં પાણીનું) તેમણે સેવન કર્યું હતું. અહીં પણ એક આખ્યાયિકાનો ઉલ્લેખ છેઃ બલરામ નિમિષારણ્યમાં ગયા ત્યારે બધા ઋષિઓએ ઊભા થઈને તેમને માન આપ્યું; પરંતુ સૂતઋષિ ઊભા ન થયા. આથી બલરામ ગુસ્સે થયા, અને ગુસ્સામાં દાભની સળી વડે સૂતઋષિને મારી નાખ્યા. બલદેવને આ પ્રમાણે બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું; તેનું નિવારણ કરવા ઋષિઓએ કહ્યા પ્રમાણે તેમણે મદિરા છોડી સરસ્વતીનાં પાણીનું સેવન કરવા માંડ્યું. અહીં તેનો ઉલ્લેખ છે. **सिषेवे–सेव्** ગ. ૧, આત્મને., પરોક્ષભૂ., ૩ પુ., એ. વ., સેવ્યાં. **सौम्य**–યક્ષ વાદળાને ઉદ્દેશી કહે છેઃ ભાઈ. **तासाम् अपाम् अधिगमः**–તે પાણીની પ્રાપ્તિ કરીને; તે પાણીનું સેવન કરીને. **सारस्वतीनाम्–सरस्वत्याः आसाम्**–સરસ્વતીનાં. વેદમાં સિંધુ નદી કરતાં પણ વધારે પ્રખ્યાત આ સરસ્વતી નદી માત્ર અત્યારે નામાવશેષ જ રહેલી છે. તે હિમાલયના દક્ષિણ ભાગમાંથી નીકળી છેવટે રણમાં અદૃશ્ય થાય છે. સરખાવોઃ **गङ्गा कनखले पुण्या कुरुक्षेत्रे सरस्वती । ग्रामे वा यदि वाऽरण्ये पुण्या सर्वत्र**

**नर्मदा ॥ त्वं अन्तःशुद्धः भविता**–તું અંતરમાંથી શુદ્ધ થઈશ; તને આધ્યાત્મિક શુદ્ધિ પ્રાપ્ત થશે. **वर्णमात्रेण कृष्णः**–અને, કેવળ વર્ણથી–રંગથી તું શ્યામ રહેશે. બાહ્ય વર્ણની કાંઈ કિંમત નથી–આંતરિક શુદ્ધિ એ જ મહત્ત્વની છે. **भू** ઉપરથી નામ+**तृ** પ્રત્યય લગાડીને–**भवितृ**નું પ્રથમા એ. વ., થનાર છે.

(૩) અન્વયઃ—**तस्मात् अनुकनखलं शैलराजावतीर्णां सगरतनयस्वर्गसोपानपङ्क्तिम् जह्नोः कन्याम् गच्छेः–या गौरीवक्त्रभ्रुकुटिरचनां फेनैः विहस्य इव इन्दुलग्नोर्मिहस्ता शंभोः केशग्रहणम् अकरोत् ॥**

**तस्मात्**–તે કુરુક્ષેત્રમાંથી. **अनुकनखलम्–कनखलस्य अनु** (અવ્યયીભાવ), કનખલ પ્રદેશની પાસે; 'કનખલ' તીર્થ હરિદ્વારની પાસે છે–જ્યાં આગળથી પર્વત ઉપરથી ગંગાનદી નીચે હિંદુસ્તાનનાં મેદાનમાં પ્રવેશે છે. ગંગાનદીને ડાબે કાંઠે આ તીર્થ આવેલું છે. **शैलराजावतीर्णाम्–शैलानां राजा** (ષ૦ ત૦), **शैलराजात् अवतीर्णाम्**–પર્વતરાજ હિમાલય ઉપરથી ઊતરેલી; **अव+तृ** ગ. ૧, નું પરસ્મૈ., કર્મ. ભૂ. કૃ., ઊતરેલી. **सगर... पंक्ति–सगरस्य तनयानां स्वर्गस्य सोपानानां पङ्क्तिः** (ષ૦ ત૦), **ताम्**, સગરપુત્રોને સ્વર્ગમાં જવા માટે પગથિયાંની હાર. સગરરાજાના પુત્રો કપિલમુનિની આંખમાંથી છૂટેલા તેજથી બળીને ભસ્મ થઈ ગયા હતા. સગરે નવ્વાણું અશ્વમેધયજ્ઞ કર્યા હતા; અને સોમો યજ્ઞ કરે તો ઇન્દ્રને પોતાના સ્થાનની બીતિ હતી. આથી સોમા અશ્વમેધયજ્ઞનો ઘોડો ઇંદ્ર ચૂપકીથી પાતાળમાં લઈ ગયો અને કપિલમુનિ આગળ મૂક્યો. ભૂમિ ખોદી સગરપુત્રો પાતાળમાં ગયા, ત્યારે કપિલમુનિ આગળ ઘોડાને ચરતો જોઈ, કપિલમુનિને ચોર ધારી, તેમનું અપમાન કરવા આગળ ધપ્યા—એટલામાં જ કપિલના નેત્રના અગ્નિએ તેમને

બાળી ભસ્મ કર્યા. સગર, તેનો પુત્ર અંશુમાન અને પૌત્ર દિલીપે તેમના ઉદ્ધાર માટે અનેક પ્રયત્નો કર્યા; પરન્તુ અંશુમાનના પૌત્ર ભગીરથે ગંગા સ્વર્ગમાંથી આણી તેમનાં પાણીને સગરપુત્રોની રાખ ઉપર જવા દઈ તેમને તાર્યાઃ તે સ્વર્ગમાં ગયા. માટે ગંગાને આ ઉપમા આપી છે. **गौरीवक्त्रभ्रुकुटिरचनां विहस्य**–પાર્વતીના મુખ ઉપર ભ્રુકુટિ ચઢેલી હતી તેને હસીને; **गौर्याः वक्त्रस्य भ्रुकुटेः रचनाम्** (૫૦ ત૦); **गिरेः अपत्यं स्त्री–गौरी;** સ્વર્ગમાંથી ગંગાનદી જેવી વિશાળ નદી પડે તો પૃથ્વી ધોવાઈ જાય; એટલે બ્રહ્માએ ભગીરથને સૂચના આપી કે શિવ એકલા જ ગંગાને ધારણ કરી શકે એમ છે. આથી ભગીરથના તપ પછી તેની પ્રાર્થનાનો સ્વીકાર કરી શિવજીએ ગંગાને પોતાના શિર ઉપર ધારણ કરી. કવિએ પાર્વતી અને ગંગા—બંને વચ્ચેના સપત્નીભાવની કલ્પના કરી છે. ગંગા ઉપર શિવે પ્રેમ દર્શાવ્યો—એટલે પાર્વતીને ઈર્ષ્યા થઈ અને ભવાં ચઢાવી દીધાં; એટલે ગંગાજી જાણે તેને હસવા લાગ્યાં. ગંગાજીનું ફીણ એ હાસ્યની કલ્પનાને પોષે છે. ત્યાર-પછી ભગીરથની પ્રાર્થનાથી ગંગાજીનાં પાણી શિવે વહેવા દીધાં, ગંગાનું પૃથ્વી ઉપર અવતરણ થયું, અને પૃથ્વી ઉપરથી સમુદ્રમાં થઈ તેનાં પાણી પાતાળમાં ગયાં. **फेनैः**–ફીણને લીધે. **केशानां ग्रहणम्** (૫૦ ત૦), વાળને પકડવા તે. **इन्दुं लग्नाः ऊर्मयः एव हस्ताः यस्याः सा** (બ૦ વ્રી૦), જેનાં મોજાંરૂપી હાથ ચંદ્રને લાગેલા છે. અર્ધચંદ્ર એ શિવના માથા ઉપર વિરાજે છે; અને ગંગાને પણ શિવે મસ્તક ઉપર રાખ્યાં છે.

(૪) અન્વય–**सुरगज इव व्योम्नि पश्चार्धलम्बी अच्छ-स्फटिकविशदं तस्याः अम्भः पातुं त्वं तर्कयेः चेत् सपदि स्रोतसि संसर्पन्त्या भवतः छायया असौ अस्थानोपगतयमुनासंगमा इव अभिरामा स्यात् ॥**

**सुरगजः**–**सुराणां गजः** (ષ૦ત૦), દેવોનો હાથી; દિવ્યહાથી. **व्योम्नि**–**व्योमन्** નપું., સપ્તમી એ. વ., આકાશમાં. **पश्चार्धलम्बी** –**पश्चाद् अर्धम् पश्चार्धम्** (અનિયમિત કર્મ : **पृषोदरादि०**), **पश्चार्धेन लम्बते** (ઉપ૦ ત૦), પાછલા ભાગથી (આકાશમાં= **व्योम्नि**) રહીને અને આગલા ભાગથી ગંગાનાં પાણી પીવા વાંકા નમીને. **अच्छस्फटिकविशदम्**–**अच्छः स्फटिकः** (કર્મ૦), **अच्छस्फटिकः इव विशदः** (કર્મ૦), **तद्**, સ્વચ્છ સ્ફટિકની માફક નિર્મળ. **तिर्यग्**–વાંકા નમીને (અવ્યય : **तिरः अञ्चति यस्मिन् कर्मणि यथा स्यात् तथा**). **अम्भः पातुं**– પાણી પીવાને. **त्वं तर्कयेः चेद्**–તું વિચાર કરે તો. **सपदि** –એકદમ. **भवतः स्रोतसि संसर्पन्त्या छायया**–તારી પ્રવાહમાં જતી છાયાથી; **सं+सृप्** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., સ્ત્રીલિંગ, **संसर्पन्ती**નું તૃતીયા. **अस्थानोपगतयमुनासंगमा**– **अस्थाने उपगतः यमुनायाः सङ्गमः यया सा** (બ૦ વ્રી૦), જેને નિયત કર્યા વિનાના સ્થાને યમુનાનો સંગમ થયો હતો તેવી. સામાન્ય રીતે યમુનાનાં કાળાં પાણી ગંગાનાં શ્વેત પાણીને પ્રયાગ આગળ મળે; આ તો તારી કાળી છાયા ગંગાનાં શ્વેત પાણી ઉપર ચડતાં જાણે અસ્થાને ગંગાયમુના સંગમ થયો હોય એમ. **अस्थान**માં **अ**, **तदन्यत्व** બતાવે છે. **अभिरामा**–સુંદર. **स्यात्** –થાય; **अस्** ગ. ૨, પરસ્મૈ.નું વિધ્યર્થ, ૩ પુ., એ. વ.; સરખાવો: રઘુવંશ: ૬: ૮. **कलिन्दकन्या मथुरां गतापि गंगोर्मिसंसक्तजलेव भाति।** સરખાવોઃ રઘુવંશ: ૧૩ શ્લોક ૫૪—૫૮.

(૫) અન્વય–**आसीनानां मृगाणां नाभिगन्धैः सुरभितशिलं तस्याः एव प्रभवं तुषारैः गौरं अचलं प्राप्य अध्वश्रमविनयने तस्य शृङ्गे निषण्णः शुभ्रत्रिनयनवृषोत्खात-पङ्कोपमेयां शोभां वक्ष्यसि ॥**

**आसीनानां**–બેઠેલ; **आस्** ગ. ૨, આત્મને., વ. કૃ., **आसीन**નું ષષ્ઠી બ. વ. **मृगाणां**–કસ્તૂરીમૃગોની. **नाभिगन्धैः**–**नाभेः गन्धैः** (ષ૦ ત૦), મૃગની ડૂંટીમાંથી ઉત્પન્ન થતા સુગંધી પદાર્થથી—કસ્તૂરીથી. **सुरभिता शिला यस्य तम्** (બ૦વ્રી૦), જેની શિલા સુવાસિત કરેલી હતી તે. **सुरभि** ઉપરથી નામધાતુ **सुरभयति**નું કર્મ. ભૂ. કૃ., **सुरभितः**–સુવાસિત કરેલી. **तस्याः एव प्रभवम्**–તે (ગંગાનું) જ પ્રભવસ્થાન–મૂળ. **तुषारैः गौरं**–હિમને લીધે શ્વેત. **अचलम्–न चलति** (ઉપ૦ત૦), **तम्**–પર્વતને. **प्राप्य**–પામીને; **प्र+आप्**નું સંબંધક કૃ. **अध्वश्रमविनयने**–**अध्वनः श्रमस्य विनयने** (ષ૦ ત૦), માર્ગના થાકને દૂર કરવામાં. **तस्य शृङ्गे**–તેના શિખર ઉપર. **निषण्णः–नि+सद्** ગ. ૧, પરસ્મૈ.-નું કર્મ. ભૂ. કૃ., બેઠેલો. **शुभ्र...मेयाम्–त्रीणि नयनानि यस्य सः** (બ૦ વ્રી૦), જેને ત્રણ નેત્ર છે તે : શિવ. **त्रिनयनस्य वृषः** (ષ૦ત૦), શિવનો વૃષભ; **शुभ्रश्चासौ त्रिनयनवृषश्च** (કર્મ૦), **त्रि...वृषेण उत्खातेन** (તૃ૦ ત૦), **पङ्केन** (કર્મ૦), **उपमेयाम्** (તૃ૦ ત૦), ત્રણ નેત્રવાળા શિવના શ્વેત વૃષભે ઉછાળેલા કાદવની સાથે જેને સરખાવી શકાય તેવી; **उप+मा** ગ. ૩, આત્મને., વિધ્યર્થ, સ્ત્રીલિંગ, દ્વિતીયા એ. વ. **शोभाम्**નું વિશેષણ. **वक्ष्यसि–वह्** ગ. ૧, પરસ્મૈ., સામાન્યભવિષ્ય, ૨ પુ., એ. વ., ધારણ કરશે. આ જ પ્રકારની કલ્પના 'રઘુવંશઃ' ૧૩ : ૧૭ માં; તથા 'મેઘદૂતઃ' પૂર્વમેઘ ૨ માં પણ છે.

(૬) અન્વયઃ **वायौ सरति सरलस्कन्धसंघट्टजन्मा उल्काक्षपितचमरीबालभारः दवाग्निः तं चेद् बाधेत, एनं वारिधारासहस्रैः अलं शमयितुम् अर्हसि—हि उत्तमानां संपदः आपन्नार्तिप्रशमनफलाः ॥**

**वायौ सरति** (સતિ સપ્તમી), પવન જ્યારે વાય છે ત્યારે; **सृ** ગ. ૧, પરસ્મૈ.નું વ. કૃ., **सरत्**નું સપ્તમી એ. વ. **सरति**.

**सरलानाम् स्कन्धाः** (ષ૦ ત૦), **सरलस्कन्धानां संघट्टेन जन्म यस्य सः** (બ૦ વ્રી૦), સરલ વૃક્ષોની મોટી ડાળીઓના સંઘર્ષણથી ઉત્પન્ન થયેલો. સરલવૃક્ષો દેવદારુના જેવાં જ હોય છે. **स्कन्धः**–મોટી ડાળી. **उल्का...भारः–उल्काभिः क्षपितः चमरीणां बालानां भारः येन सः**–જેણે પોતાના તણખાઓથી ચમરીઓના વાળોના ગુચ્છનો નાશ કર્યો હતો તે. **उल्काभिः**–તણખાવાળા ભડકાઓથીઃ **अग्निकणच्छटाभिः** ( સ્થિરદેવ ). **स्फुलिङ्गैः**–તણખાઓથી. **क्षपित–क्षै** ગ. ૧, પરસ્મૈ.નું પ્રેરક, **क्षपयति**નું કર્મ. ભૂ. કૃ., નાશ કરેલા. **वारिणाम् धाराणाम् सहस्रैः** (ષ૦ ત૦), પાણીની હજારો ધારાઓથી. **दवाग्निः–दवस्य अग्निः** (ષ૦ ત૦), દાવાનળ. **अलं शमयितुम् अर्हसि**–પૂરેપૂરો શાંત કરવા નું યોગ્ય છે; **शम्** ગ. ૪, પરસ્મૈ.નું પ્રેરક **शमयति**નું હેત્વર્થ કૃ., શાંત કરવાને. **अलम्**–સંપૂર્ણ રીતે. **आपन्नार्तिप्रशमनफलाः–आपन्नानाम् आर्तेः प्रशमनम् एव फलं यासाम् ताः** (બ૦ વ્રી૦), દુઃખી થયેલાના દુઃખને શાંત કરવારૂપ જેનું ફળ છે તે; **आ+पद्** ગ. ૪, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ. **आपन्न**–વિપત્તિમાં આવી પડેલો. **आर्ति–आ+ऋ** ગ. ૧, પરસ્મૈ.+**ति** ભાવવાચકનો પ્રત્યય, 'દુઃખ'. **उत्तमानां संपदः**–ઉત્તમ જનોની સંપત્તિ. સરખાવોઃ **परोपकाराय सतां विभूतयः ।** અથવા કિરાતઃ ૭ઃ ૨૮ઃ **सा लक्ष्मीरुपकुरुते यया परेषाम् ।**

(૭) અન્વય–**तस्मिन् संरम्भोत्पतनरभसाः ये शरभाः मुक्ताध्वानं भवन्तं सपदि स्वाङ्गभङ्गाय लङ्घयेयुः तान् तुमुलकरकावृष्टिपातावकीर्णान् कुर्वीथाः। निष्फलारम्भयत्नाः के वा परिभवपदं न स्युः ॥**

**तस्मिन्**–તેના ઉપર; તે હિમાલય પર્વત ઉપર. **संरम्भेन उत्पतनम्** (તૃ૦ ત૦), **संरम्भोत्पतने रभसः येषां ते** (બ૦વ્રી૦), ક્રોધથી હુમલો કરવામાં જેનો વેગ છે તે. **शरभाः**–

કેટલાક આને પ્રાણી–તથા કેટલાક પંખી–તરીકે ગણાવે છે. તેને આઠ પગ હોય છે, જેમાંના ચાર તેની પીઠ ઉપર ઊગેલા હોય છે. તે બહુ હઠીલું પ્રાણી કહેવાય છે, અને સિંહને તે મારી નાખે છે, એવી તેની ખ્યાતિ છે. **मुक्ताध्वानम्–मुक्तः अध्वा येन तम्** (બ૦ વ્રી૦), જેણે પોતાનો માર્ગ ત્યજી દીધો છે તેવા; અથવા **मुक्तः आ (=समन्तात्) ध्वानः येन तम्** (બ૦ વ્રી૦), જેણે પોતાની ગર્જના પૂરેપૂરી શાંત કરી છે તેવા. **लङ्घयेयुः–लङ्घ्** ગ. ૧૦, ઉભય., હુમલો કરે; વિધ્યર્થ, ૩ પુ., બ. વ. **स्वानि अङ्गानि** (કર્મ૦), **तेषां भङ्गाय** (ષ૦ ત૦), પોતાનાં અંગોનો વિનાશ કરવા માટે; કારણ કે વાદળા ઉપર હુમલો કરવા જતાં કાંઈ પણ હાથમાં ન આવતાં શરભો પર્વતની કરાડોમાં પડી પોતાનાં અંગો તોડી નાખી પ્રાણ ગુમાવે એ પ્રકારની કવિની અહીં સંભાવના છે. **तुमुलाः करकाः** (કર્મ૦) **तुमुलकरकाणां वृष्टेः पातेन** (ષ૦ ત૦), ભારે કરાઓનો વરસાદ નાખીને. **कुर्वीथाः–कृ** ગ. ૮, આત્મને., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., તું કરજે. **निष्फलारम्भयत्नाः-निर्गतं फलं येभ्यः ते निष्फलाः** (બ૦ વ્રી૦), **आरभ्यन्त इति आरम्भाः**–'કાર્યો'. **निष्फलाः आरम्भाणां यत्नाः येषां ते** (બ૦વ્રી૦), જેમના પ્રયત્નો નિષ્ફળતા આવે એવાં કાર્યોમાં જ થઈ રહ્યા છે તે. **के वा न स्युः**–કોણ થતા નથી? **अस्** ગ. ૨, પરસ્મૈ., વિધ્યર્થ, ૩ પુ, બ. વ., થાય. **परिभवस्य पदम्**–તિરસ્કારના સ્થાનરૂપ. સરખાવો : Apte's Guide § 11 (b) **पात्र, आस्पद, स्थान, पद, प्रमाण, भाजन** વગેરેના ઉપયોગ માટે.

(૮) અન્વય–**तत्र दृषदि व्यक्तं शश्वत् सिद्धैः उपचित-बलिं अर्धेन्दुमौलेः चरणन्यासं भक्तिनम्रः परीयाः । यस्मिन् दृष्टे उद्धूतपापाः श्रद्दधानाः करणविगमात् ऊर्ध्वं स्थिरगणपद-प्राप्तये कल्पिष्यन्ते ॥**

**तत्र**–ત્યાં; હિમાલયમાં. **दृषदि–दृषद्** સપ્તમી એ. વ., પથ્થર ઉપર. **व्यक्तम्–वि+अञ्ज्** ગ. ૭, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., સ્પષ્ટ દેખાતું. **अर्धेन्दुमौलेः–अर्धश्चासौ इन्दुः** (કર્મ૦), **अर्धेन्दुः मौलौ यस्य** (બ૦ વ્રી૦), **तस्य**, જેના મસ્તક ઉપર અર્ધચન્દ્ર છે તે, શિવ. **शश्वत्**–હંમેશાં. **उपचितबलिम्–उपचिताः बलयः यस्मै तत्** (બ૦ વ્રી૦), જેને બલિ મૂકવામાં આવ્યા હતા; જેને માટે ઉપહાર લાવવામાં આવ્યા હતા. **चरणन्यासम्–चरणयोः न्यासम्** (ષ૦ ત૦), પગલાંની મુદ્રાને; કદાચ આ જગ્યા હરિદ્વારની પાસે 'હરકા પાયરી' નામે સ્થાનક છે તેને અનુલક્ષીને પણ હોય; કારણ કે 'શંભુરહસ્ય' નામે ગ્રંથમાં તેને **श्रीचरणन्यास** એવું નામ આપવામાં આવ્યું છે. **सिद्धैः**–સિદ્ધોથી; હિમાલય ઉપર એક પ્રકારના યોગીઓ રહે છે જે દૈવી શક્તિઓ ધરાવે છે. **भक्त्या नम्रः** (તૃ૦ત૦), ભક્તિથી નમ્ર બનીને. **परीयाः–परि+इ** ગ. ૨, પરસ્મૈ., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., ગોળ ફરજે: પ્રદક્ષિણા લેજે. **यस्मिन् दृष्टे** (સતિસપ્તમી) જે (ચરણન્યાસ) જોવાતાં. **करणविगमात्–करणस्य (=देहस्य) विगमात्**–આ દેહ જતા રહ્યા–**ऊर्ध्वम्**–પછીથી; **ऊर्ध्वम्**–પાંચમી વિભક્તિ લે છે. **उद्धूतानि पापानि येषाम् ते**–જેનાં પાપો દૂર થઈ ગયાં છે તે, **उद्+धू**નું કર્મ. ભૂ. કૃ., **उद्धूत. श्रद्+धा**નું વ. કૃ., આત્મને., પ્રથમા બ. વ., **श्रद्दधानः**, શ્રદ્ધા રાખતા. **स्थिर . . . प्राप्तये–गणानां पदम्** (ષ૦ત૦), **स्थिरं गणपदम्** (કર્મ૦), **स्थिरगणपदस्य प्राप्तये** (ષ૦ત૦), સ્થિર એવા શિવના ગણના સ્થાનની પ્રાપ્તિ માટે; શિવના સેવક તે ગણ કહેવાય છે. **कल्पिष्यन्ते**–સમર્થ થશે; શક્તિવાન થશે; **क्लृप्** ગ. ૧, આત્મને., સામાન્યભવિષ્ય, ૩ પુ., બ. વ..

(૯) અન્વય–**अनिलैः पूर्यमाणाः कीचकाः मधुरं शब्दायन्ते, संसक्ताभिः किन्नरीभिः त्रिपुरविजयः गीयते;**

**कन्दरेषु ते निर्ह्रादः मुरजे ध्वनिः इव स्यात्-चेत् तत्र पशुपतेः संगीतार्थः समग्रः भावी ननु ॥**

पॄ ગ. ૩, આત્મને., વર્ત. કૃ., **पूर्यमाण**નું પ્રથમા બ. વ., પુલ્લિંગ ભરાયેલા. **कीचकाः** વાંસો. **मधुरम्**-મધુર રીતે. **शब्दायन्ते-शब्द** ઉપરથી નામધાતુ, આત્મને., વ. કા., ૩ પુ., એ. વ., અવાજ કરે છે. **संसक्ताभिः-सम्+सञ्ज्** ગ. ૧, પરસ્મૈ.નું કર્મ. ભૂ. કૃ., **संसक्त**; (તે વાંસની વેણુના નાદ સાથે) પોતાના સ્વરને યોજતી. **किंनरीभिः**-કિંનરીઓથી; અથવા તો 'એકસાથે' એ પણ અર્થ લઈ શકાય. **कुत्सितः नरः [अश्वमुखत्वात्] इति किंनरः** (કર્મ૦); **तस्य स्त्री किंनरी; ताभिः किंनरीभिः**-કિંનરીઓથી. **त्रिपुरविजयः-त्रयाणां पुराणां समाहारः त्रिपुरम्** (સમાહારઃ દ્વં૰), **त्रिपुरस्य विजयः** (ષ૦ત૦), ત્રણ નગરનો વિજય. મયદાનવે અંતરિક્ષમાં દાનવોને માટે ત્રણ નગર બાંધ્યાં હતાં: એક સોનાનું, બીજું રૂપાનું, અને ત્રીજું લોઢાનું આ ત્રણ નગરોના દાનવ નેતાઓ: વિદ્યુન્માલી, રક્તાક્ષ અને હિરણ્યાક્ષ હતા. આ ત્રણેય નગરો શિવે તોડયાં હતાં, અને દાનવોનો વિનાશ કર્યો હતો. **गीयते-गै** ગ. ૧, પરસ્મૈ.નું કર્મણિ, વ. કા., એ. વ., ૩ પુ., ગવાય છે. **निर्ह्रादः**-મેઘગર્જના. **ते**-તારી. **कन्दरेषु**-ગુફાઓમાં. **मुरजे ध्वनि इव**-મૃદંગ ઉપર ધ્વનિના જેવો. **चेत्**-જો. **तत्र**-ત્યાં; હિમાલય પર્વત ઉપર. **पशुपतेः-पशूनाम् पतिः**-શંભુ; ષષ્ઠી એ. વ., શંભુનો. **सङ्गीतार्थः-सङ्गीतस्य अर्थः** (ષ૦ ત૦), સંગીત માટે આવશ્યક વસ્તુઓ. **नृत्यं वाद्यं तथा गीतं त्रयं संगीतमुच्यते ॥** સંગીતમાં નૃત્ય, વાદ્ય અને ગીત એ ત્રણેયનો સમાવેશ થાય છે. **समग्रः-अग्रेण सह** (સહ૦ બ૦ વ્રી૦), બધીય. **भावी**-ભવિષ્યમાં થવાનો; થશે. **ननु**-ખરેખર.

(૧૦) અન્વય-**प्रालेयाद्रेः उपतटं तान् तान् विशेषान् अतिक्रम्य हंसद्वारं भृगुपतियशोवर्त्म क्रौञ्चरन्ध्रम् तेन**

**बलिनियमनाभ्युद्यतस्य विष्णोः श्याम: पाद: इव तिर्यगायामशोभी उदीचीं दिशम् अनुसरेः ॥**

**प्रालेयस्य (=हिमस्य) अद्रेः** (ष० त०), હિમાલયના. **उपतटम्–तटस्य समीपम्** (અવ્યયી०), તટની પાસે; બાજુની પાસે. **तान् तान् विशेषान्**–જુદીજુદી વિશિષ્ટતાઓ; જુદીજુદી દર્શનીય વસ્તુઓ. **अतिक्रम्य**–ઓળંગીને; **अति+क्रम्**નું સંબંધક ભૂ. કૃ. **हंसद्वारम्**–માનસસરોવર તરફ હંસો જાય છે તે બાણનો પ્રદેશ. **भृगुपतियशोवर्त्म–भृगूणां पतिः** (ष० त०), ભૃગુઓનો નાથ; જમદગ્નિપુત્ર પરશુરામ. **तस्य यशसः वर्त्म**–તેની કીર્તિનો માર્ગ. પરશુરામ કૈલાસ ઉપર શિવ પાસે ધનુર્વેદ શીખ્યા હતા. એક દિવસ તેમને કાર્તિકેયની ક્રૌંચ પર્વતને પોતાના બાણ વડે ચીરી નાખવાની કીર્તિની ઈર્ષ્યા થઈ, તેથી પરશુરામે પણ સીધું જ પર્વતમાં પોતાનું બાણ નાખ્યું; તેથી મોટી કરાડ પડી ગઈ તે ક્રૌંચરન્ધ્ર—આ કરાડ, પરશુરામની કીર્તિના માર્ગ સમી કવિએ વર્ણવી છે. **क्रौञ्चरन्ध्र**–પરશુરામે ક્ષત્રિયોનો સંહાર કરવા માટે દક્ષિણ તરફ જતાં આ કરાડ પોતાના બાણ વડે પાડી હતી. **बलिनियमनाभ्युद्यतस्य विष्णोः–बलेः नियमनम्** (ष० त०), **बलिनियमने अभ्युद्यतस्य** (स० त०), બલિરાજાને કાબૂમાં લાવવા તત્પર બનેલા. **विष्णोः**–વિષ્ણુનો; વિષ્ણુના વામન અવતારની વાત સારી રીતે જાણીતી છે. બલિ–વિરોચનનો પુત્ર અને પ્રહ્લાદનો પૌત્ર હતો. તેણે દેવોને બહુ પીડા આપવા માંડી; આથી વિષ્ણુ વામનરૂપે બલિરાજા આગળ આવ્યા, અને તેને દાન આપવા કહ્યું. બલિએ હા પાડી, અને વામને ત્રણ પગલાં જમીન માગી. બલિએ હસીને તે માગણી સ્વીકારી. વામને પોતાનું સ્વરૂપ વિસ્તારવા માંડ્યું, અને બે પગલાંમાં સ્વર્ગ અને પૃથ્વી લઈ લીધાં; ત્રીજું પગલું ક્યાં મૂકવું તે માલુમ ન પડવાથી બલિના માથા

ઉપર મૂક્યું. એમ બલિને ઠેઠ પાતાળમાં ઉતારી દીધો, અને વિષ્ણુએ તેની પાસે પાતાળનું રાજ્ય રહેવા દીધું. આ રીતે સ્વર્ગ છેવટે ઇંદ્રના હાથમાં આવ્યું. **विष्णोः वेविष्टि [=व्याप्नोति] जगदिति–विष्णुः, विष्+णु** affix. **श्यामः पादः इव**–શ્યામ પગના જેવો. **तिर्यगायामशोभि– तिर्यग् आयामः** (કર્મ૦), **तिर्यगायामेन शोभते** (ઉપ૦ ત૦), આડી પડેલી તેની લંબાઈથી શોભતો. **उदीचीम् दिशम्**–ઉત્તર દિશામાં. **अनुसरेः–अनु+सृ** ગ. ૧, પરસ્મૈ., વિધ્યર્થ, ૨ પુ., એ. વ., પાછળ જજે.

(૧૧) અન્વય–**ऊर्ध्वं च गत्वा दशमुखभुजोच्छ्वासित-प्रस्थसन्धेः त्रिदशवनितादर्पणस्य कैलासस्य अतिथिः स्याः– यः कुमुदविशदैः शृङ्गोच्छ्रायैः खं वितत्य प्रतिदिनं राशीभूतः त्र्यम्बकस्य अट्टहासः इव स्थितिः ॥**

**ऊर्ध्वं गत्वा**–ક્રૌંચદ્વારને ઓળંગી આગળ જઈને. **दशमुखानि यस्य सः** (બ૦ વ્રી૦), જેને દશ મુખ છે તે રાવણ. **दशमुखस्य भुजैः उच्छ्वासिताः प्रस्थस्य संधयः यस्य तस्य** (બ૦ વ્રી૦), દશ હાથવાળા (રાવણ)ના હાથથી જેના શિખરના સાંધાઓ ઢીલા પડી ગયા હતા તેવા. અહીં રાવણની એક કથાનો ઉલ્લેખ છે. રાવણ કૈલાસને લંકા લઈ જવા માગતો હતો. આથી તેણે કૈલાસને મૂળમાંથી ઉખાડયું, એટલે બધા કૈલાસનિવાસીઓ ભયભીત બન્યા અને પાર્વતી પણ ભયપીડિત બની શિવને વળગી પડ્યાં. એટલે શિવે ઉપરથી કૈલાસને દબાવ્યું; એટલે રાવણ કચરાતાં બચી છટકી ત્યાંથી નાસી છૂટયો. **उत्+श्वस्** ગ. ૨, પરસ્મૈ.નું પ્રેરક **उच्छ्वासयति**નું કર્મણિ, ભૂ. કૃ., **उच्छ्वासित**, છૂટું કરાયેલું; ઢીલું પડેલું. **त्रिदशवनिता-दर्पणस्य–त्रिः परिमाणमेषामस्ति इति त्रिदशाः** (બ૦ વ્રી૦), **त्रिदशानां वनिताः** (ષ૦ ત૦), **तासां दर्पणस्य** (ષ૦ ત૦), દેવોની સ્ત્રીઓના દર્પણરૂપ. **अतिथिः स्याः**–તું અતિથિ બન.

**कुमुदवत् विशदैः** (કર્મ૦) કુમુદ જેવાં સ્વચ્છ. **शृङ्गाणाम् उच्छ्रायैः** (ષ૦ ત૦), શિખરોની ઊંચાઈથી. **उत्+श्रि** ગ. ૧, પરસ્મૈ., ઉપરથી નામ **उच्छ्राय** 'ઊંચાઈ'. **खं वितत्य स्थितः**–આકાશને વ્યાપી ઊભો છે; **वि+तन्** ગ. ૮, પરસ્મૈ.નું સંબંધક ભૂ. કૃ., વ્યાપીને. **खम्**–આકાશને. **राशीभूतः**–**राशि** 'ઢગલો' ઉપરથી **च्वि** રૂપ: **राशिभवति**નું કર્મણિ, ભૂ કૃ., ઢગલો બનેલું. **प्रतिदिनम्–दिने दिने** (અવ્યયી.), હંમેશાં. **त्र्यम्बकस्य –त्रीणि अम्बकानि यस्य सः** (બ૦ વ્રી૦), **तस्य,** જેને ત્રણ નેત્રો છે તેવા શિવનું. **अट्टहासः**–અટ્ટહાસ કવિઓની રૂઢિ પ્રમાણે હાસ્યનો રંગ શ્વેત ગણાય છે, તેથી આવી ઉત્પ્રેક્ષા છે.

(૧૨) અન્વય: **स्निग्धभिन्नाञ्जनाभे त्वयि तटगते सद्यःकृत्तद्विरददशनच्छेदगौरस्य तस्य अद्रेः मेचके वाससि अंसन्यस्ते सति हलभृतः इव, स्तिमितनयनप्रेक्षणीयां शोभां भविश्रीं उत्पश्यामि ।**

**स्निग्धं च भिन्नं च** (કર્મ૦), **स्निग्धभिन्नम् अञ्जनम्** (કર્મ૦), **स्निग्धभिन्नाञ्जनस्य इव आभा यस्य तस्मिन्** (બ૦ વ્રી૦), નરમ અને ઘૂંટેલી મેંસ જેવી જેની શોભા છે તેવા તું. **(त्वयि); तटं गते** (દ્વિ૦ ત૦), તટ ઉપર આવીશ ત્યારે; પર્વતની બાજુ ઉપર હોઈશ ત્યારે (સતિ સપ્તમી), **सद्यःकृत्तः (=छिन्नः) द्विरदस्य दशनस्य छेदः इव गौरः** (કર્મ૦), **तस्य**–તાજા જ કાપેલા હાથીદાંતના કટકા જેવા શ્વેત. **मेचके– मेचक**–શ્યામ–**वाससि**નું વિશેષણ; **वासस्**નું સપ્તમી, એ. વ., નપું. **वाससि; अंसन्यस्ते अंसे न्यस्ते** (સ૦ ત૦), ખભા ઉપર નાખેલું હોય ત્યારે (સતિ સપ્તમી). **हलभृतः–हलं बिभर्ति** (ઉપ૦ ત૦), **हलभृत्, तस्य,** હલને ધારણ કરનાર બલદેવના જેવી; બલદેવ રંગે શ્વેત હતા. **स्तिमितनयनप्रेक्षणीयाम्– स्तिमितानि नयनानि** (કર્મ૦), **स्तिमितनयनाभ्याम् प्रेक्षणी-**

याम् (તૃ૦ ત૦), સ્થિર નયનોથી જોવા જેવી; प्र+ईक्ष् ગ. ૧, આત્મને., વિધ્યર્થ કૃદંત, જોવા જેવી. शोभाम्–શોભા; સૌન્દર્ય. भवित्रीम्–भवितृ+ई સ્ત્રીલિંગનો પ્રત્યય=भवित्री–થનારી. उत्पश्यामि–હું કલ્પના કરું છું; उत्+दृश् ગ. ૬, પરસ્મૈ.

(૧૩) અન્વય : तस्मिन् क्रीडाशैले शंभुना भुजगवलयं हित्वा दत्तहस्ता गौरी पादचारेण च विचरेत्–यदि अग्रयायी स्तम्भितान्तर्जलौघः भङ्गीभक्त्या विरचितवपुः मणितटारोहणाय सोपानत्वं कुरु ॥

क्रीडार्थं शैलम् (મધ્યમપદલોપી સમાસ), ક્રીડાપર્વત: સરખાવો: कैलासः कनकाद्रिश्च मन्दरो गन्धमादनः। क्रीडार्थं निर्मिता शंभोर्देवैः क्रीडाद्रयोऽभवन्॥ भुजगः एव वलयम् (કર્મ૦), સર્પરૂપી કડું, हित्वा–हा ગ. ૩, પરસ્મૈ., સંબંધક કૃ., ત્યજીને. दत्तः हस्तः यस्यै सा (બ૦વ્રી૦), જેને હાથ (ટેકા માટે) આપવામાં આવ્યો હતો. શિવે સર્પરૂપી કડું, પાર્વતીને ત્રાસ ન થાય તેટલા માટે કાઢી નાખ્યું હતું; અને પછીથી પોતાના હાથે ક્રીડાપર્વત ઉપર ચઢવા તેને ટેકો આપ્યો હતો. गौरी–गिरेः अपत्यं स्त्री, ગિરિની પુત્રી–હિમાલયની પુત્રી, પાર્વતી. पादयोः चारेण (ષ૦ત૦), પગે ચાલીને. विचरेत्–वि+चर् ગ. ૧, પરસ્મૈ-નું વિધ્યર્થ, ૩ પુ., એ. વ., ફરે. अग्रयायी–अग्रं याति असौ–આગળ ગયેલો (તું); આગળ જઈને. स्तम्भितान्तर्जलौघः–स्तम्भितः अन्तर्गतस्य जलस्य ओघः येन सः (બ૦વ્રી૦), અંદર રહેલો પાણીનો જથો જેનો ઠરી ગયો છે તેવો. भङ्गीभक्त्या –भङ्गीनां भक्त्या (ષ૦ત૦) પગથિયાંની રચનાથી. विरचितवपुः– विरचितं वपुः येन सः (બ૦વ્રી૦), જેણે પોતાનો દેહ રચ્યો છે. मणितटारोहणाय–રત્નોની બનેલી પર્વતની બાજુએ ચઢવાને માટે. सोपानत्वं व्रज–પગથિયારૂપ બન.

(૧૪) અન્વય : **तत्र अवश्यं सुरयुवतयः वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयं त्वां यन्त्रधारागृहत्वं नेष्यन्ति; हे सखे घर्मलब्धस्य तव ताभ्यः मोक्षः न स्यात्-यदि क्रीडालोलाः ताः श्रवणपुरुषैः गर्जितैः भायये: ॥**

**तत्र**–ત્યાં, કૈલાસ ઉપર. **अवश्यम्**–ચોક્કસ જ, નક્કી જ. **सुराणां युवतयः**–દેવોની જુવાન સ્ત્રીઓ. **वलयानां कुलिशैः उद्घट्टनानि** (તૃ૦ત૦) **तैः उद्गीर्णं तोयं यस्य तम्** (બ૦વ્રી૦), કંકણની અણીઓના ઘસાવાથી જેણે પાણી છોડયું છે તેવા. **त्वाम्**–તને; મલ્લિનાથ નામે ટીકાકારઃ **कुलिश**નો 'અણી' અર્થ કરે છે; **कुलिश**નો અર્થ 'વજ્ર' થાય છે. વજ્રને સો અણીઓ હોય છે તે એક અણીના અર્થમાં લઈ **कुलिश**નો 'અણી' અર્થ કરવો: કર્મધારય સમાસ લઈએ તો સારો અર્થ નીકળે. **वलयाः एव कुलिशाः** (કર્મ૦) કંકણોરૂપી વજ્રથી; ઇંદ્રના વજ્રના આઘાતથી વાદળાંમાંથી વરસાદ પડે છે; તેવી રીતે આ દેવાગનાનાં કંકણોરૂપી વજ્રથી જેમાંથી પાણી છૂટયું છે તેવો (તું); **यन्त्रधारागृहत्वम्–यन्त्रेषु धाराः** (સ૦ત૦), **यन्त्रधाराणां गृहत्वम्** (ષ૦ ત૦), યંત્રમાં રહેલી ધારાઓનું ગૃહ, યંત્રથી જેની અંદર ધારાઓ પડે છે તેવું સ્નાનગૃહ–ની અવસ્થાને. **यन्त्रविक्षिप्ताः धाराः यन्त्रधाराः** ( મધ્યમપદલોપી સમાસ ), કેટલાકને અભિપ્રાયે છે. **घर्मलब्धस्य–घर्मे लब्धस्य**, ઉનાળામાં પ્રાપ્ત થયેલા. **तव**=તારો. **ताभ्यः**–તે સુરયુવતીઓથી. **मोक्षः न स्यात्**–મોક્ષ ન થાય; તને છૂટ ન મળે તો. **क्रीडालोलाः–क्रीडायां लोलाः** (સ૦ ત૦), ક્રીડામાં મશગૂલ બનેલી. **श्रवणयोः परुषः** (ષ૦ ત૦), કર્ણને કર્કશ. **गर्जितैः**–ગર્જનાઓથી. **ताः**–તે સુરયુવતીઓને. **भायये:–भी** ગ. ૩, પરસ્મૈ.નું પ્રેરક **भाययति**નું વિધ્યર્થ, ૨ પુ., એ. વ., બિવરાવજે; ભયભીત કરજે.

(૧૫) અન્વય: **जलद, हेमाम्भोजप्रसवि मानसस्य सलिलम् आददानः ऐरावतस्य क्षणमुखपटप्रीतिम् कुर्वन् कल्पद्रुम-किसलयानि अंशुकानि इव वातैः धुन्वन् नानाचेष्टैः ललितैः तं नगेन्द्रं कामं निर्विशेः ॥**

**जलद**–હે મેઘ. **हेम्नः अम्भोजानां प्रसवि** (ષ૦ ત૦), (**प्रसूते इति प्रसवि**); **अम्भसि जायते इति अम्भोजम्**–'કમળ'; સોનાનાં કમળને ઉત્પન્ન કરનાર. **मानसस्य सलिलं आददानः**–માનસસરોવરના પાણીને લેતો; **आ+दा** ગ. ૩, આત્મને., વ. કૃ. **आददानः**. **ऐरावतस्य**–ઐરાવત, ઇન્દ્રના હાથીની. **क्षण...प्रीतिम्–क्षणे मुखपटप्रीतिः** (સ૦ત૦), **मुखे पटः** (સ૦ત૦), **मुखपटेन प्रीतिः** (તૃ૦ ત૦), જળ આપતી વખતે—અથવા 'ક્ષણ'નો સાદો અર્થ લઈએ તો ક્ષણવાર તેના મુખને ઢાંકવાના વસ્ત્રનો સંતોષ આપનો. **कल्पद्रुमकिसलयानि–कल्पानाम्** (**=संकल्पितानाम् अर्थानाम्**) **द्रुमाः** (ષ૦ ત૦), **तेषाम् किसलयानि** (ષ૦ ત૦); ઇચ્છેલી વસ્તુને આપનાર દિવ્યવૃક્ષોની શાખાઓ. પાંચ કલ્પવૃક્ષો કહેવાય છે: **पञ्चैते देवतरवः मन्दारः पारिजातकः । संतानः कल्पवृक्षश्च पुंसि वा हरिचन्दनम् ॥ धुन्वन्–धु** ગ. ૫, પરસ્મૈ., વ. કૃ. **धुन्वत्**નું પ્રથમા એ. વ., પુલ્લિંગ., હલાવતો. **अंशुकानि इव**–રેશમી વસ્ત્રોના જેવાં. **वातैः**–પવનના ઝપાટાઓથી. **नानाचेष्टैः–नाना चेष्टाः येषु तैः** (બ૦ વ્રી૦), નાના પ્રકારની ચેષ્ટાઓ જેમાં છે તેવી. **ललितैः**–ક્રીડાઓથી. **तं नगेन्द्रं**–તે ઉત્તમ પર્વતને; **नगः इन्द्रः इव** (કર્મ૦) **तम्. कामम्**–મનને સંતોષ થાય ત્યાં સુધી (અવ્યય૦). **निर्विशेः–निर्+विश्** ગ. ૬, પરસ્મૈ., ૨ પુ, એ. વ., વિધ્યર્થ, તું ભોગવજે.

૧૨

# મેઘદૂત

૧. પછી બ્રહ્માવર્ત દેશમાં છાયા વડે પ્રવેશ કરતો, તું ક્ષત્રિયોના યુદ્ધને સૂચવતા તે કુરુક્ષેત્રમાં જજે — જેમ તું પાણીની ધારાઓ વડે કમળો ઉપર વરસાદ નાખે છે, તેમ જ્યાં ગાંડીવ ધનુષ્યને ધારણ કરતા (અર્જુને) ક્ષત્રિયોનાં મુખો ઉપર સેંકડો તીક્ષ્ણ બાણોથી વરસાદ વરસાવ્યો હતો.

૨. સ્વજન પ્રત્યેના પ્રેમને લીધે યુદ્ધમાંથી વિમુખ બનેલા, હળને ધારણ કરનાર (બળરામે), પોતાને આનંદ આપે તેવા રસવાળી અને રેવતીનાં લોચનના (પ્રતિબિંબના) ચિહ્નવાળી મદિરાને ત્યાગી, જે પાણી સેવ્યાં હતાં, તે સરસ્વતીનાં પાણીને પ્રાપ્ત કરીને તું કેવળ રંગે કરીને શ્યામ (રહેવા છતાં) અંતરથી શુદ્ધ બનીશ.

૩. ત્યાંથી કનખલની ટેકરી પાસે પર્વતરાજ (હિમાલય) ઉપરથી ઊતરેલી, સગરરાજાના પુત્રો માટે સ્વર્ગે ચઢવાની પગથિયાંની સીડીરૂપ, જહ્નુ રાજાની પુત્રી (ગંગા પાસે) તું જજે: પાર્વતીના મુખ ઉપર (ગુસ્સામાં) ચઢેલી ભ્રુકુટિનો પોતાનાં ફીણવડે ઉપહાસ કરી, ચંદ્રને પોતાના તરંગરૂપી હાથ લગાડતી એવી જે (ગંગાએ) શિવના કેશનું ગ્રહણ કર્યું હતું.

૪. દિવ્ય હાથીની માફક આકાશમાં પોતાના પાછલા અર્ધભાગથી લટકી રહી જો તું વાંકો વળી સ્વચ્છ સ્ફટિક જેવું તેનું પાણી પીવાનો વિચાર કરે, તો પ્રવાહ ઉપર જલદી પસાર થતી તારી છાયાને લીધે તે (ગંગા નદી), ખોટે સ્થાને યમુના સાથે જાણે સંગમ થયો હોય તેવી સુંદર બનશે.

૫. બેઠેલા મૃગોની કસ્તૂરીથી જેની શિલાઓ સુવાસિત બની છે, એવા તે (ગંગાના) ઉદ્ભવસ્થાન તથા બરફને લીધે સફેદ—એવા પર્વત પાસે આવી પહોંચી રસ્તાના થાકને દૂર કરવા, તેના શિખર

ઉપર બેઠેલો તું, ત્રણ નેત્રવાળા (શિવના) સફેદ વૃષભે ઉખાડેલા કાદવની સાથે સરખાવવા યોગ્ય શોભાને ધારણ કરશે.

૬. જ્યારે પવન વાતો હોય ત્યારે, સરલવૃક્ષોની મોટી શાખાઓના ઘસારાથી જન્મ પામેલો અને તણખાઓથી જેણે ચમરીઓની (પૂંછડીઓના) વાળના જથ્થાનો નાશ કર્યો છે તેવો દાવાનળ જો તે (પર્વત)ને પીડા આપતો હોય, તો તારાં પાણીની સહસ્ર ધારાઓ વડે તે (પર્વત) ને સંપૂર્ણ ઠંડો પાડવો તને ઘટે છે: કારણ કે, આપત્તિમાં આવેલાની પીડાને શાંત કરવામાં જ ઉત્તમજનોની સંપત્તિનું ફળ રહેલું છે.

૭. તે (પર્વત) ઉપર, ક્રોધથી કૂદકો મારવા ઉગ્ર બનેલા જે શરભો, તેમનો માર્ગ જેણે જલદી છોડી દીધો છે તેવા તારા ઉપર પોતાનાં જ અંગોને ભાંગી નાખવા માટે હુમલો કરે, તો ભયંકર કરાનો વરસાદ નાખી તેમને વિખેરી નાખજે: અથવા તો, જે નિષ્ફળ કાર્યો માટે જ પ્રયત્ન સેવે છે તેવા કયા (માણસો) તિરસ્કારનું સ્થાન બનતા નથી?

૮. ત્યાં પથ્થર ઉપર સ્પષ્ટ દેખાતી તથા હંમેશાં સિદ્ધોએ બલિ અર્પણ કર્યાં છે તે, જેના મસ્તક ઉપર અર્ધચંદ્ર છે તે (શિવ)ના પગલાની છાપની, ભક્તિથી નમ્ર બની, તું પ્રદક્ષિણા કરજે: જે (પગલાની છાપ)ને જોતાં, જેનાં પાપ નાશ પામ્યાં છે તેવા શ્રદ્ધાળુ જનો દેહના ગયા પછી (મહાદેવના) ગણના સ્થિર પદને પ્રાપ્ત કરવા સમર્થ બનશે.

૯. પવનોથી પૂર્ણ બનેલા વાંસો મધુર શબ્દો કરે છે: તે (મધુરધ્વનિ) સાથે જ (પોતાના ગીતને) જોડતી કિન્નરીઓ (શિવે કરેલા રાક્ષસોના) ત્રણ નગરના વિજયને ગાય છે; અને જો પર્વતની ગુફાઓમાં (ગુંજતી) તારી ગર્જના મૃદંગ ઉપર થતા ધ્વનિસમાન બને, તો ત્યાં શિવને માટે સંપૂર્ણ સંગીતનો સાજ ખરેખર તૈયાર થઈ જવાનો.

૧૦. હિમગિરિની બાજુમાં વિવિધ દશ્યો (શબ્દશઃ વિશિષ્ટતા-વાળી વસ્તુઓ) ઓળંગી, ભૃગુઓના નેતાની કીર્તિના માર્ગરૂપ અને રાજહંસના માનસ સરોવર જવાના દ્વાર રૂપ જે ક્રૌંચ પર્વતની કરાડ છે તેનાથી, બલિરાજાને કાબૂમાં લાવવા તૈયાર બનેલા વિષ્ણુના શ્યામ પગ માફક—આડો પડી લાંબા બનવાને લીધે શોભતો, તું ઉત્તર દિશાને અનુસરજે.

(૧૧) અને પછી ઊંચે જઈ, દશમુખવાળા રાવણની ભુજાઓથી જેનાં શિખરના સાંધા ઢીલા પડ્યા છે, અને જે દેવોની સ્ત્રીઓના દર્પણરૂપ છે તેવા કૈલાસનો અતિથિ બનજે—જે (કૈલાસ) કુમુદ જેવાં સ્વચ્છ શિખરોની ઊંચાઈઓથી આકાશમાં વ્યાપી હમેશાં ઢગલાબંધ ભેગા થતા ત્રણ નેત્રવાળા (શિવ)ના અટ્ટહાસ જેવો ઊભો છે.

૧૨. મૃદુ અને ઘૂંટેલા અંજનના જેવી શોભાવાળો તું તરતના છેદેલા હાથીદાંતના કટકા જેવા શ્વેત પર્વતની બાજુ ઉપર ગયો હોઈશ ત્યારે, શ્યામ વસ્ત્ર ખભા ઉપર ધારણ કરતા હલધારી (બલરામની શોભા જેવી સ્થિરનેત્રે જોવા જેવી તે (પર્વત)ની શોભા થશે—એમ હું કલ્પના કરું છું.

૧૩. તે (પર્વત) ઉપર સર્પરૂપી કંકણ ત્યાગી શંભુએ જેને હાથ આપ્યો છે તેવાં પાર્વતી જો પગે ચાલી વિહાર કરતાં હોય, તો અંદરનો પાણીનો જથો ઠારી દઈ, ચઢતી ઊતરતી રચનાથી તારા દેહને રચી દઈ, આગળ જઈ, રત્નોની (બનેલી) પર્વતની બાજુ ઉપર ચઢવા માટે તું પગથિયાં રચજે.

૧૪. ત્યાં અવશ્ય જેમાંથી (તેમનાં) કડાંની અણીઓના ઘસાવાથી પાણી વરસી રહ્યું છે તેવા તને દેવોની યુવતીઓ યાંત્રિક ફુવારા-ઘર બનાવશે; હે મિત્ર, ઉનાળામાં પ્રાપ્ત થયેલા એવા તારો, દેવોની સ્ત્રીઓથી છુટકારો જો ન થાય તો ક્રીડામાં મશગૂલ એવી તેમને કર્ણકર્કશ ગર્જનાઓથી બીવરાવજે.

૧૫. માનસસરોવરના સુવર્ણ કમલને જન્મ આપતા પાણીને લેતો;-(પાણી પીવાની) પળે ઐરાવત હાથીના મુખવસ્ત્ર (રૂપ બની તેને) સંતોષ કરતો;—ઝીણાં વસ્ત્રો જેવી કલ્પવૃક્ષોની લતાઓને પવનથી હલાવતો;—નાના પ્રકારની ચેષ્ટાવાળી ક્રીડાઓથી તે શ્રેષ્ઠ પર્વત ઉપર, હે મેઘ, તું આનંદ કરજે.

**—મેઘદૂત : પૂર્વમેઘ : શ્લોક : ૫૧-૬૫.**



## 12. The Cloud Messenger

1. Then entering the country of Brahmavarta by your shadow, repair to that field of Kurus, indicating (still the traces of) the war between the Kshtriyas,—the field where the wielder of the Gandiva bow (i. e., Arjuna) bestrewed the faces of the kings by hundreds of sharp arrows—as you, the lotuses with showers of rain.

2. O Gentle one, having made use of those waters of the Sarasvati, which the plough-holder (i. e., Balarama), refusing to take part in the war out of his love for his relatives, used, giving up wine which was of pleasing taste and which bore the mark of (the reflection of) Revati's eyes, you too will be purified internally—remaining only black in colour (on the exterior.)

3. From that (spot), you should go to Jahnu's daughter (i. e, the Ganges), who descends from the lord of mountains (i. e., the Himalaya) near the Kanakhala hill,—the veritable flight of steps to heaven for the sons of Sagara, and, who, having indeed laughed by her foams at the knitted eyebrows on the face of Parvati (lit. the daughter of the mountain,) seized the hair of Shiva, her hands in the form of waves being extended to the moon ( on Shiva's crest.)

4. If you think of drinking, in a slanting position, her water clear like a pure crystal, hanging in the sky with the back-half ( of your body ) (thus looking) like a celestial elephant, then immediately with your shadow flitting over her (i. e., of the Ganges), she would look charming as though she had a confluence with the Jumna at a wrong place.

5. Having arrived at the mountain which is white with snow — which is the source of the same river ( Ganges )— and whose stones have been made fragrant by the musk of deer who sat there, you, who have sat on its peak with a view to remove the fatigue of a journey, shall carry the beauty comparable to the mud dug up by the white bull of the three-eyed god ( i. e., Shiva ).

6. If the forest-conflagration, which has its birth in the concussion of the thick branches of Sarala trees and which destroys with its jets of sparks the burden of chamari's hair (i. e., their thick tails) troubles it (i. e., the mountain), you deserve to extinguish it completely by thousands of your showers of water; because, the riches of the great have for their end the alleviation of the pain of the miserable.

7. Scatter away those (Sarabhas) by throwing down the heavy showers of hail—the Sarabhas, who violent to jump at you in anger, may attack you who have immediately left their path, only to break their own limbs; for who, indeed, that put forth efforts in futile undertakings, would not be the object of contempt?

8. Humble with devotion, you should turn round the foot-print of the crescent-crested one (i. e., Shiva), (which is) visible on the stone there and where the Siddhas have always piled their offering;—on seeing which (i. e., the foot-print), the faithful, with their sins wiped out, will be able to attain the abiding position among Ganas (i. e., Shiva's attendants) after they have left their bodies.

9. The bamboos, being filled by winds give out sweet sounds; and in harmony there-with, the victory over three cities is sung by the Kinnara women; and if your thunder (resounding) in caves be like the sound on the drum, then certainly there will be the full musical concert of Shiva there.

10. Having gone over various (charming) scenes (lit. objects) by the ridge of the snowy mountain (i. e., the Himalaya), follow the northern direction by the opening in the (mount) Krauncha, the gateway for swans and the path of fame for the leader of Bhrigus — appearing beautiful by your length stretching cross-wise like the black foot of Vishnu ready to put down Bali.

11. Having gone to the north, be you the guest of the Kailasa, the joints of whose peaks were loosened by the hands of ten-mouthed (Ravana) and which is as it were the mirror for the women of gods—(the Kailasa) which, standing stretched out by the heights of its peaks, pure like the lilies of night, appears like the boisterous laughter of the three-eyed god (i. e., Shiva) heaped up every day.

12. I imagine that the beauty of the mountain will be worthy to be observed with

steady eyes while, you, bearing the beauty of powdered and glossy collyrium, are on the ridge of the (mountain) white like the section of elephant's tusk freshly cut,—(appearing thus) like the black mantle flung on the shoulders of Balarama.

13. If on that pleasure-mountain Parvati, offered a hand by Shiva who has given up the serpent-bracelet, move sportingly about on foot, you go before her with your inner mass of water hardened and your body arranged in the form of graded levels and be you a flight of steps for her to climb the jewelled ridge.

14. Certainly the celestial women there will turn you—from whom the water showers down by the rubbings of the points of their (i. e., of those women) bracelets—into a mechanical shower-bath; O friend, if you, obtained (by them) in summer, do not procure a release from them, alarm them, engaged in sport, by your thunders harsh to ears.

15. May you enjoy on that lord of mountains, O cloud, to your heart's content with sports containing varied movements—taking the water, of the Manasa lake, giving birth to golden lotuses; giving gratification to Airavata for having a cloth before his mouth at the

moment of drinking water; and shaking with winds the branches of celestial trees as if they are fine garments.

—**Meghaduta : Purvamegha : Verses : 51-65**



**Questions :**

I Dissolve the following compounds :

गाण्डीवधन्वा; पश्चार्धलम्बी; इन्दुलग्नोर्मिहस्ता; सरलस्कंधसंघट्टजन्मा; उल्काक्षपितचमरीबालभारः; शुभ्रत्रिनयनवृषोत्खातपङ्कोपमेयाम्; आपन्नार्तिप्रशमनफला; निष्फलारम्भयत्नाः; उपतटम्; अनुकनखलम्; स्निग्धभिन्नाञ्जनाभे; दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः; वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयम्;

II Give the mythical allusions of :

हित्वा. . . सिषेवे; क्षेत्रं क्षत्रप्रधनपिशुनम्; जह्नोः कन्यां सगरतनयस्वर्गसोपानपंक्तिम्; संरक्ताभिः . . . किन्नरीभिः; हंसद्वारं. . . क्रौञ्चरन्ध्रम्; श्यामः . . . विष्णोः; दशमुखभुजोच्छ्वासितप्रस्थसन्धेः; त्र्यम्बकस्याट्टहास.

III Write explanatory notes on :

ब्रह्मावर्त; कौरवं क्षेत्रं; गाण्डीवधन्वा; रेवती; कनखल; नाभिगन्धैः; शरभाः; संगीतार्थः; क्रौञ्चरन्ध्रम्; ऐरावत; चरणन्यासम् अर्धेन्दुमौलेः; लाङ्गली; करणविगमात्; कल्पद्रुम; सिद्धाः; किन्नरीभिः.

IV Recognise the following forms :

सिषेवे; भविता; अवतीर्णाम्; संसर्पन्त्या; आसीनानाम्; यक्ष्यसि; सरति (in तं चेद्वायौ सरति etc.) शमयितुम्;

